

# શ્રીઅનુભવમાળા
# સ્વાનુભવ દર્પણ

સટીક.

મૂળ હિંદુસ્તાની ઉપરથી ગુજરાતી
અનુવાદ કરનાર,
**માણેકલાલ ઘેહેલાભાઈ.**
વિવેચનકાર
**લાલન.**

સંવત્ ૧૯૬૨ આશાઢ. સન ૧૯૦૬.
મૂલ્ય-કાચા પુંઠા વાળાના ૧૨ આના;
પાકાનો રૂપીઓ ૧.

# ગ્રન્થાર્પણ.

પરમોપકારી પૂજ્ય

શ્રીમદ્ રાયચંદ્ર રવજીભાઇ,

જેમનાથી અધ્યાત્મમાર્ગમાં મ્હારી પ્રવૃત્તિ થઇ મમત્વનો આગ્રહ છૂટયો છે, જેમને સુખદુઃખપર ઉદાસીનતા રહેતી અને જેમના સત્સંગના લાભથી, અનેક મનુષ્યોએ ઘણા કાળનો દુરાગ્રહ મૂકી, રાગ દ્વેષ ઘટાડવાની, પ્રવૃત્તિ આદરી છે, એવા શાંત, દાન્ત, ધૈર્ય, ગાંભિર્યાદિ અનેક સદ્ગુણાલંકૃત અંતરાત્મત્વરૂપ, આત્મા પરમાત્માની ઐક્યતાના રસિક, પ્રસંગમાં આવનારને શ્રીવીતરાગપ્રણીત, યથાર્થ માર્ગ જણાવનાર એવા પૂજ્યશ્રીને મ્હારા ઉપરના અનેકાનેક ઉપકારના સ્મરણાર્થે આ યોગીંદ્ર દેવના આશયને લઇ લખેલો ગ્રંથ, નિજશ્રીના આશયોને ઘણી ઘણી રીતે મળતી આવે એવી ૧૦૮ શ્લોકરૂપી માળા નિજશ્રીને નમ્રપણે અર્પણ કરૂં છું. અને આ માળા ઘણા કાળથી, આપને કંઠે છે, છતાં શુદ્ધ બુદ્ધિથી, અર્પણ કરેલી આ માળા, જ્યાં હો ત્યાં આપશ્રીના કંઠને પુનઃ શોભાવો એવું ઇચ્છું છું.

આપના વિરહથી દુઃખી, આપનો દાસાનુદાસ,

માણેકલાલ ઘેહેલાભાઈ.

# પૂર્વકથન.



આ અનુભવમાળામાં ૧૦૮ મણકા–દોહા છે, જેમાં અનુભવીઓને પદે પદે વિચાર કરવાને તથા આત્મસ્વરૂપનું ધ્યાન ધરવાને સૂચના કરવામાં આવેલી છે. આ ન્હાના ગ્રંથની રચના કોઈ **યોગીંદ્ર** દેવ નામના યોગીએ જૈનમતના નિશ્ચયનયને મુખ્ય કરી માગધી ભાષામાં રચેલી છે, જેનો અનુવાદ હિન્દુસ્તાની ભાષામાં કટની–મુડવારાના મુનશી **નાથુરામે** દોહાબંધ કર્યો છે, જેનું હિન્દી પુસ્તક મને મ્હારા પાલિતાણા નિવાસી એક ભાઈ ધરમચંદભાઈ પાસેથી મળ્યું. અને જે વાંચતાં મને અપૂર્વ આનંદ થયો, તેથી મારી મનોવૃત્તિ–ઉક્ત નિષ્પક્ષપાતી લેખનું ગુજરાતી ભાષાંતર કરવાની થવાથી, આ કવિતારૂપ ન્હાનો ગ્રંથ વાંચકવર્ગની સમક્ષ મૂકવાનું મેં સાહસ કર્યું છે.

મને કવિતા રચવાનો એટલો બધો મ્હાવરો નથી, તેમજ અધ્યાત્મવિષયની સંકળના અને તેપણ મૂળગ્રન્થના ઉદ્દેશબંધનમાં રહી પદ્યરૂપે યોજના કરવામાં, કવિતામાં પિંગળદોષ થયો હોય તોપણ, અનુબન્ધ ચતુષ્કનો વિચાર કરતાં આનો ઉપયોગ આત્માર્થ પુરુષો કરનાર છે એટલે તેમની નજર, વર્ણ અથવા રસાલંકાર તરફ ન જતાં ભાવ તરફજ જવાનો સમ્બન્ધ ધ્યાનમાં આવતાં આ ગ્રન્થ પ્રસિદ્ધિમાં લાવવાનું ઉચિત ધાર્યું છે.

સામાન્ય વાચકોને વિનંતી કરવાની કે આ ગ્રન્થનાં નિશ્ચયાત્મક વાકયોથી વ્યવહારની અવગણના કરવાનું ન કરતાં નિશ્ચયને લક્ષમાં રાખી નિર્મમત્વથી વ્યવહારમાં પ્રવૃત્તિ કરવાથીજ

ઉચ્ચ પદને પમાય છે. પરન્તુ હદ ઓળંગીને નિશ્ચયવાક્યોથી પ્રવૃત્તિમાં ફેરફાર કરતાં ધોબીના શ્વાનની પેઠે, ઉભય ભ્રષ્ટતાને પમાય છે. અર્થાત્ અધ્યાત્મપણું પ્રાપ્ત થતાં પહેલાંજ વ્યવહાર છૂટવાથી પુણ્યનું ઉપાર્જન બંધ થશે; અને સમભાવ ન આવતાં આત્માની મુખ્યતા શબ્દમાંજ રહેશે. "જે જ્ઞાનીઓ પત્થર અને સોનું એક ગણે તેને તીર્થમાં અને દેરામાં દેવ નથી, પણ પોતાનામાં દેવ છે" એવું માનવાનું છે. પરન્તુ આ દશા પ્રાપ્ત થતાં પૂર્વે મોક્ષના નિમિત્ત કારણરૂપ દેવ–ગુરૂની અવગણના કરવાથી પરિણામ દુઃખદાયકજ આવશે. જ્યારે આ ગ્રન્થમાં દેવનું લક્ષણ અને પ્રવૃત્તિ જૂદી બતાવી છે, ત્યારે, જે પરિણામે હાનિકારક હોય તે, પ્રસિદ્ધિમાં–પહેલું–લાવી લોકોને ભ્રમણામાં નાંખવાનું શું પ્રયોજન ? આમ સ્વાભાવિકજ પ્રશ્ન ઉદ્ભવે પરન્તુ એનો ઉત્તર એ છે કેઃ—

ખરેખરૂં મુક્તત્વ તો આ ગ્રન્થમાં લખ્યા પ્રમાણે પ્રવૃત્તિ કરવાથીજ પ્રાપ્ત થાય છે. એવું છે તોપણ કેટલાક, શરીરપર, કુટુંબપર, અને ધનપર મમત્વ ન રાખનાર મુનિજનોનો દેવ અને તીર્થપર અતિ આગ્રહ રહેવાથી, તેઓ કેટલીક વખત પોતાનો ધર્મ ભૂલી જઇ સામાન્ય મનુષ્યોની પેઠે તીર્થ અને દેરાંના કામમાં ઉપદેશ દૂર કરી આદેશની પ્રવૃત્તિ કરે છે. તેમજ શ્રાવકો કે, જેઓ જિનાજ્ઞાનુસાર વર્તનાર છે, તેઓ પણ વખતે પોતાનો ધર્મ મૂકી છળપ્રપંચ અને સાથે અસત્ય વદતાં વિચાર કરતા નથી, તેવાઓની દૃષ્ટિ પવિત્ર કરવા આ ગ્રન્થનું દર્શન કરાવવાનું યોગ્ય વિચાર્યું છે.

વર્તમાન સમયે **મક્ષીજી** સમ્બન્ધી તકરાર ચાલે છે; જેમાં

છળપ્રપંચનો ઉપયોગ સારી પેઠે થાય છે. જ્યારે હું આ ગ્રન્થનો અનુવાદ કરવામાં હતો, ત્યારે મારી પાસે પોતાના કંઇક કાર્યપ્રસંગે એક દિગંબર મતના ધનવાન્ ગૃહસ્થ આવ્યા હતા. તેમને મેં આ ગ્રન્થના શ્લોકો બતાવી તીર્થને માટે વિશેષ આગ્રહ અને તકરાર ન કરવાની વ્યંગાર્થમાં સૂચના કરી ત્યારે તેઓએ ઉત્તર આપ્યો કે, આતો નિશ્ચિનયનાં વાકયો છે. વ્યવહારતો ચાલે તેમ ચલાવવો. આ ગૃહસ્થ પૈસે ટકે સારીપેઠે સુખી છે, વિદ્વાનોની સોબત કરનાર, તેમજ ગુણગ્રાહક હોઈ સારી વાતોને ચાહીને અમલ કરવાના ઇચ્છક છે. છતાં પણ મતના આગ્રહથી અને તેવા પ્રકારના અજ્ઞાનભાવે તીર્થપરથી મમત્વ છોડવાની હિમ્મત ચલાવી શક્યા નહીં.

આવાં આવાં અનેક કારણોથી અને "સારૂં તે મ્હારૂં" એમ નિશ્ચય થએલો હોવાથી "મ્હારૂં તેજ સારૂં" એવો વિચાર દૂર કરી આ ગ્રંથ પ્રસિદ્ધ કરવાની પ્રવૃત્તિ કરાય છે.

ગ્રંથ લખી, ભૂલ કરી, વાંચકવર્ગ પાસે ક્ષમા માગવી એ મ્હને તો દુરસ્ત લાગતું નથી, મ્હને એજ પ્રિય છે કે, "જે દોષ બતાવે તે પ્રિય" આ નિયમાનુસાર જે કાંઈ ભૂલભાલ આપને દૃષ્ટિગોચર થાય તેપર આડી નજર ન કરતાં જાહેરપત્રદ્વારા, પુષ્કળ ટીકાઓ કરવાને માનપૂર્વક વિનંતી કરૂં છું. અગર તેમ કરવું યોગ્ય ન જણાય તો મ્હારી સાથે પત્રવ્યવહાર ચલાવી, દોષોનું સમાધાન મેળવવા વિનંતી કરૂં છું.

એક કવિરાજ કથે છે કેઃ—"કથ્યું કથે તે શાનો કવિ, ને શીખી વાત તે શાની નવી" તેવીજ રીતે મ્હારો મને આ ગ્રંથ કથ્યું કથ્યા જેવો છે, તોપણ વાચકવર્ગના અનુભવ બહાર

છે. તેમજ જ્ઞાન કાંઈ નવું આવતું નથી. લેખક હમેશાં શીખેલું, સાંભળેલું, અનુભવેલું, અને તે ઉપરથી સ્વયંકલ્પના શક્તિવડેજ લખી શકે છે. આ ત્રણે સાધનોથી કલ્પેલું લખવા શિવાય, કોઇ પણ ગ્રંથ લખાયો હોય એમ મ્હારૂં ધારવું નથી. તેથી જો ઉપરના વિચારનેજ પ્રધાન માનિયે, તો નવા ગ્રન્થો લખાયજ નહીં. માટે તે વિચાર ન કરતાં મૂળ લેખ સાથે ગ્રંથનું ભાષાંતર કરતાં, કિંવા તેના આધારે સ્વતન્ત્ર ગ્રન્થ લખનારે પોતાના વિચારો જણાવ્યા છે; અને પોતાના વિચારોને અનુકૂળ મૂળ ગ્રન્થકારને કર્યા છે અથવા પોતે મૂળ ગ્રન્થકારને અનુકૂળ થઈ લેખ લખે છે એમજ ગણવાનું છે, અને તેથી ગ્રન્થલેખના ગુણદોષનો પાત્ર પોતેજ છે. વખતે કોઈ કંજુસાઈથી ગ્રન્થના અનુવાદક વા સાર ગ્રાહકને ગુણનો ભાજન ન ગણે તો ચાલશે; પણ દોષમુક્ત તો તેને થવાનુંજ નથી. માટે આ ગ્રન્થસમ્બન્ધે જેને જે ચર્ચા કરવી હોય, તે ખુલ્લી રીતે કરવા અનુવાદક તરફથી તેમજ વિવેચનકાર મ્હારા મિત્ર **ભાઈ લાલન** તરફથી કોઈ પણ રીતનો પ્રતિબન્ધ નથી. "માણસ માત્ર ભૂલને પાત્ર છે," તેમાં પણ સર્વજ્ઞ ભગવાન્ અથવા શ્રુતકેવલી મહારાજ કે બહુશ્રુતો ભુલ ન કરે એમ ગણાય, પણ તે શિવાય અલ્પજ્ઞ છદ્મસ્થ એમ માને કે, મ્હારામાં ભૂલ નથી, તેને તો મૂર્ખજ સમજવાનો છે. માટે પૂર્વ સંપ્રદાયને અનુસરી, શિષ્ટ પુરુષોના માર્ગપ્રમાણે આ ગ્રન્થમાં જે કાંઈ ભૂલ થઈ હોય, અથવા આ ગ્રન્થથી મ્હારા ધારવા કરતાં કંઈ બીજું પરિણામ આવે, તેમાટે શુદ્ધ મનથી ક્ષમા માગું છું.

મોહમયીપત્તન (મુંબાઇ).

લિઃ—અનુવાદક,
દુર્જનોનો મિત્ર અને સજ્જનોનો દાસ
**માણેકલાલ ઘેહેલાભાઈ.**



श्रीसद्गुरवेनमः

# श्री अनुभवमाळा

अथवा

# स्वानुभवदर्पण

## મંગળાચરણ.

પ્રથમ શ્રી સિદ્ધમહારાજને[1] નમસ્કારરૂપ.

कर्म कलंक निवारीने, थया सिद्ध महाराज;
मन वचन काये करी, वंदु तेने आज. १

ભાવાર્થઃ—કર્મરૂપી કલંકો દૂર કરી જેઓ સિદ્ધ ભગ-

१ અધ્યાત્મરસિકો ઘણું કરી ગ્રંથારંભે સિદ્ધ ભગવાનની સ્તુતિ કરતા જણાય છે.

વાન થયા છે, તેઓને હું આજ મન, વચન અને કાયાએ કરી વંદન કરૂંછું.

**પરમાર્થ:**—જે મહાપુરૂષોએ શુક્લધ્યાનરૂપી તીવ્ર અગ્નિવડે, મોહિની, જ્ઞાનાવરણી, દર્શનાવરણી, ને અંતરાય એ ચાર ધાતી કર્મોને-એટલે નિજસ્વરૂપને સંપૂર્ણ ન ઓળખવા દેનાર કર્મોને-તેમજ વેદનીય, આયુ, નામ અને ગોત્ર એ ચાર અધાતી કર્મોને એટલે નિજસ્વરૂપને ન રોકતાં જે સિદ્ધ અવસ્થા ન પામવા દેનાર કર્મરૂપી લાકડાંઓને બાળી ભસ્મ કરી નાંખ્યાં છે, એટલે કે જેઓ કર્મકલંકથી દૂર થઈ પરમ પવિત્ર આત્મભાવમાં તન્મયપણું પામી, શુદ્ધ સિદ્ધ અવસ્થાને જેઓએ મેળવી છે એવા સિદ્ધ મહારાજને હું આજ મન, વચન અને કાયાએકરી વંદન કરૂંછું.

શ્રીજિનેશ્વર ભગવાનને નમસ્કારરૂપ.

**चार घातीआं क्षय करी, जेणे लीधा चार;**
**ते जिनवरने वंदीने, करुं काव्य सुखाकर. २**

**ભાવાર્થ:**—જેઓએ ચાર ધાતી કર્મોનો નાશ કરી અનંત ચતુષ્કરૂપી રિદ્ધિ મેળવી છે, એવા શ્રી જિનેશ્વર-પ્રભુને વંદન કરી સુખ કરનારૂં કાવ્ય રચુંછું.

**પરમાર્થ:**—પૂર્વે વર્ણવેલાં જ્ઞાનાવરણી, દર્શનાવરણી, મોહિની અને અંતરાય, એ ચાર ધાતી કર્મોનો સમૂળગો નાશ કરી, તેમને સ્થાને જેઓએ, અનંત જ્ઞાન, અનંત દર્શન,

અનંત સુખ અને અનંત વીર્યરૂપી લક્ષ્મીને પ્રાપ્ત કરી છે, એવા રાગદ્વેષરૂપી શત્રુઓને જીતનારા જિનેશ્વર ભગવાનને પણ વંદન કરી, અધ્યાત્મજ્ઞાનની અભિલાષા રાખનારા મનુષ્યોને હિતકારક કવિતા રચુંછું.

આ ગ્રંથ રચવાનું પ્રયોજન.

**इच्छुंछुं निजमुक्तता, भवभयथी डरी चित्त,**
**शत अष्टोत्तर हुं रचुं, निजपर बोध निमित्त. २**

**ભાવાર્થઃ**—આ સંસારરૂપી ભયથી મારા મનમાં ડરી હું મ્હારી મુક્તિ ઇચ્છુંછું. તેમજ મ્હારા પોતાના અને પરના જ્ઞાનમાટે એકસો ને આઠ દુહા રચુંછું.

**પરમાર્થઃ**—આ નારક, તિર્યંચ, માનુષ અને દેવરૂપી ચતુર્ગતિવાળા સંસારમાં જન્મ, જરા, રોગ, મરણાદિકના વારંવાર થતા ભયોથી મ્હારા મનમાં ડરીને હું મ્હારી મુક્તિ ઇચ્છુંછું, અર્થાત્ કર્મજનિત સંસારથી છૂટવાને ચાહું છું. વળી હું, તેમજ બીજા ભાઇઓ, સમ્યક્ જ્ઞાનની આ ગ્રંથમાંથી પ્રાપ્તિ કરે એટલામાટે એકસો ને આઠ દુહાની આ રત્નમાળા રચુંછું.

આવા ભયંકર સંસારમાં ચેતનને રખડવાનું કારણ.

**जीव, काळ, संसार आ, कह्या अनादि अनंत;**
**चेतन खोटी समजथी, भमे न सुख लहंत. ४**

**ભાવાર્થઃ**—જીવ, કાળ, અને સંસાર એ ત્રણેને આદિ

અને અંતવિનાના કહ્યા છે. વળી હે જીવ! તું ત્હારી જૂઠી સમજણુથી ભટકયા કરે છે. અને (સત્ય) સુખને તું પામતો નથી.

**પરમાર્થ:**—જીવ, કાળ, અને સંસાર એવાં છે કે, તેઓને આદિ નથી, અને અંતપણુ નથી. એમ કેવલીભગવાને કહ્યું છે. આવા ચતુર્ગતિરૂપી સંસારમાં જીવ અનાદિકાળથી સ્વભાવે નિર્મળ હોવા છતાં, પણુ મિથ્યા જ્ઞાનના પ્રભાવથી વારંવાર ભટકયા કરી જન્મ, જરા, આધિ, વ્યાધિ, ઉપાધિ, અને મરણાદિક અનેક દુઃખો પામ્યા કરે છે. પરંતુ સત્ય એવા આત્મજ્ઞાનને પામી આત્મસુખની પ્રાપ્તિ કરી લેતો નથી.

ત્યારે એ ચાર ગતિમાં ભમતો કેમ અટકે?

**चार गति दुःखथी डरे, तो तज सौ परभाव;**
**शुद्धात्म चिंतन करी, सहज सिद्ध थइ जाव. ५**

**ભાવાર્થ:**—ચાર ગતિમાં ભટકવાના દુઃખથી તું ડરતો હોય તો હે ચેતન! તું સર્વ પરભાવને છોડી, શુદ્ધ આત્મસ્વરૂપનું ધ્યાન કર કે જેથી સહેજમાં તું સિદ્ધગતિને પામે.

**પરમાર્થ:**—નારકાદિ ચાર ગતિમાં અનેક વાર ભટકી, જન્મ, જરા, મરણુ, આદિના ભયંકર દુઃખથી તું ડરતો હોય તો તેમાંથી છૂટવાનો આ એક ઉપાય છે. ને તે એકે સમસ્ત પરભાવને એટલે ઉપાધિક ભાવને છોડી દે, અર્થાત્

કર્મજનિત દેહાદિમાંથી હું અને માહારૂં એવી બુદ્ધિ છોડી દે અને કર્મકલંકરહિત એવા શુદ્ધ આત્મતત્વમાંજ હું બુદ્ધિ રાખી, એવું ચિંતવન કર કે જેથી સહેજમાં મોક્ષસુખ મેળવી સર્વથા અભય એવી સિદ્ધ અવસ્થા પામે.

હવે એ ચિંતન કેમ કરવું તે કહેછે:—

**त्रिविध आतमा जाणीने, तज बहिरातमरूप;**
**थइ तुं अंतर आतमा, ध्या परमात्मस्वरूप. ६**

**ભાવાર્થ:**—આત્મા ત્રણ પ્રકારે છે એમ જાણી લે, એટલે બહિરાત્મા, અંતરાત્મા, અને પરમાત્મા–તેમાંથી તું બહિરાત્માનું રૂપ ( જાણી )ને તેને છોડીદે અને અંતરાત્મા થઈ પછી પરમાત્મસ્વરૂપનું ધ્યાન કર.

**પરમાર્થ:**—બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એવા આત્માના ત્રણ પ્રકાર છે, તેને તું બરાબર સમજી લે, આમાંથી બહિરાત્માના રૂપને તું છોડી દઈ, અંતરાત્માના સ્વરૂપમાં આવ અને પછી પરમાત્મસ્વરૂપનું ચિંતન કર, આવા ક્રમથીજ ધ્યાન કરવાથી ખરેખરો લાભ થવાનો સંભવ છે.

હવે બહિરાત્માનું સ્વરૂપ કહેછે.

**मिथ्या दर्शन वश फसी, धरे अहं ममकार;**
**जिनवर बहिरात्म कहे, ते भमशे संसार. ७**

**ભાવાર્થ:**—જે કોઇ ખોટી સમજથી ફસી પડી ( ત્યાં

દેહાદિમાં) અહંકાર અને મમત્વ કરે તેને શ્રી જિનેશ્વર ભગવાને બહિરાત્મા ગણેલ છે, અને જે તેવા રહેશે તે ભવભ્રમણ કર્યા કરશે.

**પરમાર્થ:**—મિથ્યાદર્શન એટલે ખોટી સમજ એટલે કે શરીર જે જડ છે તેને હુંકરી માને, અને એ (શરીરનાં) સ્ત્રી, પુત્રાદિ અને ઘર, ધનાદિ તેને મ્હારાં કરી ગણે તેને શ્રી જિનેશ્વર દેવે, બહિરાત્મા ગણેલા છે, અને ચેતન જ્યાંસુધી એવા બહિરાત્મભાવમાં રહેશે, ત્યાંસુધી ચતુર્ગતિરૂપી દુખદ સંસારમાં ભટકયા કરશે એવું તેમનું કહેવું છે.

હવે અંતરાત્માનું સ્વરૂપ વર્ણવે છે.

**निज परनो अनुभव करी, पर तजी ध्याये आप;**
**अंतर आत्मा जीव ते, नाश करे त्रय ताप. ८**

**ભાવાર્થ:**—જે નિજ (પોતાનું) શું ને પર શું, એનો (ખાતરીપૂર્વક) વિચાર કરી, પરને છોડી, પોતાને પોતે સમજી, પોતાના સ્વરૂપનુંજ ચિંતન કરે છે તે અંતરાત્મા છે ને તે જન્મ, જરા ને મરણના ત્રણે પ્રકારના તાપનો નાશ કરે છે.

**પરમાર્થ:**—જે જીવ ચૈતન્યરૂપ નિજસ્વરૂપ અને પુદ્ગલાદિ સ્વરૂપને ખાત્રીપૂર્વક ઓળખી પુદ્ગલાદિ પરવસ્તુમાંથી, મમત્વ ભાગ છોડી દઈ નિજસ્વરૂપનું એટલે જ્ઞાનરૂપ, દર્શનરૂપ એવા પોતાના ચૈતન્યસ્વરૂપનેજ હુંરૂપ સમજી—તેનેજ **सोहं**

સમજી-તેનું ધ્યાન ધરેછે, તે જીવ અંતરાત્મા છે, અને દે-
હમાં થતા જન્મ, જરા અને મરણના ત્રણ પ્રકારના તાપ
પણ તેજ દૂર કરી શકે છે.

પરમાત્માનું સ્વરૂપ.

**निर्मळ, निकल, जिनेंद्र, शिव, सिद्ध, विष्णु, बुध, संत;**
**परमात्माना नाम एम, ग्रंथे कह्यां अनंत. ९**

**ભાવાર્થ:**—નિર્મળ, નિકલ, જિનેંદ્ર, શિવ, સિદ્ધ, વિષ્ણુ, બુદ્ધ, સંત, એવાં પરમાત્માનાં અનેક નામો ગ્રંથોમાં કહ્યાં છે.

**પરમાર્થ:**—કર્મરૂપી મેલ દૂર હોવાથી નિર્મળ, અશરીરી હોવાથી નિકલ, કર્મરૂપી શત્રુઓને જીતનારા, એવા જિનો, તેમાં મુખ્ય હોવાથી જિનેંદ્ર, જન્મ-મરણ ટાળી પરમસુખ પ્રાપ્ત કર્યું માટે શિવ, કર્મ કલંક મટાડી, અનંત જ્ઞાનાદિ સિદ્ધ કર્યાં માટે સિદ્ધ, અનંત જ્ઞાનદર્શનવડે સર્વવ્યાપી હોવાથી વિષ્ણુ, કોઈ પણ સહાયવિના, પોતે સર્વ કંઈ જાણી રહ્યા છે, માટે બુદ્ધ, અને સદા સર્વદા કાળ પોતાની નિજસ્થિતિમાં રહેવાવાળાં હોવાથી સંત; એ આદિ પરમાત્માનાં અનેક નામો ગ્રંથોમાં શ્રી જિનેશ્વર ભગવાને કહ્યાં છે.

બહિરાત્મસ્વરૂપ પુનઃ સ્પષ્ટ રીતે વર્ણવે છે.

**गति, जाति, वेदादिने, तन, मन, जन ममकार;**
**धारे ते बहिरातमा, भमतो बहु संसार. १०**

**ભાવાર્થ:**—ચાર ગતિ, ચાર જાતિ, ત્રણ વેદ, શરીર, મન (વચન) સ્ત્રી પુત્રાદિ સ્વજનમાં મ્હારાપણું જે ધારી રહ્યા છે, તે બહિરાત્મા છે અને તે વારંવાર સંસારમાં ભમેછે.

**પરમાર્થ:**—હું દેવ છું, હું મનુષ્ય છું, હું પશુ છું કે હું નારક અર્થાત્ નરકમાં રહેનાર કીડો છું, એમ જાણે; હું સ્ત્રી છું, હું પુરૂષ છું, હું નપુંસક છું એમ પોતાનામાં સ્ત્રિયાદિપણું ધારે; આ શરીર, મન વચન, ધન, પુત્રાદિ મ્હારાં છે, એમ માની લે, તે જીવ બહિરાત્મા જાણવો અને તેજ જીવ વારંવાર જન્મ જરા મરણના અનેક દુ:ખરૂપ સંસારમાં ભટકે છે.

ગુરૂઉપદેશ.

**देह गेह धन धान्यने, पर जड पुद्गल जाण;**
**ज्ञाता, द्रष्टा, आप तुं, चेतन सुखगण खाण. ११**

**ભાવાર્થ:**—દેહ, ઘર, ધન અને ધાન્ય એ સર્વને તું પર, જડ અને પુદ્ગલિક છે એમ સમજ; અને જ્ઞાતા, દ્રષ્ટા, ચેતન, અને સુખ, ઇત્યાદિ અનંત ગુણોની તું પોતે ખાણ છે એમ જાણ.

**પરમાર્થ:**—આ દેહ ઘર, દોલત અને ધાન્યાદિ એને તું પર, જડ અને પુદ્ગલિક છે એમ સમજી તું પોતે તો, તે સર્વનો જ્ઞાતા, દ્રષ્ટા, ચેતન અને અનંત સુખાદિ અનેક ગુણોરૂપી રત્નોની ખાણ છે, એમ સમજ. આ પ્રમાણે ગુરૂ શિષ્યને બોધ કરેછે.

**परमरूप माने आपजो, तो भवभ्रमण न जाय;**
**जो जाणे निजरूपने, तव पोते शिव थाय. १२**

**ભાવાર્થ:**—જ્યાંસુધી આ પર એવા જડ દેહાદિને હું છું એમ માને ત્યાંસુધી સંસારચક્રમાં ભટકવાનું તેને જાય નહિ. પરન્તું હું ચેતન છું એવું જાણે તો, અનંત સુખમય એવું મોક્ષપદ પામે.

**પરમાર્થ:**—આ જડ એવા દેહાદિને હું છું એવું જ્યાંસુધી જીવ માની રાખે, ત્યાંસુધી ચતુર્ગતિરૂપ સંસારમાં ભ્રમણ કરવાનું મટે નહિ; પરન્તુ પોતાને જ્યારે હું ચૈતન્ય છું એવું સમજે તો અનંત સુખમય એવી મોક્ષાવસ્થાને પોતે પામે.

**विण इच्छा शुचि तप करे, रहे निज गुणमां आप;**
**निश्चय पामे परमपद, तपे न फरी भवताप. १३**

**ભાવાર્થ:**—સાંસારિક પદાર્થની ઇચ્છાવિના જે દોષરહિત તપ કરે. અને પોતે પોતાના (જ્ઞાનાદિ) ગુણોમાં રમણ કરે–તેમાંજ રહે–બીજામાં લક્ષ ન આપે તો ખરેખર ઉત્કૃષ્ટ એવા મોક્ષસ્થાનને પોતે પામે અને જન્મ, જરા મરણરૂપ સંસારી તાપથી ફરી દુઃખ ન પામે.

**પરમાર્થ:**—સાંસારિક પદાર્થોના સુખની ઇચ્છાવિના જે નિર્દોષ તપ કરે, અને પોતાના ચેતનને જ્ઞાનાદિ સ્વગુણમાં સ્થાપે તે ખરેખર પરમ એટલે ઉત્કૃષ્ટ એવું મોક્ષ પામે

અને જન્મ, જરા, મરણરૂપી સંસારના અનેક તાપથી ફરી દુઃખ પામે નહિ.

બંધ અને મોક્ષનું કારણ.

**मोक्ष स्वभावे होय छे, बंध विभावे होय;**
**बंध, मोक्ष परिणामथी, अन्य न कारण होय. १४**

**ભાવાર્થ:**—પોતાના સ્વભાવમાં રહેવાથી મોક્ષ અને (પર-સ્વભાવરૂપ) વિભાવમાં રહ્યાથી બંધ. આમ બંધ અને મોક્ષનું કારણ ચેતનનો પરિણામ છે, એમાં કોઇ બીજું કારણ નથી.

**પરમાર્થ:**—જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય ઇત્યાદિ પોતાના સ્વભાવ છે અને કામ, ક્રોધ, મોહ ઇત્યાદિ પોતાના વિભાવ છે. હવે જો ચેતનનું પરિણામ સ્વભાવમાં રહે તો મોક્ષ, ને વિભાવમાં રહે તો બંધ. આમ બંધ, મોક્ષનું, કારણ પોતાના આત્મપરિણામ વિના બીજું કંઈ નથી.

આત્મજ્ઞાનવિના પુણ્યદાનથી પણ મુક્તિ નથી.

**जो स्वात्मा जाण्याविना, करे बहु पुण्यदान;**
**भमे तोए संसारमां, मुक्त न थाय निदान. १५**

**ભાવાર્થ:**—આત્મજ્ઞાન થયાવિના ઘણુંએ પુણ્યદાન કોઇ કરે તોપણ તે સંસારમાં ભમ્યા કરે, અને મુક્ત અવસ્થાને ન પામે.

**પરમાર્થ:**—પોતાનો આત્મા શું છે તે યથાર્થ ઓળખ્યા-વિના ગમે તેટલાં પુણ્યદાનનાં કર્મો કરે તોપણ તેનું સંસા-

રમાં ભટકવાનું મટે નહિ. તેમજ તે કોઇ પણ રીતે સંસારથી મુકાવારૂપ, મોક્ષ અવસ્થા મેળવે નહિ. પુણ્યદાન આત્મજ્ઞાનવિના શુભ આશ્રવથી દેવતાદિ ગતિનો બંધ પાડે પરન્તુ મોક્ષનો હેતુ તો તે સર્વ આત્મજ્ઞાનપૂર્વક હોવું જોઇએ તોજ તે મુક્તતા મેળવે.

વ્યવહારમાર્ગ અને નિશ્ચયમાર્ગ.

**श्रद्धा आतमज्ञान बे, दाता शिव सुख होय;**
**द्विविध धर्म व्यवहारपंथ, निश्चे आत्मा जोय. १६**

**ભાવાર્થઃ**—(સત્ય) શ્રદ્ધા અને આત્મજ્ઞાન એ બેજ મોક્ષસુખને દેનારાં છે, તે છતાં વ્યવહારમાર્ગમાં ધર્મના બે પ્રકાર છે. પરન્તુ નિશ્ચય માર્ગમાં તો આત્મજ્ઞાન એમ એકજ ધર્મનો પ્રકાર છે.

**પરમાર્થઃ**—ખરી શ્રદ્ધા અને ખરૂં આત્મજ્ઞાન એ બેજ પરમસુખમય મોક્ષપદને આપનારાં છે. વ્યવહાર માર્ગમાં શ્રાવકધર્મ અને યતિધર્મ એમ બે પ્રકાર છે. પરન્તુ નિશ્ચય માર્ગમાં ધર્મ એકજ પ્રકારે છે. અને તે એ કે, આત્મજ્ઞાન સંપાદન કરવું.

વ્યવહાર નય અને નિશ્ચય નય.

**गुणस्थानक ने मार्गणा, उपादेय व्यवहार;**
**निश्चय आतमज्ञान छे, परमेष्ठि पदकार. १७**

**ભાવાર્થઃ**—ચૌદ ગુણસ્થાન ને ચૌદ માર્ગણા આ જે જી-

વની જુદી જુદી સ્થિતિ છે, તે સૌ વ્યવહાર નયથી ખરી છે, એમ જાણવું. બાકી નિશ્ચય નયથી તો આત્મજ્ઞાન તેજ આત્મા એમ સમજવું અને એ જ્ઞાનજ પરમેષ્ઠિના ઉત્તમ પદને પમાડનાર છે.

પરમાર્થ:—મિથ્યાત્વ,[૧] સાસ્વાદન,[૨] મિશ્ર,[૩] અવ્રત સમ્યક્ત્વ,[૪] દેશવ્રત,[૫] સર્વ વ્રત યા પ્રમત,[૬] અપ્રમત,[૭] અપૂર્વ કરણ,[૮] અનિવૃત્ય કરણ,[૯] સૂક્ષ્મસંપરાય,[૧૦] ઉપશાંતમોહ,[૧૧] ક્ષિણમોહ,[૧૨] સયોગી કેવલી,[૧૩] અને અયોગી કેવલી,[૧૪] એવાં ચૌદ ગુણસ્થાનક છે. તેમજ મનુષ્યાદિ ચાર ગતિ, સ્પર્શેંદ્રિયાદિ પાંચ ઇંદ્રિયો, પૃથ્વી આદિ છકાય, સત્ય મનોયોગાદિ પંદર યોગ, સ્ત્રિયાદિ ત્રણ વેદ, ક્રોધાદિ ચાર કષાય, આઠ જ્ઞાન, સાત સંયમ, ચાર દર્શન, કૃષ્ણાદિ છ લેશ્યા, ભાવ અને અભાવ એ બે, છ સમ્યક્ત્વ, સંજ્ઞી અસંજ્ઞી એ બે, અહારક અનાહારક એમ ચૌદ માર્ગણા, ઇત્યાદિ સ્થિતિમાં જે જીવ હોય છે, તે વ્યવહાર નયથી જીવ કહેવાય, અર્થાત્ કર્મની ઉપાધિવડે, જીવ કહેવાય. બાકી નિશ્ચય નયથી, જોતાં તો, આત્મજ્ઞાન તેજ આત્મા, અને તે જ્ઞાનજ પરમેષ્ઠિ એટલે ઉત્કૃષ્ટપદ જે મોક્ષપદ તેને આપનારૂં છે.

સમ્યક્જ્ઞાન એટલે આત્મજ્ઞાન હોય તો ગુણસ્થાનક અને માર્ગણાનું જ્ઞાન પણ શિવપદ આપનાર થાય છે. માટે સ્વપરના વિવેચનરૂપ સમ્યક્જ્ઞાન પ્રથમ કરવું.

ગૃહાદિ કાર્યમાં આત્માનુભવી કેમ વર્તે ?

**गृह काम करतां छतां, जे रहे अनुभव दक्ष;**
**ध्याय सदा जिनेशपद, थाय मुक्त प्रत्यक्ष. १८**

**ભાવાર્થ:**—આત્મજ્ઞાન જેને થયું છે, એવો સમ્યક્ દૃષ્ટિ અનુભવી જીવ ઘરનાં, (વ્યવહારનાં) કામો કરે, વચનથી બોલે છતાં પરિણામ આત્મવિચારમાંજ રાખે, હમેશ સાવધાન રહે. એવા પુરૂષ સદા–સર્વદા, જિનેશ જે પરમાત્મા તેના પદનું ધ્યાન કરતાં કરતાં, ખુલ્લી રીતે મોક્ષપદ પામે.

**પરમાર્થ:**—યથાર્થ આત્મજ્ઞાન એટલે જેને નિશ્ચય સમ્યક્ત્વ પ્રાપ્ત થયું છે, એવા આત્માનુભવી પુરૂષો ગૃહનાં–વ્યવહારનાં કામો કદાપિ ઉદાસીન વૃત્તિથી કરે, તોપણ તેમનું લક્ષ નિજસ્વરૂપમાં બન્યું રહી સદા-સર્વદા, શ્રી પરમાત્માના પદનું ધ્યાન કરતાં કરતાં જાહેર રીતે મોક્ષપદને મેળવે એમાં સંદેહ નથી.

સર્વ મનુષ્યોએ બોધવાન થવા શું કરવું ?

**जिन समरो जिन चिंतवो, जिन ध्यावो मन शुद्ध;**
**क्षणमां पामो परमपद, थइ पोते प्रतिबुद्ध. १९**

**ભાવાર્થ:**—હે માનવ બંધુઓ, જિનેશ્વર ભગવાનનું સ્મરણ કરો, તેમનું ચિંતન કરો, અને મન શુદ્ધ રાખી તેમનું ધ્યાન કરો કે જેથી તમે પ્રતિબુદ્ધ એટલે સમ્યક્ દૃષ્ટિવાન્ થઈ ક્ષણમાં પરમપદ જે મોક્ષપદ તેને પામો.

પરમાર્થ:—હે માનવ બાંધવો! જિનેશ્વર ભગવાનના ગુણોને પ્રથમ યાદ કરો, પછી તેમના ગુણોનું વારંવાર મનન કરો, પછી કષાયથી રહિત એવા નિર્મળ મનવડે, તેમના ગુણોનું ધ્યાન ધરો, અર્થાત્ તે ગુણો પોતામાં ઘટાવવારૂપ નિદિધ્યાસન કરો એટલે તમે સમ્યક્દષ્ટિ અર્થાત્ અંતરાત્મારૂપ આત્માના બોધવાળા થઈ ક્ષણમાં પરમાત્માના પદને પામશો.

શ્રી જિનેશ્વર ને શુદ્ધાત્મા જે સિદ્ધમહારાજ, એમાં ભેદ નથી.

**जिनवर ने शुद्धात्ममां, किंचित भेद न जाण;**
**एहज कारण मोक्षनुं, ध्याई लो निरवाण. २०**

ભાવાર્થ:—જિનવર અને શુદ્ધાત્મસ્વરૂપ સિદ્ધભગવાન્ એમાં કાંઈ ફેર નથી. માટે એ બન્ને મોક્ષનાં કારણ છે, તેનું ધ્યાન કરી તમે નિર્વાણ પામી લ્યો.

પરમાર્થ:—અરિહંત ભગવાન જેણે કર્મરૂપી શત્રુઓ જીત્યા છે, ને જે શરીર સહિત છે તે, અને સિદ્ધભગવાન્ જેણે કર્મરૂપી કલંકો ધોઈ નાંખી, શુદ્ધાત્મસ્વરૂપમાં રમણ કરે છે તે, અને જે શરીરરહિત છે તે, આમ છતાં અનંતજ્ઞાન, દર્શન, સુખ, વીર્ય, એ મુખ્ય ગુણો બન્નેમાં સરખી રીતે પ્રગટ છે. માત્ર જિનેશ્વર ભગવાનને આયુશેષ રહ્યું છે ને સિદ્ધમહારાજને તે નથી. તેથી એ બન્ને ભગવાન્ મોક્ષપ્રાપ્તિના કારણરૂપ છે માટે તેમનું ધ્યાન કરી, નિ-

ર્વાણુપદ સંપાદન કરીલ્યો. અને એ બન્ને પદમાં ફેર જા-
ણુશો નહિ.

આપણા આત્મામાં અને જિનેશ્વરના આત્મામાં નિશ્ચયથી કંઈ ભેદ છે?

**जिन जेवो निज आतमा, निश्चय भेद न रंच;**
**एज सार सिद्धांतनो, छोडो सहु प्रपंच. २१**

ભાવાર્થ:—જિનેશ્વર ભગવાનમાં જે આત્મા છે, અને આપણામાં જે આત્મા છે એ બન્નેમાં નિશ્ચયનયે કંઈ (જરા માત્ર પણ) ભેદ નથી. માટે બીજી સઘળી ખટપટ છોડી સિદ્ધાંતના સારરૂપ એ વાતને શ્રદ્ધાપૂર્વક માનો.

પરમાર્થ:—શ્રી જિનેશ્વર ભગવાનમાં જેવો આત્મા વ્યક્તિ અપેક્ષાયે છે, તેવોજ આત્મા આપણામાં શક્તિ અપેક્ષાયે છે. નિશ્ચયનયથી અવલોકન કરતાં તે બેઉમાં રંચમાત્ર ફેર નથી. માત્ર એઓ કર્મરહિત અને આપણે કર્મસહિત છઇએ, તેથી કર્મનો નાશ કરવાનોજ આપણે ઉદ્યમ કરવો જોઇએ. કે જેથી આપણો ને તેમનો સરખો આત્મા જે વસ્તુતઃ છે, તે વ્યક્ત એટલે પ્રગટ થઈ રહે. માટે બીજી લાંબી ટુંકી વાતનો પ્રપંચ છોડી દઈ સર્વ સિદ્ધાંતના સારરૂપ આ વાતને દઢ શ્રદ્ધાથી ગ્રહણ કરો.

આત્મા અને પરમાત્મામાં ભેદ.

**आतम परमातम विषे, शक्ति व्यक्ति गुण भेद;**
**नहिंतर उभय समान छे, कर निश्चय तज खेद.२२**

**ભાવાર્થઃ**—આત્મા અને પરમાત્મા એમાં ગુણથી આટલોજ ભેદ છે, એઓ વ્યક્ત એટલે પ્રગટ આત્માપણું પામ્યા છે અને આપણે શક્તિરૂપે એટલે અપ્રગટરૂપે કર્મસહિત આત્મા છીએ, તેથી વ્યક્તતા અને અવ્યક્તતા સિવાય બેઉ આત્મા સમાન છે. માટે આપણા આત્મામાં અને પરમાત્મામાં કંઈ ભેદ છે, એવો વિચાર ન આણો અને ખેદ દૂર કરી આત્મારૂપે આપણે એમના સમાનજ છિયે, એવો નિશ્ચય કરો.

**પરમાર્થઃ**—આપણા આત્મામાં પણ શક્તિરૂપે અર્થાત અપ્રગટરૂપે કેવલ જ્ઞાનાદિ ગુણ ભરેલા છે. અને અરિહંત, સિદ્ધ મહારાજાને પણ કેવળ જ્ઞાનાદિ ગુણ છે, પરંતુ એમને પ્રગટપણે છે અને આપણને અપ્રગટપણે છે. નહીતર બન્ને આત્મામાં બીજો કાંઈ ભેદ નથી. એઓનો અને આપણો આત્મા સમાનજ છે, માટે ફોકટ ભ્રમમાં પડી ખેદ ન કરો અને ઉદ્યમ કરો કે, જેથી કર્મનો ક્ષય થઇ જાય એટલે તમે પણ પ્રગટરૂપે તમારા આત્માને કેવળ જ્ઞાનાદિરૂપે દેખીલ્યો.

શુદ્ધાત્મસ્વરૂપ.

**अगणित शुद्ध प्रदेश छे, लोकाकाश प्रमाण;**
**ते शुद्धात्मा अनुभवो, जे ध्यातां कल्याण. २३**

**ભાવાર્થઃ**—શુદ્ધાત્મા અસંખ્યાત પ્રદેશી છે; અને નિર્મળ છે, તેમજ લોક પ્રમાણ છે, તે શુદ્ધાત્માનો ધ્યાનદ્વારા અનુભવ કરો કે, જેથી પરમ કલ્યાણ થાય.

પરમાર્થ:—આત્માના પ્રદેશ અનંત છે. એ પ્રદેશો સામાન્ય સ્થિતિમાં અશુભ કે કાળા છે. વિશેષ સ્થિતિમાં તે ધવલ (ધોળા) કે શુભ છે અને જ્યારે તે પ્રદેશને ઉત્તમ સ્થિતિ આવે ત્યારે શુદ્ધ, નિર્મળ, સ્ફટિકના જેવા રંગરહિત હોયછે. આવો અસંખ્ય પ્રદેશી લોકાકાશ પ્રમાણ સ્ફટિકવત્ નિર્મળ આત્મા હોય તે શુદ્ધાત્મા કહેવાય છે. અને તેનો ધ્યાનદ્વારાએ અનુભવ કરતાં પરમ કલ્યાણરૂપ સિદ્ધતા પમાય છે.

અનુભવનું લક્ષણ અધ્યાત્મરસિક "બનારસીદાસ" આપ્રમાણે "સમયસાર" નાટકમાં આપે છે.

"**वस्तुविचारत ध्यावते, मन पावे विश्राम;**
**रसस्वादन सुख ऊपजे, अनुभव याको नाम.**

વ્યાખ્યા:—આ દૃશ્ય એવું દેહાદિ કે જગત્ શું અને અદૃશ્ય એવો એમાં હું કોણ એમ વિચારતાં વિચારતાં... ........જ્યારે, મન, જડ એવા દેહાદિ પદાર્થોમાં ઉપરામ પામી, હું (ચૈતન્ય)માં વિશ્રામ લે ત્યારે નિજાનંદનો આસ્વાદ ચખાય, અને એ નિજાનંદનો આસ્વાદ લેતાં અપૂર્વ સુખ ઉપજે તેનું નામ અનુભવ.

સૂચન:—જેણે આમ્ર (આંબાના) ફળનો સ્વાદ અનુભવ્યો નથી એવા અમેરિકન લોકોને તેનો સ્વાદ કેવો છે તે બુદ્ધિપૂર્વક તેને ચખાવ્યાવિના પણ સમજાવી શકાય,પણ તેનો યથાર્થ અનુભવ ન કરાવી શકાય. તેમને કહિયે તમારા

દેશમાં પિચિસ ( Pitches ) નામનાં ફળ થાયછે ( તે ગોળ મોહોટી મોસંબી જેવડો હોયછે ) ને આંબાના ફળ લંબ-ગોળ હોયછે. હવે પિચિસના તમે ચાખેલા સ્વાદને તમે સાતેક ગણો કરો અને તેની તુરાશ ને જરા ખટાશ ઓછી કરો, ને ઓલીવ તેલનો જરાક આસ્વાદ યાદ કરો એટલે આંબાનો સ્વાદ તમે સમજશો. આ પ્રમાણે તેમને કહ્યું હોય અને પછી એકાએક તેમના હાથમાં કેરી આપી હોય, તે તેનો સ્વાદ લેતો, જોકે આગળ ચાખ્યું નથી, તે છતાં તે સમજી શકે છે, કે એ આંબાનું ફળ કેરી છે. તેમજ ત્હેનો આસ્વાદ લેતાં જે તેને ખુશી થાય, તેને તે અનુભવે. એ-વીજ રીતે શાસ્ત્ર કે સદ્ગુરૂ આત્માનંદનો આસ્વાદ દ્રષ્ટાંતો આપી શિષ્યપાસે એવું અનુમાન કરાવે કે જગત્ના સઘ-ળાં સુખને અનંતગણાં કરો, એટલે અનુભવનો એક અંશ-માત્ર થશે. પરંતુ જ્યારે તે આત્મા કર્મમળથી નિર્મળ ધ્યાનદ્વારા થાય ત્યારે "સુરગણ સુખ ત્રણ કાળના, શીવ વસીયા, અનંત ગણા તે કીધરે, શીવ વસીયા; અનંત વર્ગે વાર્ગીત કર્યારે શીવ વસીયા, તોપણ સુખસમીધરે, શીવ વસીયા;" પોતાના સ્વરૂપનો આ અપૂર્વ આસ્વાદ લે. આ પ્રમાણે શાસ્ત્ર ને સદ્ગુરૂ બુદ્ધિપૂર્વક શિષ્યને આત્માનું સ્વરૂપ સમજાવી શકે, પરન્તુ અનુભવતો પોતાનેજ કરવો જોઇએ. એ કોઇથી આપી શ-કાય નહીં. જ્યારે શિષ્ય પોતેજ ગુરુ કે શાસ્ત્રની આપેલી યથાર્થ સમજથી તથા નૈસર્ગિક રીતે એટલે સ્વાભાવિક રીતે

પોતે પોતાનો વિચાર કરવાથી-હું ને જડ (સ્વપર)નું વિવેચન કરી પરભાવમાંથી નીકળી મનને સ્વભાવમાં લાવે એટલે સ્વ (આત્મા) સ્થિર હોવાથી મન ત્યાં સ્થિર થાય છે. અને એ સ્થિર મનમાં અથવા અંતઃકરણમાં-ચિત્તમાં આત્મપ્રતિબિંબ પડે છે એટલે આત્મદર્શન, આત્મજ્ઞાન આત્માનંદ અનુભવાય છે. અને સઘળે જ્યોતિ જ્યોતિરૂપ દેખાઈ રહે છે એ અનુભવ જ્યોતિ છે. તે અનુભવ કરનારનેજ દેખાય છે.

આત્મા નિશ્ચયથી કેવો અને વ્યવહારથી કેવો ?

**निश्चय लोक प्रमाण छे, तनु प्रमाण व्यवहार;**
**एवो आतम अनुभवे, ते पामे भव पार. २४**

**ભાવાર્થ:**—આત્મા નિશ્ચય નયથી શક્તિરૂપે, લોક પ્રમાણ છે અને વ્યવહાર નયથી વ્યક્તપણે શરીર પ્રમાણ છે. આવો આત્મા જે અનુભવે તે સંસારમાં જન્મમરણનો પાર પામે.

**પરમાર્થ:**—જૂદી જૂદી અપેક્ષા કે નયથી જેમ એકજ માણુસ પોતાના બાપની અપેક્ષાએ પુત્ર હોય છે, અને પોતાના પુત્રની અપેક્ષાએ પોતે બાપ હોય છે. તેમજ એકજ આત્મા નિશ્ચય નયથી, (વસ્તુતઃ) એવી શક્તિ ધરાવે છે કે, લોક પ્રમાણ છે. તેમ તેજ આત્મા વ્યવહાર નયથી (Practically) શરીર પ્રમાણ છે. આવા આત્માનો જે

અનુભવ કરે (Realise) તે આ જન્મ મરણરૂપ ભવસમુદ્રનો અવશ્ય પાર પામે.

જે આત્માને આપણે વ્યવહાર નયથી તનુપ્રમાણ સમજીએ છીએ, તેજ આત્માને નિશ્ચય નયથી લોકપ્રમાણ સમજવો જોઇએ.

આ બન્ને અપેક્ષામાં વ્યવહાર નયથી દેહપ્રમાણ આત્મા એતો બાંધવેથી, કંઈક સમજાતું હોય તેમ જણાય છે, પરંતુ આત્મા ( આપણે ) લોકપ્રમાણ વસ્તુતઃ કેમ છિએ તે સમજવાને આ નીચેનો ખુલાસો ઉપયુક્ત થશે.

પેહેલાં વિચાર ચક્ષુથી જુઓ કે, આ ઘરમાં હું છું કે મારામાં આ ઘર છે; પછી શરીર એ હું એમ વ્યવહારથી જોઇએ તો આ ઘરમાં હું છું, એ વાત યથાર્થ ઠરે છે. લોક જેઓ શરીર એજ હું માનેછે, તે બધા લોકો હું ઘરમાં છું, એ વાતને પ્રમાણ કરે છે. આટલે સુધી વ્યવહારનયનું કામ ચાલે છે. હવે નિશ્ચય નયથી લોકપ્રમાણ આત્મા (અથવા આપણે કેમ છીએ) તે સમજાવવાને યત્ન કરીએ. પ્રથમ મનોદૃષ્ટિથી જોતાં આ ઘર જેમાં શરીરથી બેઠાં છીએ, તે ઘર તેના મનમાં દેખાશે. આ મુંબઈ જેમાં શરીરથી વસુંછું તે મુંબઇ મનમાં સમાયેલી જણાય છે. આ હિંદુસ્તાન જેનો હું શરીરથી વતની છું એમ કહેછે, તે હિંદુસ્તાન મનમાં રમતું જણાશે.

આ પૃથ્વી જેનાપર હું દેહથી ફરૂંછું તે પૃથ્વી પણ જાણે મનરૂપ પારણામાં ઝુલતી દેખાશે. હવે જેમ ઘણા લોકોની સાથે પોતે શરીર એ હું એમ જાણતો હતો પણ શરીર તો આત્માનું એક હથિયાર છે. તેમ મન જેમાં આ પૃથ્વી પણ ઝુલતી દેખાય છે, તે મન પણ આત્માનું હથિયાર છે. તો હવે નિશ્ચયનયથી આત્મા શું એ સમજવાને થોડીવાર શરીર એ હું એમ દેહભાવ મટાડી, મન એ હું માનતાં જેમ મનમાં પૃથ્વી પણ આવી ગયલી જણાયછે, તેમ મન એ પણ હું નહીં. મન પણ આત્મારૂપી પ્રાસાદના–મહેલમાં એક પારણું હોય તેવું છે. કારણ કે મનપણ પોતાના આત્મામાં છે. તો એ આત્મરૂપી પ્રાસાદમાં મનરૂપી પારણામાં ઝુલતી આ પૃથ્વી આદિ તે હું કેમ હોઉં! માત્ર દેહભાવથી શરીરપ્રમાણ કહેવાય. મનોભાવથી ચૌદ રાજલોકપ્રમાણ કહેવાય, અને આત્માભાવથી એટલે જ્ઞાન એજ હું એમ હોવાથી લોકાલોકપ્રમાણ કહી શકાય. આ નિશ્ચય નયથી વસ્તુતઃ આત્મા--આવો છે. જેમાત્ર ભ્રાંતિથી દેહને હું સમજ્યાથી એકલા વ્યવહાર આત્માને હું કહે છે એ અનેકાંતવાદી જિનમાર્ગીને છાજતું નથી. હા ઘણો વખત વ્યવહારમાં ગાળવાથી–પોતાને દેહ સમજવાથી આમ થાય છે, માટે ઘણોખરો વખત તો–જ્ઞાન એ હું–આત્મા એ હું એમ સમજવાથી નિશ્ચય નયનો આત્માપણુ પોતાને હસ્તામલકવત્ ભાસન થઈ રહેશે. એ-

ટલુંજ નહીં; પરંતુ નિશ્ચય દષ્ટિ હૃદયમાં ધરી રાખી હું જ્ઞાનરૂપે લોકપ્રમાણુ છું, એમ યથાર્થ સમજી, હું જ્ઞાનજ છું; એમ ગ્રહીને વ્યવહારથી દેહપ્રમાણ છું, એમ કહે એટલે કે પ્રથમ નિશ્ચય દૃષ્ટિ હૃદયમાં રાખીનેજ પછી દેહપ્રમાણુ વ્યવહારથી બોલે, તો હાલ જે વ્યવહાર નયનો આત્મા તેજ હું આત્મા, ને તેથી જ્ઞાન જે છે તે પણ પરિમિત રહે છે. તે મનાવા સાથે નિશ્ચય નયથી પણ આત્મા સમજાઇ પછી વ્યવહાર નયથી બોલાય તો ભૂલ થવાનો સંભવ ઘણો થોડો છે.

બીજી યુક્તિ, સૂર્ય ને સૂર્યનું કિરણ જેમ જૂદું ન કહેવાય, તેમ લોકપ્રમાણ આત્મા ને દેહપ્રમાણુ આત્મા એજ જ્ઞાન કહેવાય. એ નિયત સ્થાનવર્તી સૂર્યનો પ્રકાશ લોકમાં જેમ પ્રસરે છે; તેમ નિયત સ્થાનવર્તી આત્માનો પણ જ્ઞાન પ્રકાશ લોકાલોકમાં વ્યાપક છે. આટલા માટેજ શાસ્ત્રમાં આત્માને વિષ્ણુ એટલે વ્યાપક નિશ્ચય નયથી કહેલ છે. માણુસ પોતાને માત્ર ક્ષયોપશમવડે કિરણુ જેટલોજ સમજે તો તે દેહમાં પ્રકાશ કરે તેવો થઈ રહે છે. મન જેટલો સમજે તો લોકના પદાર્થ દેખે અને આત્મા એટલે લોકાલોક ભાસ્કર સૂર્ય જેવો નિયત સ્થાનવર્તી સમજે તો સર્વજ્ઞ જેવો થાય છે.

સૂચના—કદાચ દેહપ્રમાણુ આત્મા જણાય, તોપણ સારૂં છે. પરંતુ દેહ એ આત્મા છે, એમ તો નજ જણાવું જોઇએ. હવે દેહપ્રમાણુ આત્મા જે પોતાને જણાયો છે. એટલે મારામાં કોણ વિચાર કરે છે તે જણાશે. તેજ

લોક ભાસ્કર આત્માનું કિરણ છે. તેને **ગૌતમસ્વામીએ** જેમ અષ્ટાપદ પર ચડવાને પકડ્યું ને અષ્ટાપદપર ચડી શ્રી આદિશ્વરનાં દર્શન કર્યાં. તેમ તને તે દેહપ્રમાણ આત્મારૂપી કિરણને પકડી અષ્ટાંગ યોગરૂપી (કે યોગની આઠ દૃષ્ટિરૂપી) અષ્ટાપદ પર ચડે તો નિશ્ચયનયનો લોકભાસ્કર આત્મા એટલે કે **આદિશ્વર** ભગવાન જેવો આત્મા જે પોતેજ છે, એમ જણાશે. જેમ મહાપુરૂષોએ કર્યું હોય તે પોતાને લાગુ કરી તદ્વત્ વર્તન કરવાથીજ મહાપુરૂષોનું સન્માન જગજાહેર થાય છે, નહિ કે તેની માત્ર પ્રસંશા કરવાથીજ-કે બહુ માન કરવાથીજ ખરેખરૂં કલ્યાણ છે; પરંતુ પ્રસંશા કરી, બહુ માન કરી પોતે આત્મ કિર્ણ પકડી, ચડી જોવાથી તો ઘણુંજ સન્માન થાય છે. કારણ કે જ્ઞાન એજ મોક્ષમાર્ગ નથી; પરંતુ જ્ઞાન, દર્શન, તેમજ તે પ્રમાણે વર્તનરૂપ ચારિત્રમાં મોક્ષમાર્ગ છે.

એટલે તે મહાપુરૂષના જેવું વર્ત્તન તે મોક્ષમાર્ગ છે. **सम्यग्दर्शन ज्ञान चारित्राणि मोक्षमार्गः** આ તત્ત્વાર્થ સૂત્રનું કથન છે તેથી જાણવું, અનુભવવું અને તે પ્રમાણે વર્તવું એ મોક્ષમાર્ગ છે.

ચોરાસી લાખ યોનિમાં ભટકવાનું કારણ.

**लख चोरसी योनिमां, भम्यो काळ अनंत;**
**सम्यक् रत्नत्रयिविना, थयो न भवनो अंत. २५**

**ભાવાર્થ:**—અનંત કાલ થયાં ચોરાસી લાખ જીવ જાતિ-

યોમાં હું ભટક્યો, પરન્તુ સમ્યક્ રત્નત્રય (જ્ઞાન–દર્શન–ચારિત્ર) પામ્યાવિના, આ સંસાર અર્થાત્ જન્મમરણનો છેડો ન પામ્યો.

**પરમાર્થ:**—એકેક જીવજાતિમાં અગણિત જીવો છે, એવી ચોર્યાસી લાખ જીવ જાતિયો છે, **સાત લાખ** જાતિના પૃથ્વી કાયના જીવ, જેવા કે સ્ફટિક, મણિ, રત્ન, પરવાલા, હિંગલો, હડતાલ, મણસીલ, પારો, સોનું, રૂપુ, ત્રાંબુ, કથિર, સીસું લોઢું, માટી, હરમજી, અરણેટો પાષાણ, પલેવો પાષાણ, અભ્રક, તૂરીમાટી, ખારો, તેમજ પાંચ જાતિની માટી એમ અનેક છે. આ બધા જીવ છે. તેમાં હું ભટકયો, તેમજ કૂવા–વાવાદિનાં પાણી, તેવા અપકાય જીવની સાત લાખ જાતિયો તેમાંપણ રખડ્યો. જ્વાલા, અંગારા, તણખા, વીજલી વિગેરે સાત લાખ જાતિની અગ્નિકાયના જીવરૂપે થયો, વંટોળિયા આદિ સાત લાખ જાતિના વાયરાની જાતિમાં હું જન્મ્યો અને મર્યો, ભાજી આદિ દશ લાખ વનસ્પતિરૂપે હું અથડાયો, કંદ આદિ સાત લાખ સાધારણ વનસ્પતિમાં પણ હું ભમી ચૂક્યો, બે લાખ જાતિના કીડા વગેરે બે ઇંદ્રિય જીવોમાં હું અટવાયો, બે લાખ જાતિની કીડી, માંકડ વગેરે ત્રેંદ્રિના વર્ગમાં હું આવી પડ્યો, માખી, મચ્છરાદિ ચારેંદ્રિય જીવોમાં હું આવ્યો, ચાર લાખ જાતિમાં દેવતારૂપે, ચાર લાખ જાતિના નારકી જીવરૂપે, ચાર લાખ જાતિના જનાવરરૂપે, અને ચૌદ લાખ જાતિના મનુષ્યોરૂપે, એમ ચો-

ચોરાસી લાખ જીવોની જાતિયોમાં અનંતકાળ થયાં હું અનંતવાર જીવ્યો ને મર્યો, પરન્તુ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ ચિંતામણી રત્નો તેમાંજ હોવા છતાં મેં મેળવ્યાં નહીં કે જેથી આટલી આટલીવાર આવી આવી જીવોની યોનિમાં ભટકતો ભટકતો તે ભવભ્રમણનો પારજ ન પામ્યો. આ બધાં જન્મ મરણનાં દુઃખો ભોગવવાનું જ્ઞાનરૂપ પ્રકાશે દેખાતા માર્ગમાં દર્શનરૂપ શ્રદ્ધા રાખી, સદ્વર્તનરૂપ ચારિત્ર, નહિ અંગિકાર કરવાથીજ બન્યું.

એ સંતાપ કેમ મટે?

**शुद्धात्माने मुक्तता, जोतुं इच्छे आप;**
**स्वात्मा जाणी अनुभवो, तोज मटे संताप. २६**

**ભાવાર્થ:**—જો તું નિર્મળ શુદ્ધસ્વરૂપને ઇચ્છતો હોય તો, ત્હારા આત્માના સ્વરૂપનો વારંવાર વિચાર કરી, તેનો અનુભવ કર એટલે (ભવભ્રમનો) સંતાપ મટી જશે.

**પરમાર્થ:**—આવાં આવાં જન્મ મરણનાં અનેક દુઃખોથી, થતા સંતાપમાંથી ખસી, નિર્મળ સિદ્ધપદની વાંચ્છના જો ત્હારે ખરેખરી હોય, કે જે દશામાં જન્મ મરણનાં સકળ દુઃખો મટી, સાદિ અનંતકાળસુધી અક્ષય સુખમાંજ રહેવાય છે. ત્હેનીજ ત્હારે ખરેખરી ચાહના હોય તો 'હું કોણ છું?" તે પ્રથમ શોધ, અને એ શોધતાં શોધતાં અર્થાત્ ત્હારા પોતાનાજ આત્માનું યથાર્થ જ્ઞાન થતાં, અચળ મોક્ષનો માર્ગ પામીશ કારણકે આપણામાં રહેલા આત્માની

પ્રથમ ઝાંખી થઈ, ને પછી તેના ઉદ્યોતથી શ્રદ્ધાપૂર્વક, સદ્વર્તન થયું કે મળ વિક્ષેપ જઇ પોતાને નિર્મળ સિદ્ધપદ પ્રાપ્ત થશે.

આત્માજ્ઞાન વિનાની ક્રિયા કેવી છે?

**आत्मज्ञान नहि ज्यांसुधी, फोकट क्रिया कलाप;**
**भटको त्रणे लोकमां, शिवशुख लहो न आप. २७**

**ભાવાર્થ:**—જ્યાંસુધી આત્મજ્ઞાન ન થયું, ત્યાંલગી સઘળી ક્રિયાઓ ફોકટ છે. ત્યાંલગી તું ત્રણ લોકમાં ભટકીશ અને મોક્ષસુખ પામી શકીશ નહિ.

**પરમાર્થ:**—જ્યાંસુધી પોતે કોણ એવું આત્મજ્ઞાન થઈ પોતાની અનંત શક્તિ, અનંત જ્ઞાન, અનંત દર્શન અને અનંત સુખ જણાયાં નથી, ત્યાંસુધી તપ, સંયમ, આદિ ક્રિયાઓ ફોકટ છે અર્થાત્ એકડા વિનાનાં મીંડાં જેવી છે. કારણ કે આત્મજ્ઞાનના પ્રકાશવિના, જેટલી જેટલી ક્રિયા થાય, તે બધી અંધારામાં થાયછે, ને અંધારામાં ચાલતાં સાધ્ય જે મોક્ષ, ત્યાં કેમ પહોંચી શકાય! માટે જ્યાંસુધી આત્મજ્ઞાનરૂપી દીવો પ્રગટ ન કર્યો હોય, ત્યાંલગી ક્રિયા કરનાર તો ભટકે છે પણ તું તપ, સંયમ, આદિ ક્રિયા કરવા છતાં પણ મોક્ષત્વ તો નથીજ પામતો, કારણ કે તેવી સત્ક્રિયા, કદાચ ઉત્તમ મનુષ્ય કે, દેવગતિમાં લઇ જાય, તોપણ સંસારમાં હોવાથી, ભટકવું જાય નહીં. માટે આત્મજ્ઞાનવિના, તું ત્રણે લોકમાં ભટકે છે. અને મુક્તતા પામતો

નથી. અર્થાત્ વગર ઢીલે પહેલાં તું પોતે કોણ છે? તે તું યથાર્થ સમજી, આત્મજ્ઞાન કરી, અને પછી તપ, સંયમ આદિ શુભક્રિયા કરી, તે ક્રિયા અનિચ્છાથી એટલે તેના ફળની આશા રાખ્યા વિના કર તો તું સત્વર મોક્ષસુખ મેળવીશ.

શ્રી જિનેશ્વર ભગવાન આત્માને કેવો કહેછે?

**ध्यान योग्य त्रिलोकमां, जिनसम आतम जाण;**
**निश्चयथी जिनवर कहे, तेमां भ्रांति न आण. २८**

**ભાવાર્થ:**—આ ત્રણે લોકમાં ધ્યાન ધરવાને યોગ્ય આત્મા છે, ને તે આત્મા નિશ્ચય (નયથી) જિનેંદ્ર સરખો છે એમ શ્રી જિનેશ્વર પોતેજ કહેછે, માટે તેમાં કોઈ વાતની શંકા ન કર.

પરમાર્થ:—ઊર્ધ્વલોક, અધોલોક, અને મધ્યલોક એ ત્રણે લોકમાં ધ્યાન કરવાને યોગ્ય, એક આત્મા છે. અને તે **શ્રી જિનેશ્વર** ભગવાન્ જેવોજ નિશ્ચય નયથી છે. કારણ કે આત્મામાં જે ગુણો અહીં અપ્રગટ છે તેજ ગુણો પરમાત્મામાં પ્રગટ છે. એવું શ્રી જિનેશ્વર ભગવાન, કેવલજ્ઞાની પોતેજ કહેછે. તો હવે એ વાતમાં શંકા ન આણ. ધ્યાન કરવાયોગ્ય એવા, જિનેશ્વરને યથાર્થ ઓળખ, ને પછી ત્હારો આત્મા તેવોજ છે એમ નિશ્ચય માની તેનું ધ્યાન ધર કે જેથી જેમ ઉપરના શ્લોકમાં શિવસુખ કહ્યું છે તેમ પરમાત્માની પેઠે, તું પણ શિવસુખ પામે.

વ્રતાદિથી શું મોક્ષ મળેછે?

**व्रत, तप, संयम, दानथी, मूर्ख कहे शिव थाय;**
**आत्माना अनुभविना, कोइ न मोक्षे जाय. २९**

**ભાવાર્થ:**—એવું તો મૂઢજ કહેછે કે, વ્રત, તપ, સંયમ ધ્યાન ઇત્યાદિથી મોક્ષ મળે, પરંતુ આત્મા કોણ છે, એનો પોતે અનુભવ કર્યાવિના કોઇપણ મુક્ત થઈ શકે નહીં.

**પરમાર્થ:**—વ્રત, તપ, સંયમ, દાન વગેરે મોક્ષનાં સાધન છે, તે ખરૂં છે પણ માત્ર તેથી મોક્ષ પ્રાપ્તિ થાયછે, એવું આ જગત્માં જે મૂર્ખ છે તેજ કહેછે. બાકીતો જ્યાંસુધી આત્મા પોતે કોણ છે, એતું અનુભવપૂર્વક જ્ઞાન ન થાય, ત્યાંસુધી ગમે તેટલાં વ્રતાદિ કરે પણ મોક્ષતો નહીંજ થાય. ક્રિયા અફળ જતી નથી; તેનાથી દેવતાદિ શુભ ગતિ થાય પણ આત્મજ્ઞાન વિના મુક્તિ નહીં થાય.

વ્રતાદિ કરી પરંપરાએ મોક્ષે જવાશે એવું કહેવાય, પરન્તુ એ વાત શંકા ભરેલી છે કારણ કે વ્રત, તપ, સંયમ, દાન, એ જ્યાંસુધી શાશ્વત્ અગુરૂ લઘુરૂપ, ચૈતન્યરૂપ આત્મજ્ઞાન નથી ત્યાંસુધી વગર પ્રકાશે ભટકેછે. માટે ભટકતાં ભટકતાં સાધ્યવસ્તુ મળે પણ ખરી ને ન પણ મળે. પણ અલ્પ જ્ઞાનના પ્રકાશનાં કિરણોથી દેખાતા મોક્ષમાર્ગમાં રહી, જો તપ, જપ, સંયમ, દાન કરે, તો તો નિયમા. (નિશ્ચય) મોક્ષે જાય. એમાં બીલકુલ શંકા જેવું નથી. કારણ કે જે વખતે, પોતાના આત્મામાં એમ

અનુભવ થયો કે, પોતે આત્માસાથે એકતા કરે છે કે, તેનો જ્ઞાનરૂપી પ્રકાશ, સર્વ દ્રવ્યોપર પડી, પોતાનું શુદ્ધસ્વરૂપ દેખાડતા જાયછે. ત્યારેજ તપાદિથી પોતાના અશુભને કાઢતો કાઢતો સર્વથા નિર્જરા કરી મોક્ષપદને અવશ્ય પામેછે.

કોણ નિશ્ચય મોક્ષે જાય?

**जे शुद्धातम अनुभवे, व्रत संयम संयुक्त;**
**जिनवर भाखे जीव ते, निश्चय थाये मुक्त. ३०**

ભાવાર્થ:—જે જીવ શુદ્ધાત્માના અનુભપૂર્વક, વ્રત, સંયમ કરે તો તે જીવને માટે શ્રીજીનેશ્વર દેવતા કહેછે કે, તે જીવ સંસારથી મૂકાઈ મોક્ષ પામે.

પરમાર્થ:—પુદ્ગલ જડ, અને ચૈતન્ય જ્ઞાનવાન પુદ્ગલ દૃશ્ય ને ચૈતન્ય અદૃશ્ય, પુદ્ગલ જૂનું નવું, વધતું ઘટતું માલમ પડે. અને આ ચૈતન્યને વર્ણાદિ ન હોય. પુદ્ગલને વર્ણ ગંધાદિ હોય છે અને ચૈતન્યને તે નથી. આપ્રમાણે પોતે ચૈતન્યના ધર્મને પુદ્ગલના ધર્મ જાણે. આ જડ કોઇ દિવસ ચૈતન્ય ન થાય તેમજ ચૈતન્ય જડ ન થાય આમ જે દ્રષ્ટાએ પોતાના ચૈતન્યને અને પર પુદ્ગલને જૂદા દેખી, પુદ્ગલાદિથી દૂર થઇ, ચૈતન્યરૂપ અર્થાત્ શુદ્ધચૈતન્યરૂપ થવા ઇચ્છા રાખી છે તે જીવ આમ આત્માનુભવ કરી, આત્મદૃષ્ટિ હૃદયમાં ધરી રાખી વ્રત સંયમાદિ ક્રિયા કરે તો તેવડે પોતાના શુદ્ધ આત્મસ્વરૂપ સાથે એકતા કરતો જાય અને તીવ્ર, જપ, તપ, વ્રતરૂપ અગ્નિવડે કર્મ બળવાથી કર્મની નિર્જરા થઈ નિશ્ચય મોક્ષે જાય-એમ શ્રી જિનેશ્વર ભગવાને કહ્યું છે.

**पुण्ये पामे स्वर्ग सुख, पापे नर्के जाय;**
**पुण्य, पाप तजी आपमां, रमतां शिवसुख थाय.२१**

**ભાવાર્થ:**—પુણ્ય કર્મોનાં ફળો જીવને ઉંચો ચડાવી સ્વર્ગીય સુખો આપેછે. અને પાપકર્મનાં વિપાક, જીવને નીચો પછાડી નારકીના દુઃખમાં રગદોળે છે. પરન્તુ પુણ્યવાસના અને પાપવાસના, એ બેઉનો ત્યાગ કરી, (જીવ) પોતાના (આત્મ) સ્વરૂપમાં રમણ કરે તો મોક્ષનાં (અવ્યાબાધ) સુખ પામેછે.

**પરમાર્થ:**—આ ચોરાશી લાખ જીવયોનિમાંના કોઈપણ જીવને કંઈપણ સુખ આપવાથી પુણ્ય બંધાય છે, અને તેમને દુઃખ દેવાથી પાપ બંધાય છે. કોઇને સુખ આપ્યું તેનું ફળ ઘણું સુખ થાય છે, અને દુઃખ આપ્યું તેનું ફળ ઘણું દુઃખ થાયછે. એટલે એક બીજ વાવ્યું હોય તેમાંથી તેનાં ઘણાં ફળો થાય, તેમ વાવેલાં સુખનાં સુંદર ફળો અને દુઃખના વિકાળ વિપાકો, એ બન્ને યથાક્રમ વૃદ્ધિ પામેછે. પરન્તુ જીવ જ્યારે બાહ્યસુખ જે પુણ્યથી થાયછે, તેની દરકાર નથી કરતો અને બાહ્ય દુઃખ જે પાપ કરવાથી થયું છે તેની પણ દરકાર નથી કરતો, પરન્તુ સુખ દુઃખ એ મારા પોતાનાજ પૂર્વે પુણ્ય પાપનાં ફળો છે, એમ જાણી સમતાથી વેદે છે અને હવેથી કોઇ જીવને પણ દુઃખ આપવાનું છોડી દઇ એટલે પાપ વ્યાપારને તજી દઇ સર્વે જી-

વને પરોક્ષ અથવા પ્રત્યક્ષમાં ભલું કરવાનો માર્ગ પ્રથમતો લેછે અને ત્યારબાદ સર્વેનું ભલું કરતાં, સર્વને સુખ આપતાં પણ તેમના ફળની જરાપણ ઇચ્છા કરતો નથી. આમ જ્યારે પુણ્યવાસના પણ તેની જાયછે એટલે તે અંતઃપ્રવેશ કરેછે, એટલે વિચારે છે કે હું કોણ છું? મને દુઃખ છે યા સુખ છે? કષાય આદિથી થતાં દુઃખોમાંથી, તેને છોડાવેછે, ક્ષમા આદિથી થતાં સુખોમાં તેને જોડે છે. આમ કષાય છેદથી થતી નિર્મળતામાં પોતાના આત્મસ્વરૂપની કંઈક પ્રતિભા દેખાય છે અને એમ થયું કે, શુભ કાર્યો કરવા છતાં તે પુણ્યબંધ ન કરાવે, સ્વર્ગાદિનાં પણ વિષય સુખો આપીદે, તેમ જાણી તેમનાં (પુણ્યનાં) પણ ફળને ન ઇચ્છતો, પોતાના ઉત્તરોત્તર નિર્મળ દેખાતા, આત્મસ્વરૂપના ગુણોમાં રમણ કરતો. જ્ઞાન,–દર્શનમાં રમણ કરતો મારામાં જે જાણેછે તે જ્ઞાનરૂપ છે તેજ હું અને આ દેખેછે તેજ હું. આમ સામાન્ય ઉપયોગ દર્શન તે હું એમ થયું કે, આ વિશેષરૂપ જ્ઞાન તે હું એમ ફક્ત જ્ઞાન, દર્શન એ બેમાં રમણતા થઇ અર્થાત્ દર્શન ઉપયોગથી જ્ઞાનમાં અને જ્ઞાન ઉપયોગથી દર્શનમાં રમણતા થઈ એજ આત્માનું ચારિત્ર એમ થયું કે એ ચારિત્ર પોતામાં થતું અનુભવાયું. ત્યાંપણ તે ચારિત્રજ હું. આમ જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય (અવ્યાબાધ) સુખ (કે અનંત આનંદ) આદિ પોતાના (આત્માના સહજગુણોમાં)માં સ્થિતિ થતી જવી એથી અવશ્ય શિવ એટલે મોક્ષ તે અક્ષય સુખ, તે જીવ શિવરૂપ થઇ પામેછે.

વિ. વિ. પુણ્યનાં ફળો સુખો તે ભોગથી નાશ પામે, પણ મોક્ષસુખ પરિપૂર્ણ અને અખંડ હોવાથી તેટલુંજ રહેછે. એકજ માણસ જેમ જૂદી જૂદી અપેક્ષાએ બાપ, ભાઇ, પુત્ર હોઇ શકે તેમ આત્મા પોતેજ જ્ઞાન; પોતેજ દર્શન પોતેજ ચારિત્ર, પોતેજ વીર્ય; આમ અનંતગુણો જે વિશેષરૂપે પોતે છે અને સામાન્યરૂપ પોતે આત્મત્વ છે, તેમ થઈ શકે તેમ છે તો પછી સુખ તેમનાથી બહાર ક્યાં રહે? જેમ સૂર્ય પોતાના પ્રકાશગુણથી, સર્વ વસ્તુ જાણે દેખે તેમ, આત્માપણ પોતાના જ્ઞાન, દર્શન, ગુણથી જાણે-દેખે, સૂર્યલોકમાં પ્રકાશ કરે, અને આત્મા લોકાલોકમાં પ્રકાશ કરે અને એવા અનંત સૂર્યને પણ જાણે તેથી સર્વે જાણે-દેખે-માટે પુણ્યના કરોડ વર્ષના પણ નાશવંત એવા ક્ષણિક સુખમાંથી રતિ દૂર કરી નિજાનંદમાં રમણતા કરવી કે જેથી મોક્ષસુખ સત્વર પમાય એજ યુક્ત છે. શરૂઆતમાં આત્માભ્યાસીનું આચરણ કંઇ વિચિત્ર પુણ્યપાપના ફળના સમ્બંધમાં જણાય છે. બહિર્ભાવનો ત્યાગ કરી નવા પાપપુણ્યમાં પડતો નથી. પરંતુ દુઃખ આવે ત્યારે હસે છે! અને સુખ આવે ત્યારે રડેછે, કારણ કે દુઃખ ભોગથી પાપ ઓછાં થાય એટલે તેમનું હસવું વ્યાજબી છે અને સુખભોગથી પુણ્ય ઓછું થાય માટે તેનું રડવું પણ યોગ્ય ગણાય. પરન્તુ આગળ જતાં જ્યારે પુણ્યનાં "ફળો" જો કે સ્વર્ગીય હોય તોપણ વિષય સુખો છે એમ જાણી તેને પણ છોડ-

વામાં રડતો નથી. પરન્તુ જેમ પુણ્ય પણ શરીરનો મેલ હોય તેમ ધર્મધ્યાનવડે તેને ધોઈ શુકલ ધ્યાનવડે નિજસ્વરૂપમાં પ્રવેશ કરતો કરતો તે ધ્યાનાતીત અવસ્થાને પામેછે.

મોક્ષનાં બે કારણો.

**व्रत, तप, संयम, शियल छे, शिवकारण व्यवहार;**
**निश्चय कारण मोक्षनुं, आत्म अनुभवसार. ३२**

**ભાવાર્થ:**—શિવ એટલે મોક્ષનું કારણ વ્યવહારનયથી જોતાં (શુભ વ્યવહારમાં જોડનારા એવા) વ્રત, તપ, સંયમ અને શિયળ વગેરે છે. અને નિશ્ચયનયથી અવલોકતાં મોક્ષનું ખરૂં કારણ હું કોણ છું તેનો અનુભવ થવો એજ છે. એટલે આત્માજ છે.

**પરમાર્થ:**—મોક્ષ પામવામાં ક્રમ એવો છે કે પ્રથમ અશુભ ક્રિયા કરતાં જીવ અટકે, અને શુભ ક્રિયામાં પ્રવેશ કરે. આમ કરવાથી નવાં પાપ આવતાં રોકાય, અને જૂનાં પાપો તૂટે. માટે નવાં કર્મોને રોકવા ને જૂના કર્મોનો ક્ષય કરવામાં વ્રત, તપ, સંયમ, અને શિયળ ખરેખરી મદદ કરે છે, કારણ કે જ્યારે તેઓ નવાં કર્મને આવવાનાં બારણાં બંધ કરછે, અને જૂનાં કર્મોને વાળી,—ઝાડી, બાળી નાંખી નિર્જરા કરાવે છે તો એમ કરતાં સમ્પૂર્ણ કર્મ નિર્જરા થઇ તો મોક્ષ થાય; માટે વ્યવહાર નયનું કહેવું સત્ય ઠરેછે.

કારણ કે **વ્યવહાર નયનથીજ** જીવ કર્મોનો કર્તા, ભોક્તા ને હર્તા છે. અવ્રતથી કર્મનો કરતા, વ્રતથી કર્મનો હર્તા થા-

યછે. માટે વ્રતાદિ એ કર્મક્ષય કરવાને વ્યવહાર બહુજ ઉપકારી છે.

**નિશ્ચય નયથી** મોક્ષનું વ્યાજબી કારણ આત્મસ્વરૂપનો અનુભવ, એટલે હું કોણ છું? તે અનુભવ થાય તો મોક્ષ પામે.

નિશ્ચય નયથી જીવ, જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ છે. અર્થાત જ્ઞાન એટલે મારામાં જાણે છે તેજ હું; દેખે છે તેજ હું; જે જણાય છે, દેખાય છે, તે હું નહીં, એવું કરતો કરતો પોતાનું નિજસ્વરૂપ અનુભવે તો તેપણ મોક્ષગતિનું વાસ્તવિક કારણ છે.

વ્યવહાર નયથી કર્મોને દુઃખમય જાણી, તેનો વ્રત વગેરેથી નાશ કરેછે.

નિશ્ચય નયથી પોતાના આત્મસ્વરૂપમાં પેસવાથી કર્મને આધાર નથી રહેતો તેથી, પોતાની મેળે ખરી જાયછે.

પહેલો વ્યવહાર નય કર્મરૂપ બિલ્ડિંગ (ઇમારત)ને જાણે કુહાડારૂપ વ્રતો વગેરેથી, તોડતો હોય તેવો જણાય છે.

બીજો નિશ્ચય નય એ ભીંતના પથરા, ઇંટોની વચમાં રહેલી ચીકાશ, વાસના, કે આસક્તિને કાઢી લે છે, એટલે ભીંત ધબ લઇને પડી જાયછે.

પહેલો અશુભ મૂકી શુભમાં જોડાવેછે ને બીજો શુભને મૂકી શુદ્ધ ચૈતન્યમાં પ્રવેશ કરાવે છે, આમ બેઉ ઉપકારક છે.

પરન્તુ જશવિજય ઉપાધ્યાય એમ કહેછે કેઃ—

**નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજી, પાલે જે વ્યવહાર;**
**પુણ્યવંત તે પામશેજી, ભવસમુદ્રનો પાર.**

ભાવાર્થ:—ભવસમુદ્રનો પાર પામવો હોય, મોક્ષ મેળવવો હોય તો હૃદયમાં નિશ્ચયરૂપ પોતાનો નિજ સ્વભાવ જ્ઞાન છે, તેમાં રહેવું અને વ્યવહારમાં-ક્રિયામાં પોતાને જ્ઞાનસ્વરૂપે કર્માદિને જાણી, તેને ક્ષય કરવાને વ્રતાદિ વ્યવહાર ક્રિયા કરવી.

પરભાવ ત્યાગ, અને નિજભાવ ગ્રહણમાં મોક્ષ છે.

**परखी लो निजभावने, त्याग करी परभाव;**
**तो जिनवर एवुं कहे, निश्चये मोक्षे जाव. २२**

ભાવાર્થ:—પોતાના આત્મસ્વરૂપને ઓળખી લો અને પરભાવને છોડીદો, તો જિનેશ્વર ભગવાન કહેછે કે તમે નિશ્ચય મોક્ષપદ પામશો.

પરમાર્થ:—પરભાવ, પુદ્ગલભાવ એટલે આ પુદ્ગલ તે હું એવા ભાવને એટલે પુદ્ગલને ઉપકારક, સ્ત્રી, ધન, કુટુંબ, સગાં, દેશ, ઘર, નગર, પૃથ્વી એ મારાં એવા ભાવને ત્યાગો કારણે કે આવા પરભાવને હું દેહ નથી, તો આ સગાં ઘર વગેરે મારાં ક્યાંથી હોય એવું વિચારે. વળી હું તો દેહમંદિરમાં વસનાર દેવ છું. હું એ પુદ્ગલાદિ ક્રિયાને જાણનાર જ્ઞાનસ્વરૂપ છું. એવો જ્ઞાનસ્વરૂપ પોતાનો વાસ્તવિક સ્વભાવ છે. તેને ઓળખી તે ગ્રહણ કરે. ઉપર કહેલા પુદ્ગલાદિમાં હું એવો, સ્વભાવ નથી. પરન્તુ પરભાવ-વિભાવ છે તેને છોડો તો જિનેશ્વર ભગવાન કહેછે કે, તમે અવશ્યે મોક્ષ પામશો.

**समजी लो नव तत्त्वने, वळी षड्द्रव्य विचार;**
**पंच काळने जाणीने, ठीक करो निरधार. ३४**

**ભાવાર્થ:**—નવ[1] તત્ત્વનું, તું યથાર્થ સ્વરૂપ સમજી, ષડ્દ્રવ્યનો વિચાર કર, પાંચ કાળના જીવોને ઓળખ, આટલી વાત પ્રથમતો નિરધારપૂર્વક જાણી લે.

**પરમાર્થ:**—જીવ, ૧ અજીવ, ૨ પુણ્ય, ૩ પાપ, ૪ આશ્રવ, ૫ સંવર, ૬ બંધ, ૮ નિર્જરા, ૭ ને મોક્ષ ૯ એ નવ તત્ત્વો આખી સૃષ્ટિમાં છે. આ બધો તેનો વિસ્તાર છે માટે તેને યથાર્થ સમજી લે, જેમકે એક જીવતત્ત્વને ઓળખ અને પછી સર્વ જીવો તેવા છે એમ અનુમાન કર. એક અજીવ જડને જાણ ને પછી સર્વ જડ તેવું છે એમ જાણ. તેમ દુ:ખને જોઇને પાપનું અનુમાન, સુખને જોઇને પુણ્યનું અનુમાન કર, તેમજ પુણ્ય કે પાપ આવતાં જોઈ આશ્રવ તત્ત્વનું અનુમાન કર. અને પુણ્યપાપને રોકતાં જે થાય તે અંદર છે એમ સંવર સમજ. પાપપુણ્યરૂપ ફળ આપનાર કર્મ ખરી પડે તે નિર્જરા, પાપ–પુણ્ય બંધાય છે તે બંધ, અને પાપ કે પુણ્ય સર્વ કર્મનો ક્ષય થાય તે મોક્ષ એમ નવે તત્ત્વ સમજી લે.

ષડ્દ્રવ્ય નીચેના કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે છે.

---

૧ મૂળમાં સપ્ત એટલે સાત તત્ત્વ માન્યાં છે, પરન્તુ આશ્રવ તત્ત્વમાં પુણ્ય પાપનો સમાવેશ થઈ જાયછે. તેથી સાત તત્ત્વ પણ બરાબર છે, વળી પાંચ પણ ગણાય છે પરન્તુ એ બધા જીવ અને અજીવ આ બે મુખ્ય તત્ત્વનો વિસ્તાર છે.

| નંબર. | નામ. | પ્રમાણ. | એક કે અનેક. | રૂપી કે અરૂપી. | સ્વભાવ. |
| --- | --- | --- | --- | --- | --- |
| ૧ | ધર્માસ્તિ કાય. | લોકપ્રમાણ. | એક | અરૂપી. | કોઇપણ વસ્તુને ગતિ આપવાની મદદ કરનાર—જળ જેમ માછલીને તરવામાં મદદ કરેછે. |
| ૨ | અધર્માસ્તિ કાય. | લોકપ્રમાણ. | એક | અરૂપી. | વસ્તુને સ્થિર રાખવામાં સહાય કરનાર, જેમ સ્થંભ વૃક્ષનો આશ્રય લઇ પાંથીક જન બેસેછે તેમ. |
| ૩ | આકાશાસ્તિ કાય. | લોકાલોકપ્રમાણ. | એક | અરૂપી. | અવકાશ આપનાર, જેમ વાસણમાં હવા. |
| ૪ | પુદ્ગલાસ્તિ કાય. | પરમાણુ, પ્રદેશ, દેશ અને સ્કંધ. | અનેક. | રૂપી. | સડવું, પડવું અને વિધ્વંસ પામવું. એ ધર્મવાળા જગતના દૃશ્યપદાર્થો તે પુદ્ગળ. |
| ૫ | કાળ. | ૦ | એક. | અરૂપી. | વસ્તુને જુની નવી દેખાડનાર—વસ્તુમાં થતી ક્રિયાએ વર્તનાને આરોપ. |
| ૬ | જીવાસ્તિ કાય. | વ્યવહારે શરીરપ્રમાણ; નિશ્ચયે શક્તિરૂપે લોકપ્રમાણ | અનેક. | અરૂપી. | જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ. |

આ સ્વરૂપ નિશ્ચય અને વ્યવહાર નયથી સમજી લેવું વળી આમાં પાંચ દ્રવ્ય છે તે અસ્તિકાયરૂપ છે પરંતુ કાળનો બીજામાં થતી વર્તના (ફેરફાર) ને દેખાડવા તેમાં આરોપરૂપ છે માટે તે અસ્તિકાય નથી.

સચેતન અને અચેતન.

**एक सचेतन जीव छे, अन्य अचेतन जाण;**
**चेतनने ध्यावो सदा, तो पामो निर्वाण. २५**

ભાવાર્થ:—(ઉપર કહેલા પદાર્થમાં) એક ચેતનરૂપ છે અને બીજો અચેતન (જડરૂપ) છે માટે જો આ બધામાં ચેતનનું ધ્યાન કરશો તો તમે નિર્વાણ એટલે મોક્ષ પામશો.

પરમાર્થ:—આ નવ તત્ત્વમાં એક જીવતત્ત્વ, તેમ છ દ્રવ્યમાં પણ એક જીવતત્ત્વ ચૈતન્યરૂપ છે, બાકી બધાંએ અચેતન જડરૂપ છે. માટે ચૈતન્યરૂપ એવા પોતાનેજ તમે હમેશાં ધ્યાવો તો મોક્ષ પામશો.

શિઘ્ર મુક્તિનો ઉપાય.

**जो शुद्धातम अनुभवो, तजी उपाधिक भाव;**
**पामो जलदी मुक्तता, ये जिनआज्ञा भाव. २६**

ભાવાર્થ:—પર ઉપાધિ તજી શુદ્ધાત્મસ્વરૂપનો અનુભવ કરો તો સત્વર મુક્તિ પામો, એજ જિનેશ્વર ભગવાનની આજ્ઞા, (આગમ)નો પરમાર્થ છે.

પરમાર્થ:—જીવ શિવાય સર્વ પરવસ્તુ છે, તે જીવને ઉ-પાધિ છે, અને જીવમાં પણ કર્મ વગેરે આવી મલિન થઈ ગયો છે, તો જેની મલિનતા ગઈ છે એવા તિર્થંકર ભગવાન્ અને સિદ્ધભગવાનનો આત્મા જેવો શુદ્ધ છે તેવો આત્મા પોતામાં છે તેને ખોળી તેનો અનુભવ કરો. તેવા આત્માની અનુભવતા પરભાવરૂપ ઉપાધિ મુકતાં તુરત થાય છે. માટે

પોતાના આત્માનો અનુભવ થયો તો તિર્થંકર મહારાજની આજ્ઞાનો—આપ્તવાક્યનો પણ અનભવ થયો, ભાવ પણ એવો છે કે એમ કરશો તો તમે જલદી મુક્તિ પામશો.

ખુલાસો:—ઉપાધિ એ ફોકટની પીડા, જેમ કોઇએક ગાયને પાંચમો પગ જેમ ચાલવાને કામ આવતો નથી, પરંતુ ઉલટો લટકી લટકી અડચણ કરે છે, તેમ શરીરાદિ અને તેને લીધે સ્ત્રી, ધન, કુટુંબ, સગાં ઇત્યાદિ ફોકટની ઉપાધિયો કંઈ પણ ઉપકાર થવાને બદલે, જીવરૂપ ગાયને, જ્ઞાન, દર્શન, વીર્ય, આનંદ ચરણમાં અડચણરૂપ થઈ પડ્યાં છે. માટે જ્ઞાન, દર્શન, સુખ, વીર્યરૂપ પોતે જીવ છે. તેમાં પોતાને સગાં વહાલાં કે ધનાદિ ન રહેવા દે તો તેઓને તજી દેવાં; ને તે છતાં પણ દેહમાં મમત્વ રહેલું હોય તો વ્રત, તપ, કરી તેમાંથી પણ દેહ રહ્યા છતાં દેહભાવરૂપી ઉપાધિને દૂર કરવી એટલે તો અનુભવ થશેજ. અને એ અનુભવથી દેખાયલો આત્મ-પ્રકાશ મધ્યાહ્ન જેવા પ્રકાશરૂપ મોક્ષ સ્થિતિને પણ આણી મૂકશે. એવી જિનેશ્વર ભગવાનની પોતાની આજ્ઞા છે.

ભેદ વિજ્ઞાન.

**जाणे जिव अजीवनो, भेदविज्ञान विचार;**

**जिन, मुनि, वदता सौ सदा, ते पामे भवपार. ३७**

**ભાવાર્થ:**—જે જીવને એવું ભેદજ્ઞાન છે એટલે આ જ્ઞાનાદિ ગુણયુક્ત તે ચેતન છે અને વર્ણ, ગંધ, રસ, રપ-

ર્શાદિવાળું તે શરીરાદિ છે, તે જીવ ભવસાગરનો પાર પામે છે એમ જિનેશ્વર ભગવાન તેમજ સર્વે આચાર્ય મહારાજ કહેતા આવ્યા ને કહે છે.

**પરમાર્થ:**—જ્ઞાન, દર્શન, સુખ, વીર્યરૂપ જીવ કે ચૈતન્યને તેમજ વર્ણ, ગંધ, રસ, સ્પર્શરૂપ શરીરાદિને જે જૂદાં જૂદાં જાણે છે, તે ભેળસેળ કરતો નથી. એટલે કે ચેતન તે જડ અને જડને ચેતન સમજતો નથી પરંતુ પોતાને ચૈતન્ય અને શરીરાદિ જે પોતે નહીં પણ જડ એમ સમજે છે તે અવશ્ય જન્મમરણરૂપ ભવસાગર તરી પાર પામે છે. એવું સર્વ જિનેશ્વર ભગવાન અને સર્વ આચાર્યો કહેતા આવ્યા અને કહે છે.

સર્વજ્ઞતા તો એક ચેતનમાંજ છે.

**चेतन तो सर्वज्ञ छे, अन्य अजीव न कोय;**
**जिन मुनिवर निश्चे कहे, आराध्ये शिव होय. ३८**

**ભાવાર્થ:**—સર્વજ્ઞપણું તો એક ચેતનમાંજ છે. બીજા કોઈ શરીરાદિ જડને સર્વજ્ઞતા નથી હોતી માટે જિનેશ્વર ભગવાન તેમજ આચાર્ય મહારાજ કહેછે, એવા જ્ઞાનરૂપ (તમારા પોતાના) ચેતનનેજ આરાધતાં મોક્ષ પમાય છે.

**પરમાર્થ:**—જાણપણું ચૈતનમાંજ છે, અને ચૈતન તો પોતેજ છે, જડ એવા શરીરાદિ કોઈ કાળે જ્ઞાનપણું કે સર્વજ્ઞતાપણું પામતા નથી. તો તું પોતેજ સર્વજ્ઞ છું એવા તારા ચૈતનનીજ આરાધના કર, ધ્યાન કર; તો નિશ્ચય આ-

નન્દરૂપ મુક્તિ પામીશ. એવો જિનેશ્વર ભગવાન તેમજ આચાર્યે મહારાજનો ઉપદેશ છે.

સર્વ જીવ સર્વજ્ઞ છે.

**पूजा ठगाई वेर ने, प्रीत कोणथी थाय;**
**गुप्त प्रगट चेतन सहु, सरखा मने जणाय. २९**

ભાવાર્થ:—કોને પૂજું? કોને ઠગું? કોની સાથે વૈર બાંધું? અને કોની સાથે મિત્રતા રાખું? કારણ કે સામાન્ય જીવપણુ ગુપ્ત રીતે જ્ઞાનાદિ ગુણે યુક્ત છે, અને જિનેશ્વર ભગવાન્ પ્રગટપણે જ્ઞાનાદિ ગુણોથી યુક્ત છે. એટલા માટે તેઓ, બેઉ મને સરખા જણાય છે,

પરમાર્થ:—સર્વ જીવ જ્યારે ગુપ્તપણે વા પ્રગટપણે જ્ઞાનાદિ ગુણયુક્ત જિનેશ્વર સરખાજ મને જણાય છે, તો હવે હું કોની પૂજા કરૂં ને કોની ન કરૂં, હવે તો સર્વની પૂજા કરૂં, કોની સાથે ઠગાઈ કરૂં ને કોની સાથે ન કરૂં? કોની સાથે વૈર રાખું અને કોની સાથે ન રાખું? કોની સાથે મિત્રતા રાખું? અને કોની સાથે ન રાખું, હવે તો સર્વ જીવની સાથે ગુણ ઐકયતાથી મૈત્રીજ છે. કારણ કે કોઈ પ્રગટપણે અને કોઈ છદ્મ (ગુપ્ત) પણે સર્વજ્ઞ છે, અને મારામાં જે છે તે પણ સર્વજ્ઞ જણાય છે તો પછી અમે સર્વે એકજ સરખા છીએ.

અને જ્યારે કોઈ ગુપ્તપણે અને કોઈ પ્રગટપણે એમ સર્વ સર્વજ્ઞ છે. તો મારી ઠગાઇને કે મૈત્રિને એ આત્મા

જાણે છે. તો પછી જેનાથી કંઈ છાનું નથી, તેનાથી વૈરાદિ રાખી કે ઠગાઈ કરી શા માટે દુ:ખમાં પડું? માટે તીર્થંકર દેવ તથા સિદ્ધ, પ્રગટપણે સર્વજ્ઞ અને અમે ગુપ્તપણે સર્વજ્ઞ હોવાથી સર્વે જીવોમાં સમભાવે રેહેવું એજ શ્રેયસ્કર છે.

ક્યાંસૂધી ભમે?

**भमे कुतीर्थे तहांसुधी, करे धूर्तता ढंग;**
**सद्गुरु वचन न सांभळे, करे कुगुरुनो संग. ४०**

**ભાવાર્થ:**—આ જીવ છળ કપટ કરી કુમાર્ગે ત્યાંસુધી વર્તેછે કે જ્યાંસુધી તેણે સદ્દગુરૂનાં વચન સાંભળ્યાં નથી, પણ કુગુરૂના સંગમાં ફસાયો છે.

**પરમાર્થ:**—જ્યારે પોતામાંજ સર્વજ્ઞ છે અને તેની સાથે છળકપટ કરે એટલે પોતેજ પોતામાં જાણેછે કે આ કપટ છે. તે છતાં તેના જાણપણાની દેખરેખ નીચે છળ કપટ કરે તે ખરેખર કુગુરૂનાજ સંગથી કરેછે. પરંતુ જ્યારે સદ્દગુરુરૂપી સુમનથી એમ જાણે કે, હું તો આ છળ કપટ છે "એમ" જાણુંછું, અને આ બીજા જીવો પણ આ છળ કપટ છે એમ જાણેછે. અને એ જાણનારજ અમે પોતે છીએ તો હવે શામાટે અમે એવાં, કુતીર્થમાં એટલે ખોટામાર્ગમાં ભટકિયે. પરંતુ સદ્દગુરૂએ દેખાડેલા સુમાર્ગમાંજ એટલે જ્ઞાન છે તેજ હું છું એવા માર્ગમાંજ પ્રવર્તન કરીએ. અને આ છળ કપટની ઠગાઇ છોડી દઇએ.

**तीर्थे ने देहेरां विषे, निश्चेय देव न जाण;**
**जिन गुरुवाणी एम कहे, देहमां देव प्रमाण. ४१**

**ભાવાર્થ:**—એ ખાતરીપૂર્વક વાત છે એમ જિનેશ્વર ભગવાન અને ગુરૂમહારાજ કહેછે એટલે કે તીર્થમાં અને દેહરામાં દેવ નથી. પરંતુ દેવતો દેહરૂપી મંદિરમાંજ છે.

**પરમાર્થ:**—દેવને શોધવા આપણે પ્રભુના નિર્વાણાદિ ક્ષેત્રમાં જઇએ છિયે. અને દેહરામાં ખોળીએ છીએ, પરંતુ જિનેશ્વર ભગવાન અને ગુરૂમહારાજ કહેછે કે ત્યાં દેવ નક્કી નથી. દેવતો ગુપ્તપણે તારા પોતાનાજ દેહમંદિરમાં બિરાજે છે માટે તેને તું ત્યાંજ શોધ.

સ્પષ્ટીકરણ—આપણા પોતામાંજ સૌથી પાસેમાં પાસે એ ગુપ્તદેવ, પરમાત્મા, બિરાજી રહ્યા છે, તેને ખોળતા નથી. અને તીર્થ, દેહરાં વગેરેમાં ખોળિએ છીએ તેનું કારણ આ નીચેના દ્રષ્ટાંતથી સ્પષ્ટ સમજાશે.

કેટલીક વેળા આપે જોયું હશે કે જ્યારે સૂર્યનો પ્રકાશ હોય તે વખતે આપણા હાથમાં આરીસો રાખીએ તો તે સૂર્યનું બિંબ આરીસામાં પડે છે. અને તે આરીસામાં પડી તે આરીસામાંથી તેનું પ્રતિબિંબ પાછું કોઇ પદાર્થ એટલે ભીંત વગેરે પર પડતું દેખાય છે. અને તેથી ભ્રાંતિ એવી થાય કે જે ભીંત કે પદાર્થપર સૂર્યનું પ્રતિબિંબ પડ્યું તે સૂર્ય છે, એમ કોઇ વેળાં થઈ જાય છે, તેમ ચૈતનના સંબં-

ધમાં લક્ષાવધિ મારાં બેનો ને ભાઇઓમાં બન્યું હોય તેમ જણાય છે. અને તીર્થાદિ ભીંતમાં કે દેવલાદિ પદાર્થમાં જ્યાં આત્માનું પ્રતિબિંબ પડે છે ત્યાં પોતે છે એમ જાણે છે. પરંતુ વસ્તુતઃ છે એમ કે પોતે અંતરમાં એટલે આત્મા અંતરમાં બિરાજે છે. મનરૂપી આરિસામાં તેનું બિંબ પડે છે અને તે બિંબ તીર્થાદિ કે દેવલમાં પડી આત્માનું પ્રતિબિંબ ત્યાં થાય છે. તો આપણે ભ્રાંતિથી સમજીએ છીએ કે, આત્મા કે દેવ ત્યાં છે પરંતુ તેનું તીર્થાદિ કે દેવાદિમાં પ્રતિબિંબ પડે છે. જેનું મનમાં બિંબ પડે છે તે આત્મા તો દેવાધિદેવ પોતાના અંતરમાં જ્ઞાન, દર્શન સુખ, વીર્યવાળા ચાર પાયાના સિંહાસન ઉપર બિરાજી રહેલ અનુભવાય છે. જેણે કર્મ પુદ્ગલોને સર્વથા ફેંકી દીધાં એવા શ્રી **વીર પરમાત્મા** સિંહલાંચ્છને કરી બિરાજમાન છે; તેમ તેમનાજ પુત્ર પુત્રીઓ જ્ઞાન દર્શન સુખ વીર્યના ચાર પાયાવાળા સિંહાસનપર બેસવાના હોય એમ જણાઈ પ્રમોદ થાય છે.

એક વેળા સ્વયંભૂરમણ સમુદ્ર પાણી શોધવાને ઉચ્છાળા મારવા મંડ્યો, પરંતુ તેને તેના હજારો ઉચ્છાળા છતાં કયાંય પણ પાણી જડ્યું નહીં. એટલે તે પાણીની ખોળમાંને ખોળમાં આઠેક માસ ચાલ્યા એટલે થોડાંક વાદળાં આકાશમાં દીઠાં તેને જોઇ હર્ષિત થયો અને ગર્જી ઉઠ્યો કે હવે મને પાણી મળ્યું, પરંતુ તે વાદળાંતો થોડા વખત પછી ચાલ્યાં ગયાં. પછી વળી તે શોધમાં પડ્યો. પણ કેટલાક મ-

હિનાસુધી પાણી જડ્યું નહીં. તથાપિ પાણીની શોધ તેણે છોડી દીધી નહીં. એનું ધ્યાનજ પાણીમાં લાગ્યું હતું, એટલામાં પહેલાં વાદળાં પર્વતપર જઈ વરસ્યાં હશે. અને તેમાંથી પ્રથમ ઝરણરૂપ થઈ પછી નદીરૂપ જળ વહેવા માંડ્યું, અને તે નદી જ્યારે આ સમુદ્ર રાજે પોતા તરફ ધસતી આવતી જોઇ ત્યારે તેની ખુશાલીનો પાર ન રહ્યો. એ સમુદ્રને હવે ખાતરી થઈ–નિશ્ચય થયો કે, હવે મને પાણી મળશેજ. એમ કરતાં પાણી બહુજ નજીક આવ્યું, છેક પાસે આવ્યું, છેક કિનારાપાસે આવ્યું, અને પોતામાં (સમુદ્રમાં) ધસવા લાગ્યું એટલે તો જાણ્યું કે અહો મારામાંતો પાણીનો આટલો ભંડાર ભર્યો છે, અને હું બહાર ખોળતો હતો, ચાલો ભૂલ્યા તોપણ ઘેર આવ્યા, એમ આપણે પણ પોતામાં રહેલા સ્વયંભૂરમણ સમુદ્ર જેટલા જ્ઞાનરૂપ અમૃતને જોતા નથી; પરંતુ એ સમુદ્રની માફક આઠમાસ સુધી એટલે નીગોદ, નારિકી, તીર્યંચના ભવસુધી આપણાથી ઉંચે, આઘે, દૂર, છેટે, જેમ તે સમુદ્ર આકાશમાં શોધતો હતો, તેમ આપણે ઉંચે ડુંગરોમાં દૂર આવેલા તીર્થમાં દેવને શોધવા ભટકિયે છીએ, પરંતુ આપણી પોતાનીજ કંઈ સારી ભાવનાથી જણાયેલા એટલે સમુદ્રમાંથીજ જેમ પાણી ચડીને વાદળું થયું તેમ આપણી પોતાનીજ શુભ ભાવનાથી થએલાં તીર્થો, મંદિરોમાં આપણે દેવને જોઈએ છીએ, પરંતુ ત્યાં દેવ કોણ છે કે, આપણી

શુભ ભાવના. ત્યાર પછી એ શુભ ભાવના ઉંચી ચડી ચડી નિર્મળ થતી થતી કઠણ ગ્રંથી પર્વતોપર વરસે છે, અને તેને ભેદી ત્યાંથી સમ્યકત્વ એટલે, સુદેવ, સુગુરૂ, સુધર્મરૂપ પોતાનાથી બાહિરજ દેખતા પાણીવાળી નદી પોતાના તરફ ધસતી આવતી તેમને માલૂમ પડે છે. આમ તેની અતિનિર્મળ પણ બહિરભાવનારૂપ જળ જ્યારે પોતાની પાસે, છેક નજીક, કિનારા પાસે આવેછે, ત્યારે તેની ખુશાલીનો પાર રહેતો નથી. પરંતુ જ્યારે એ દ્રવ્ય દેવ, ગુરુ, ધર્મ પોતાનામાંજ પ્રવેશ કરેછે એટલે તેની ઝાંખી થાયછે કે પોતામાં રહેલા તેવાજ નિશ્ચય દેવ, ગુરૂ, ધર્મ દેખાઈ રહેછે.

ઉપનય માટે સ્પષ્ટીકરણ:—સમુદ્રમાં જેમ જળ છે તેમ આપણામાં પરમાત્મા છે, એ વાત ખરી પરંતુ જેમ સમુદ્રના જળમાં ખારાશરૂપે મીઠું ભર્યું છે, તેમ આપણામાં પણ–જીવમાં પણ કર્મરૂપી મીઠું ભર્યું છે, આપણી શુભભાવનારૂપી બાષ્પ (વરાળ) ઉંચી ચડી નિર્મળ થાયછે અને પછી ચડતાં ચડતાં તે કઠિણ પર્વત જેવા ગ્રંથી આગળ આવેછે, ભાવનારૂપી જળ, મોટા પર્વતને પણ જેમ જળ તોડીપાડી પોતાનો માર્ગ લેછે, તેમ શુભભાવના ગ્રંથીરૂપ પર્વતને પણ તોડી પોતાનો માર્ગ કરેછે અને પછી એ પર્વતમાંથી પ્રથમ ઝરારૂપે એટલે ધર્મ ધ્યાનના પ્રવાહરૂપે અને પછી શુકલધ્યાનની નદીરૂપે પોતાની પાસે તે ધસતી આવતી જળપ્રવાહરૂપ નદીઓ દેખાયછે અને છેલ્લે કિનારે,–બારમે ગુ-

ણુસ્થાનકે આવે એટલે પરિણામે પોતે જળરૂપ એટલે પૂર્ણ પરમાત્મારૂપ-જ્ઞાનરૂપ છે તેને તે દેખેછે.

દેવ કયાં છે?

**तन, मंदिरमां जीव जिन, मंदिर मूर्ति न देव,**
**राजा भिक्षार्थे भमे, एवी जनने टेव. ४२**

**ભાવાર્થ:**—દેહરૂપી મંદિરમાં જીવ છે, એજ જિનદેવ છે પરંતુ (પાષાણુના) મંદિરમાં (પત્થરની) મૂર્તિ છે એ દેવ નથી, આશ્ચર્ય છે કે રાજા ભીખ માગવાને (જયાં ત્યાં) ભટકેછે, (ખરે) એથી માણુસને (ઉલટી) ટેવજ પડી છે. (આ નીચેના વિવેચનમાં મૂર્તિનું ખંડન અને પછી મંડન આવેછે)

**પરમાર્થ:**—આ આપણા દેહરૂપી સુંદર મંદિરમાં જીવ છે, તે જિનદેવ છે; પરંતુ પત્થરના મંદિરમાં પત્થરની મૂર્તિ કાંઈ જિનદેવ નથી. આશ્ચર્ય છે કે પોતે રાજા થઇ જગાએ જગાએ નાના પ્રકારનાં મંદિરોમાં અને તીર્થોમાં દેવને ઢુંઢેછે, અને તેમની પાસે પ્રાર્થના કરેછે, ભીખ માગે છે કે મને મુક્તિ આપો, પરંતુ પોતાથી દૂર એવા પત્થરના મંદિરમાં પત્થરની અચેતન[1] મૂર્તિ કંઈ તેને મુક્તિ, યુગોના યુગો ચાલ્યા જાય, તોપણ આપી શકે તેમ નથી. એવી ભીખ માગવાને તો જન્મોજન્મરૂપી યાત્રામાં ભટકયો પણ કોઈ પત્થરના મંદિરમાં બેઠેલા દેવે મુક્તિનું દાન કર્યું નહીં. પરંતુ જે પોતાની પાસેમાં પાસે દેહ છે, એજ મંદિરમાં સચેતન જીવ છે એજ દેવ છે.

---

૧ આ વિચારની જોખમદારી **લાલન** પોતાના શિરપર લે છે.

## 'રાજાભિક્ષાર્થે ભમે એવી જનને ટેવ.'

જગતમાં ભીખારી ભીખ માગેછે, અને રાજા બીજા માણસો કરતાં અત્યંત સમ્પત્તિવાન્ હોવાથી પોતે ભીખારીને દાન આપેછે; પરંતુ ધારો કે એક ભીખારી હોય અને તેનીપાસે ભીખ માગવાને બધા રાજાઓ જાય એ ઉલટું નહીં તો શું? શું એ ભીખારી આ બધા રાજાને દાન આપી શકશે? જો આપી શકે તો તે ભીખારીજ ન કહેવાય. તેમજ? દેહરામાં દેવ છે. તેનીપાસે ભીખારીની પેઠે, માગ્યાથી કંઈ મુક્તિદાન મળવાનું નથી, અને આપણે સર્વ મનુષ્ય દેવતા તેમની પાસે ભીખ માગવા જઈએ છીએ, અને જેમ એવા ભીખારીની પાસેથી આપણે પાછુંજ આવવુંજ પડેછે. તેમ પથ્થરાદિના મંદિરરૂપ ઝુંપડામાં રહેલા દેવપાસે વ્યર્થ યાચના કરી આપણે, દેવતા,મનુષ્યો રોજરોજ રખડી રખડી પાછા ફર્યા છીએ, ને હજી પાછા ફરીએ છીએ. પરંતુ કોઈની પાસેથી મુક્તિ મળી નહીં. માટે આ ગ્રંથકાર યોગીંદ્રદેવ કહે છે કે, મંદિરરૂપી ઝુંપડામાં બેઠેલા પત્થરના દેવપાસે ભટકવાનું મૂકી, દેહરૂપી મહેલમાં રહેલા સચેતન રાજા પાસે મુક્તિ માગો અને પછી જુઓ કે તમને તેને મુક્તિ આપતાં કેટલીવાર લાગેછે. જો આખો ભવ થઈ જાય તો જેની પાસે મુક્તિ નથી તે પત્થરની મૂર્ત્તિ તમને મુક્તિ કયાંથી આપી શકે? પરંતુ સચેતન મૂર્તિ તમારા દેહરૂપી દેવલમાં છે, તેની પાસે માગો તો ખચિત તમારી પ્રાર્થના વિફળ ન થતાં,

ઘણાં તો સાત, અને નહીં તો આ ભવમાંજ અને ખરી ભક્તિથી સાચા જીવદેવમાં પ્રીતિ રાખશો તો એક માસમાંજ અને અખંડ ધીટ ભક્તિથી જીવદેવને પૂજશો તો ઘડી બે ઘડીમાંજ મુક્તિદાન મળશે. કારણ કે જીવદેવપાસે મુક્તિ છે માટે આપી શકે. માટે પોતાના શરીરરૂપ સુંદર મંદિરમાં દેવાધિદેવરૂપ જીવ છે તે તારા દેવ છે એમજ માન.

**મૂર્તિપૂજા [1]મંડન.**—જીવને દેવ માનવા તે સર્વદા ઠીક નથી. કેમકે તેમાં કર્મમલ છે, અને જેણે મુક્તિ મેળવી છે, તેણે કર્મમલ દૂર કરી પછી જીવને દેવ ગણ્યા છે. માટે આપણો જીવ જ્યાંસુધી શુદ્ધ ન હોય, ત્યાંસુધીજ તેને દેવ માનિયે તે ઠીક નથી એમ જાણી પૂર્વના લોકોએ પવિત્ર દેવ નહીં પણ તે પવિત્ર જીવની મૂર્તિ દેખાડી કહ્યું કે તમેજ દેવ છો. પરંતુ આ જેની મૂર્તિ છે, તેવા પવિત્ર થઇને તમે પોતાનેજ દેવ માનો તેમાં વાંધો નથી. માટે પવિત્રતા કરવાનું સાધન, પવિત્ર થઈ ગયેલા જીવની મૂર્તિ છે. પરંતુ એ દેવની મૂર્તિને જોઇને જેની એ મૂર્તિ છે, તેવા વીરપરમાત્મા આદિને મનની આંખથી જે જોતો નથી, અને તેજ ચક્ષુથી તેમના પરમ પવિત્ર સ્વરૂપને પોતાનાજ હૃદયમંદિરમાં તેજ મૂર્તિના દર્શન કર્યાં પછી સ્વજીવ દેવનાં દર્શન કરતો નથી, અને પોતાના હૃદયમંદિરમાં હવે દેખાતા શ્રીવીર પરમાત્માના જેવી પવિત્રતા છે તેવીજ પવિત્રતા પોતે કરતો નથી, તો લાખોભવસુધી વીરપરમાત્માની મૂર્તિ દેખતાં પણ મુક્તિ મેળવે

નહીં. એમની શાંતમુદ્રા પ્રથમ ચર્મચક્ષુથી, પછી મનશ્ચ-ક્ષુથી, પોતાના હૃદયમાં એમની શાંતિનું દર્શન અને તેવી શક્તિ થવા, પોતાના જીવમાં રહેલા કર્મમલ દૂર કરવા કે જેથી જેવા હૃદયમાં વીરપરમાત્મા દેખાય તેવો પોતે જીવ બની પરમાત્મારૂપ થઇ રહે.

પરંતુ ઉપર પ્રમાણે મૂર્ત્તિમાં દેવ પ્રથમ ચર્મચક્ષુથી, અને પછી શુદ્ધ મનશ્ચક્ષુથી પોતાના હૃદયમંદિરમાં દેખવા, અને પોતાનામાંજ રહેલા દેવને પણ એમ મૂર્તિની મારફતે દેખ-વા એ ડાબે હાથે જમણો કાન પકડયા બરોબર છે અને પોતાનામાંજ રહેલા દેવને પોતે પોતાનામાંજ દેખવા તે જમણે હાથે જમણો કાન પકડવા જેવું છે. લોક વ્યવહાર પણ એવો છે કે, જમણે હાથે જમણો કાન અને ડાબે હાથે ડાબો; પરંતુ ડાબે હાથે જમણો પકડવો કે જમણે હાથે ડાબો કાન પકડવો, તે ઉલટું કહેવાય! વધારે શ્રમવાળું અને અશોભનીય કહેવાય, પરંતુ બાળ અવસ્થામાં તે થઈ જાયછે અને જયાંસુધી જમણે હાથે જમણો કાન પકડતાં આ-વડે ત્યાંસુધી ડાબે હાથે પણ પકડવા ધારેલો જમણો કાન પકડવો એટલે મૂર્તિની પૂજા કરવી યોગ્ય છે. મુક્તતા મેળવ-વાના હેતુને લક્ષમાં રાખી પરીશ્રમે સાધ્ય થાય એવી પ્રવૃ-ત્તિમાં પણ પ્રવર્ત્તતાં મુક્તતાની ઇચ્છાવિનાના આળસુ કરતાં જલદી મુક્તિ મેળવી શકશે.

## હવે દેહમંદિરમાં દેવને ઓળખવાની રીતિ.

પ્રથમતો દેવ કોણ? જિનભગવાન્. એ જિનભગવાન્ કોણ?

દેહમાં જણાય તે જીવ. ગ્રંથકારનો ભાવાર્થ એવો છે કે ધાતુ પાષાણાદિની પ્રતિમા જિનદેવ નથી, તેમજ મૂર્તિને માટે બંધાવેલું મંદિર જિનમંદિર નથી. પરંતુ શરીર છે તેજ જિનમંદિર છે, અને તેમાં આત્મા છે તે જિનદેવ છે, કારણકે જીવજ કર્મને જીતેછે. જીવેજ જીત્યાં છે અને જીવજ જીતશે. માટે જીવજ જિન એટલે કર્મને જીતનાર ઠરેછે.

ધર્મધ્યાનરૂપી અગરબત્તિ, શુકલધ્યાનરૂપી પંચાણધૂપ જડચેતનના ભેદજ્ઞાનરૂપી વિવેક દીપક પ્રગટાવવો અને અખંડ કરૂણા, સત્ય, સરળતા, બ્રહ્મચર્ય, વિસ્પૃહતાઆદિ સુગંધિપુષ્પ અને સમતારૂપી ચંદન એપણ જીવનેજ ચડાવવું. એટલે છે તેવો જીવદેવ શુદ્ધ દેખાઈ રહેશે, જડ ચેતનને પૂજે પણ ચેતન જડને પૂજે એ કેવું હાસ્ય !

હવે આપણને મનુષ્યને પરમાર્થે પણ બે હાથ હોય છે. એક જમણો અને બીજો ડાબો. તેમાં મનશ્ચક્ષુ એ જમણો હાથ, માટે મનશ્ચક્ષુથી જીવરૂપ દેવને—કાનને પકડવો. એટલે મનશ્ચક્ષુરૂપી હાથ લઈ તેને હલાવવો. એટલે વિચારવું કે જીવ કયાં છે, એટલે પોતે પોતાને પૂછતાં હૃદયમાં રહી મનશ્ચક્ષુ આદિ પણ પોતે જોનાર મનશ્ચક્ષુ પોતાના દેહમંદિરમાં જડી આવશે, પછી હૃદયના સિંહાસનમાં જીવદેવને સર્વ જીવ ઉપર કરૂણાનાં ગંગાજળથી નવડાવવો તેમાં ક્ષમાદિ [1]પંચામૃત મેળવવા, સરળતારૂપી અંગલુંછણાથી

---

૧ ક્ષમા–સત્ય–પ્રમાણિકતા–બ્રહ્મચર્ય–સંતોષ એ પંચામૃત.

જીવદેવને લૂછવા અને સકળ જીવને મુક્તિદાનરૂપી જીવ-દાનરૂપી અલંકારો પહેરાવવા, આટલું કર્યા પછી જુઓ કે તમારા દેહમંદિરમાં વિરાજતા દેવ લોકાલોકના નાથ શ્રી વીરપરમાત્માના પુત્ર, શ્રી વીર પરમાત્મા જેવા છે કે નહીં! છેજ "જેવા બાપ તેવા બેટા" તે સત્પુત્રોતો પિતા સમાનજ હોય. તિર્થંકર પુત્ર કોણ હોય છે? તીર્થંકરના પુત્રપણ તીર્થંકર. પુત્રોમાં તીર્થંકર થવા જોઇએ, કરૂણા સકળ જીવોપર સર્વકાળમાં સર્વ દેશમાં અખૂટ વરસાવવી જોઇએ. તેમની ક્ષમા—કોઇપણ કાળે કોઇપણ જીવે, કોઈપણ સ્થાને, પોતાપર અપરાધ કર્યો હોય! તેનાપર અનુપમ ક્ષમા પોતે વરસાવવી જોઈએ. કૃષ્ણ લેશ્યાની આંચમાં કોઇ દાઝયો હોય પરંતુ શિતલેશ્યાના ફુવારાથી દઝાવનારને શાંત કરવો જોઇએ સર્વે જીવોસાથે સરળતાથી વર્તવું જોઈએ અને સર્વ જીવને પોતાના સરખા કરવાને મન, વચન, ને કાયાનો સમગ્રરીતે ઉપયોગ કરવો જોઇએ. આમ જોઇને વર્તતા આપણે જીવ તે દેવ. પોતાના દેહમંદિરમાંજ મળી આવીએ છીએ તો આ લોક મૂર્તિપાસે ભીખ ન માંગતાં જેનીપાસે મુક્તિ જડે તે જીવ રાજાપાસે માગે તો કેમ નહિ જડે?

**नथी देव देहरां विषे, छे मूर्ति चित्राम;**
**ज्ञानी जाणे देवने, मूर्ख भमे बहु ठाम. ४२**

**ભાવાર્થઃ**—દેહરામાં દેવ નથી, પણ મૂર્તિ અને ચિત્રામણ

છે. જ્ઞાની પુરૂષો દેવને (પોતામાંજ છે એમ) જાણે છે. અને મૂર્ખો (જ્યાં જ્યાં) મૂર્ત્તિ કે ચિત્રામણ હોય તેવાં ઘણાં ઠેકાણામાં ભમેછે-ભટકે છે.

પરમાર્થઃ—પત્થરના દેહરામાં દેવ નથી, પણ શુભકર્મથી આ બાંધેલા દેહરૂપ મંદિરમાં દેવ છે, એમ જ્ઞાનીપુરૂષો જાણે છે, દેહરામાં તો જડપ્રતિમા છે, ચિત્રામણ છે. એ જડપ્રતિમાને હજારો પ્રાર્થના કરો તોપણ કંઈ સાભળે છે? પરંતુ તમારા પોતામાં બેઠેલા જીવરૂપ દેવને એવી પ્રાર્થના કરો કે કર્મરૂપી શત્રુથી મને છોડવો તો તે પોતે ચેતન હોવાથી જ્ઞાન-દર્શનરૂપી હાથમાં ક્ષમા, નમ્રતા,સરળતા, નિઃસ્પૃહતા,સમતા ઈત્યાદિ આંગળાંવડે તેમના બંધ પૂર્વે જેમ કેટલાએક છોડ્યા તેમ છોડશે, એટલુંજ નહીં પરંતુ ભવરૂપ કેદ-ખાનામાંથી છોડી શિવપદરૂપ મહેલમાં-અનંત આનંદની સ્થિતિમાં સાદિ અનંત સુધી રાખશે. આ જીવદેવ તો એવા છે કે જેની પાસે આપણી પ્રાર્થના સફળ થાય, પરંતુ મૂર્ખો તે છતાં જે મનુષ્ય પણ નહીં, દેવતા પણ નહિ, તિર્યંચ પણ નહીં—એવા ફક્ત જડ પત્થરના કે ધાતુના કટકા પાસે પ્રાર્થના કરી રહ્યા છે, પરંતુ લાલનને એમ જણાય છે કે બાળજીવોને પરમાત્મા, સંસારના અંધારાને લીધે નહીં દેખાય, એમ ધારી મંદિર આદિ શુભક્રિયાના દિવાઓથી પોતાના જીવનેજ દેવ સમજવા પ્રયત્ન કર્યો હશે, એમ અનુમાન થાય છે. સંસારના અંધકારમાં તો ઘરમાં પણ જીવરૂપ દેવ કંઇ દેખાય નહીં-

અને મંદિરમાં, ચિત્રામણુ કે પ્રતિમાને જોઈ પોતાના જીવ-
નને ત્યાં શુદ્ધતા હોવાથી દેખે (પરંતુ ખેદની વાત છે કે બહુ
થોડા દેખે ) બીજી રીતે જોતાં પોતાનામાં જે દેવાધિદેવ છે,
તેતો પોતે લોકાલોક પ્રકાશક હોવાથી,-કોઇ દિવસે એવી
અખંડ સ્થિર જ્યોતિ ન જોઇ હોવાથી બાળજીવો, અંજાઈ
જાય, અને જેમ અંધારામાં ન દેખાય તેમ એ અત્યંત પ્ર-
કાશને પણુ ન દેખે. માટે ધર્મગુરુરૂપી, તારા દેવાદિ આનંદરૂપ
સૂર્યરૂપના તેજમાં ગોઠવ્યા હોય એમ અનુમાન થાય છે. પ-
રંતુ જે જ્યોતિ પૂજા આદિ સમયે શરીરમાં રોમાંચ કરાવે
છે, તેજ જીવદેવની જ્યોતિ છે. તે જ્યોતિ સામાયિકિમાં
સમભાવ થતાં સર્વ સ્થળે શાંતિ શાંતિ ફેલાવે છે. તેજ
જ્યોતિ શુભધ્યાને ચડેલા જીવદેવનીજ છે. અને તેજ
જ્યોતિ સમાધિમાં અનુભવ સમયે અખંડ સ્થિર પ્રકાશરૂપ
લોકાલોકમાં વ્યાપી રહે છે. તેજ તું છો. તેજ શુદ્ધ જીવ,
દેવાધિદેવ છે.

એ જ્યોતિથી જોતાં દશ્ય તું નથી, તેનું જ્ઞાન તેજ
तत्त्वमेवासि છે. શું, દેહેરામાં પૂજનવેળા ઝળક મારી
રોમાંચ કરાવે છે. તે અખંડ તારા જેવી જ્યોતિ આ સં-
સારરૂપી રાત્રીમાં આકાશના તારાની જ્યોતિ કરતાં વિશેષ
નથી ? છેજ. શું સામાયિકમાં-સમતારૂપી ચાંદનીમાં જે
જે શિતળતા અનુભવાય છે તે ચંદ્રજ્યોત્સ્ના, અજવાળી
રાત્રિના ચન્દ્ર કરતાં વિશેષ નથી ? છેજ. શું સમાધિમાં

અનુભવ થતાં આ સૂર્યને પણ દેખનાર લોકાલોકપ્રકાશક અખંડ સ્થિરજ્યોતિરૂપ જીવ (આત્માજ્યોતિ અનુભવાય છે તે જ્યોતિ) આ દિવસના સૂર્ય કરતાં વિશેષ નથી? છેજ. જેમ સૂર્યના પ્રકાશમાં તારા, ચન્દ્ર, ગ્રહ, પ્રકાશ નિસ્તેજ થઇ સમાઈજાયછે, તેમ આત્મારૂપી સૂર્યમાં એવા અનંત સૂર્યો, તારા, ચન્દ્રનો પ્રકાશ નિસ્તેજ થઇ સમાઈ જાય છે. તેમ આત્મજ્યોતિમાં તે જ્ઞાનરૂપી તારા, શ્રુતજ્ઞાનરૂપી ચન્દ્રપ્રકાશ, અવધિજ્ઞાનરૂપી દિવસનો[1] સૂર્યપ્રકાશ, મનપર્યવજ્ઞાનરૂપી સૂર્યમાં સૂર્યપ્રકાશ[2] તે બધા પ્રકાશ આત્માના કેવલજ્ઞાનરૂપી લોકાલોક ભાષ્કરમાં નિસ્તેજ થઇ[3] સમાઇ જાય છે. માટે પોતે જ્ઞાની થઈ પોતાનામાંજ દેવ શોધવા એ ટુંકો અને સરળ રસ્તો છે. પરંતુ પોતે અજ્ઞાની થઈ બહુ ઠામે રખડી રખડીને પેહેલા સ્વયંભૂરમણ સમુદ્રની[4] પેઠે, પણ પછી પોતાનામાંજ દેવને શોધવા એ પણ નહીં શોધવાની અપેક્ષાએ ઠીક છે. પરંતુ વહેલા કે મોડા દેવ,–દેવાધિદેવ ત્રિલોકનાથ, જ્યાં અવશ્ય મળવાનાજ–જ્યાં તેની ઓળખાણ થવાની, તે દેહરૂપી મંદિરના હૃદયરૂપ સિંહાસનમાંજ મળવાના અને ત્યાંજ ભેટો થવાનો:

---

૧ જેમ દિવસે સૂર્ય અને રાતે નહિ તેમ ઉપયોગે. અવધિ, અને અનુપયોગે નહીં. ૨ જેમ સૂર્યમાં તો પ્રકાશજ તેમ મનઃપર્યવમાં પ્રકાશ પ્રકાશજ. ૩ પરંતુ કેવલના પ્રકાશમાં સર્વ પ્રકાશ અંતર્ભૂત થઇ જાય છે. ૪ દોહા ૪૧ માના વિવેચનમાં સ્વયંભૂરમણ સમુદ્રની જળ શોધવાની રીતિને જુઓ.

**खरो देव छे देहमां, ज्ञानी जाणे तेह,**
**तीर्थ देवालय देव नहीं, प्रतिमा निश्चय एह; ४४.**

**ભાવાર્થ:**—જ્ઞાની સારી રીતે જાણે છે કે સાચા દેવ તો દેહમાં (જીવરૂપે) બિરાજે છે. તીર્થસ્થાનમાં કે દેવમંદિરમાં તો (ધાતુ આદિકની) પ્રતિમાજ છે, એમ તેને ખાત્રી છે.

**પરમાર્થ:**—દેહરૂપ મંદિરમાં જે જીવ છે તેજ સાચા દેવ છે. બાકી દેહરામાં કે તીર્થમાં દેવ નથી. પરંતુ ધાતુ પાષાણુની પ્રતિમા છે-મૂર્તિ છે એવું **જ્ઞાનીને** ખાત્રીપૂર્વક છે.

## જ્ઞાનીને લાલનનું સંબોધન.

જ્ઞાની સાહેબ!

જરા ધીરજથી **લાલનનું** કથિતવ્ય બુદ્ધિગમ્ય થતું હોય તો માન્ય કરશો. તે એ કે આપણે જીવરૂપ દેવનો અનુભવ કરિયે છિયે, ત્યારેજ તેના શાંતસ્વરૂપનું દર્શન થાય છે. એ શાંતસ્વરૂપ જેનામાં યથાર્થ રીતે પ્રગટ્યું છે, જેણે યથાર્થ ને સંપૂર્ણ અનુભવ્યું એવા મહાપુરૂષની મુખાકૃતિ દેહમાં હોય ત્યાંસુધી કેવી હોય? અને તમે પણ યથાર્થ જ્ઞાની હો અને તમારૂં સ્વરૂપ તમે અનુભવ્યું હોય ત્યારે તમારી પણ કેવી મુખાકૃતિ હોય? **લાલન** તો કહે છે કે જેવી દેહરામાં શાંત પ્રતિમા દેખાય છે, તેવી તમારી દેહમૂર્તિમાં

દેખાવી જોઈએ. ત્યારે પ્રતિમાપૂજક આપને એજ વિનંતી કરે છે કે આપનો આત્મા ભિત્તરથી પૂર્ણ **શાંત** છે. તેવાજ આપ બહારથી પણ શાંત થઇ જાઓ. પછી તમારામાં અને અમારામાં પણ અમે દેવ દેખીશું. અલબત અમને પણ અંદર એવા થવાની જરૂર છે, પરંતુ અમારો ક્રમ એવો છે કે પ્રથમ આંક શીખિયે ત્યારે "બાર દુ ચોવીશ–બાર તેરી છત્રીસ." એમ કહિયે. પરંતુ બાળાવસ્થામાં 'બાર-દુ ચોવીસ' સમજીએ નહીં, પરંતુ મોટા થતાં અમને ખબર પડે છે કે "એક પૈસાની બાર બદામ તો બે પૈસાની ચોવીસ." તેમ હમણાં હમારૂં મૂર્તિપૂજન ગોખવારૂપ, જેમ આંક હોય છે તેમ દેખવારૂપ છે. પરંતુ વખત જતાં ગોખેલા આંકમાં અમને અર્થ સ્ફૂરે છે, યા સમજાય છે ત્યારેજ અમને ખુશી થાય છે. તેમ અમે હાલ જ્ઞાનરાજ્યમાં અજ્ઞાની બાળક છીએ, પરંતુ અમે ચર્મચક્ષુથી, મોઢેથી, ગોખવાની માફક દેખિએ છીએ. પરંતુ જેમ મોઢેથી ગોખવા પછી અમારૂં મનશ્ચક્ષુ ખીલે છે, ત્યારે ગોખેલા અર્થ સમજાય છે, તેમ હૃદયચક્ષુ ખીલશે, ત્યારે ચર્મચક્ષુથી પણ જ્યાં ત્યાં પોતાનામાં–પરમાં પ્રભુનાં દર્શન થશે.

મુખે ગોખવું, મન ખીલતી વખતે વ્યવહારમાં કામ આવે છે. દેખવું ચર્મચક્ષુનું, હૃદયચક્ષુ ખીલતી વખતે પરમાર્થમાં ખપ આવશે. માત્ર અમે પ્રથમ ગોખિયે કે જોઇએ છીએ, અને પછી સમજીયે કે અનુભવીએ છીએ.

તમે પ્રથમ સમજો અનુભવો છો અને ખરૂ પૂછો તો તમારું સમજેલું યાદ રાખવાને શબ્દો પણ ગોખો છો અને તેમ તમારૂં અનુભવેલું ફરીથી ભૂલાય નહીં તેટલા માટે પ્રતિમાનું ચર્મચક્ષુથી વારંવાર દર્શન કરો તો તમારાં હૃદયચક્ષુ અનુભવ કરી વારંવાર ખુલશે!

માટે જ્ઞાનીઓએ આંકના અર્થ પ્રથમ સમજાવવાને આંકનેજ કહાડી નહીં મૂકવા, તેમ હૃદયચક્ષુથી અનુભવ કરાવવાને પ્રથમથીજ પ્રતિમાને રજા નહીં આપવી.

લાલનના અજાણુ બંધુઓ! આપણે બાળક છીએ અને મોટા થઈશું. માટે મોટા થતાં આપણે કેમ જોઇએ અને સમજીએ છીએ એ દાખવી આપેછે કે આપણી હાલની રીત એવી છે કે જેથી હમેશાં આપણે બાળજ રહીએ. પણ મનથી હૃદયમાં પણ યુવાન થઇએ. માટે એવા જ્ઞાનીનો ઉપકાર માનો કે આપણે મોટપણે શું જાણુવું અને શું સમજવું તે હાલ દેખાડે છે. પરંતુ લાલન આપને એક છાની વાત કહે છે તે એ છે કે જે જ્ઞાનીઓ છે અને પોતાનામાંજ દેવ જુએ છે, આંકનો અર્થ સમજે છે તેઓ તેઓના પૂર્વજન્મમાં જેમ તમે હાલ કરો છો તેમજ તેઓ કરતા હતા, અને તેથી ફરીથી તમ્હારા જેવું તેની પાસે શામાટે કરાવવું જોઇએ.

આંખથી જોનારને વારંવાર આંખથીજ જોવું એ ઠીક નહીં, પણ મનથી. જેમ તમને અમે આંકના અર્થ સમજાવ્યા પછી

આંક ગોખવા ઠીક નહીં લાગે. પરંતુ અમારૂં એ જ્ઞાનીને એજ કહેવું છે કે, આંકનો અર્થ સમજાયા પછી પણ આંક ગોખેલા ઉપયોગી છે. તેમ અનુભવ થયા પછી પણ શાંતદર્શનની જરૂર છે. વળી તમારા અનુભવે તમે સાતમા ગુણસ્થાનકે હો, તોપણ તમારા અનુભવ વિનાના કાળમાં અનુભવનું પુનઃ સ્મરણ કરવાને પ્રતિમાદર્શન કરવું જોઇએ અને તેરમું ગુણસ્થાનક હોય તો પ્રતિમાની જરૂર નથી, પરંતુ પ્રતિમાને લીધે બીજાને પણ અનુભવ કરાવી શકાય છે. જેમ મારા મનનો અર્થ સ્થૂળ શબ્દરૂપી પ્રતિમામાં કહી શકુંછું. પણ મારૂં અરૂપી જ્ઞાન, અરૂપી મનના ચમચાથી આત્મામૃત સરોવરમાંથી ભરી અક્ષરના પ્યાલા ભરી ભરી તમને પાઉંછું. તો પ્યાલારૂપ અક્ષર અને મનરૂપ ચમચો અરૂપી જ્ઞાન આપવામાં ઉપકારક થઈ પડે છે, તેમ પ્રતિમા પણ શાંતતાની અમૃતધારા પીવાનું પવાલું છે. માટે પ્રતિમા જ્ઞાનીને પણ અવશ્યની છે. તમો ખરા છો તો તમારા જેવા અમને કરવા માગશો ત્યારે અક્ષર, શબ્દની સ્થૂળ પ્રતિમા કે ધાતુઆદિની સ્થૂળ પ્રતિમા અવશ્ય, તમે અલબત લઈ, અમને તમારા જેવા કરી શકશો ( લાલનના આ ખાનગી ખાસ વિચાર છે. )

ધર્મૌષધિના પાનથી લાભ.

**जन्ममरण दुःखथी डरी, कर धर्मौषधि पान;**
**पामीश तुं अविनाशिता, वळी सुखमय निजज्ञान.४५**

ભાવાર્થ:—જો તું વારંવાર થતા, જન્મમરણનાં દુઃખોથી ડરતો હોઉં, તો તું ધર્મરૂપી ઔષધિનું પાન કર કે જેથી એ રોગ મટી જઈ તું અમરપણું પામીશ. એટલુંજ નહીં પરંતુ આનંદમય એવું આત્મજ્ઞાન પણ તને પ્રાપ્ત થશે.

પરમાર્થ:—જન્મ, જરા અને મરણ આ ત્રણેને મહારોગ કહેછે. બીજા જ્વરાદિ અનેક વ્યાધિ ઔષધોપચારથી મટેછે, એવું હાલ ઘણું જણાય છે. પરંતુ જન્મ થવાના રોગને ને જરાને હમેશ અટકાવવાનું કે મરણને દૂર કરવાનું ઔષધ હજુ સુધી કોઈએ શોધી કાઢ્યું નથી. કોઈ કોઇ જણે તેના ઉપાયના એટલે જન્મ ન થવાના, જરા ન આવવાના, અને મરણ ન થવાના ઉપચાર તો ઘણા કર્યા પણ તેમાં તે ઘણાજ નિષ્ફળ થયા છે. હા કોઈ કોઈ જરા અટકાવવામાં ફતેહ પામે છે, પણ નિષ્ફળ ઘણાજ થાય છે. પરંતુ મરણ અટકાવવાના દાખલા તો એક પણ નથી બનતા. માણસ, ૧૦૦, ૧૦૮, ૧૩૦, વર્ષના થઈને પણ મરી જાય છે. જો મરણ મટાડે તો તે ડૉકટર દુનિયાની દોલત માગે તોપણ તેને કોઈ આપે. કારણ કે બધાં દુઃખો કરતાં એટલે જન્મ, જરાનાં દુઃખો કરતાં પણ મરણનું દુઃખ જીવને હાલ ઘણું સમજાય છે. પરંતુ જન્મનું અને તેમાં પણ ગર્ભાવાસનું દુઃખ કેવું છે તે તો જેને યાદ રહેલું હોય, તે ખરેખર જન્મના દુઃખથી પણ વિશેષ ડરે, કારણ કે જન્મના વિષ બીજમાંથી મરણ ઉગે છે. જો જન્મ મટી જાય,

તો, આધિ, વ્યાધિ, ઉપાધિ, જ્વરાદિ ઘણા રોગો, અને જરા પણ પલાયન કરે, કારણ કે જન્મરૂપી બીજના આ બધા રોગો ફળરૂપ છે, માટે ખરેખર તો જન્મોજન્મ તથા ભવોભવ અટકાવવાને ધર્મરૂપી ઔષધ ખા. એટલે જન્મ-મરણ ઉભય મટી જશે, એટલુંજ નહીં પરંતુ તું અવિ-નાશી થઈશ.

ધર્મઔષધિ કેવી છે? આપણું પોતાનું ભાન કરાવે છે. આ જે જન્મે છે તે તું નથી, પરંતુ જ્યારે તું એમ સમજે છે કે, આ જન્મે તે હું છું. એટલામાટેજ તું જન્મે છે. હવે જન્મે છે તેને તું જોયા કરે, અને જે જુએ છે તે હુ છું, એમ વાસ્તવ હોવું જોઈએ. એમ કરતાં તો જન્મતો દેહ છેલ્લોજ મરી જઇ, તું તારૂં અમર અ-વિનાશી સ્વરૂપ પ્રાપ્ત કરીશ, અને તેની સાથે તે અવિનાશી સ્વરૂપ અનંત આનન્દમય, જણાઈ-દેખાઇ રહેશે.

"કર ધર્મઔષધિ પાન."

ધર્મધ્યાનમાં જે ચાર પ્રકાર છે, તેને આ ક્રમથી કામે લગાડતાં જન્મ જરા મરણના રોગો મટી અખંડ આરોગ્ય-વાળું અવિનાશપણું પમાય.

કર્મ રોગના જન્મ, જરા અને મરણ પેટાભાગ છે, જે કર્મરોગ મટાડતાં મટી જાય છે. માટે પ્રથમ તો રાગદ્વેષનું મહાઅજીર્ણ મટાડવા, કે જે અજીર્ણથી આ ઉપર લખેલા રોગ થયા છે, તે અજીર્ણ મટાડવા અપાયવિચયરૂપી

ધ્યાનનો સખત જુલાબ લેવો. અને સકલ પરવસ્તુમાંથી પૂર્ણ રાગદ્વેષનો મલ નીકળી ગયા પછી એ જુલાબ વાળવા વિપાકવિચયરૂપી ધ્યાનની ખીચડી ખાવી; એટલે સુખદુ:ખાદિ થતાં હતાં કે થાય છે કે થાય તે રાગદ્વેષના અજીર્ણને લીધે થાય, માટે તે ન કરવા એવી સમજરૂપ ખીચડી ખાવી, તેમાં ઘીપણ જોઈએ તો સંસ્થાનવિચય-રૂપ ઘી નાંખવું. એટલે આ જગતનું સ્વરૂપ પરમાત્માએ દીઠું તેવું ગ્રહણ કરવું એ ખીચડીમાં ઘી થયું. આટલાથી રોગ મટી ગયો એટલે તું જ્ઞાન, દર્શન, સુખ, વીર્યરૂપ છો, દેહ કે જડ પુદ્ગલ નથી, એવી વિતરાગની આજ્ઞારૂપ ધાતુ ઔષધિ લેવી એટલે આજ્ઞાવિચય નામની ઔષધિ લેવી. કારણ કે તે ધાતુ ઔષધી સકલ રોગના સંહારક મહાવૈદ્યશ્રી **વીર** પરમાત્માએ અનંત જ્ઞાનરૂપી તીવ્ર અગ્નિવડે આંચો દઈદઈને, અનંત દર્શનરૂપી સામાન્ય ઉપયોગની ધમણો ધમીધમીને એ ભસ્મ બનાવીને અનંતચારિત્રરૂપી પડીમાંથી, અનંત**વીર્ય**રૂપ અનુપાન મેળવી, અનંત સુખ પોતાને પ્રાપ્ત થયું છે તેવું અવ્યાબાધ–અનંત સુખ થવાને તમને એ ઔષધીઓરૂપી ધ્યાનની પ્રક્રિયા આપી છે, તે ગ્રહણ કરો એવી **લાલન**ની સકળ માનવબંધુઓને પ્રાર્થના છે. **લાલન** તો માત્ર શ્રી**મહાવીર** પરમાત્મરૂપ ચૌદરાજલોકના મહાવૈદ્યની જાહેરખબર વહેંચનાર છે. અને દેશવિદેશ તે જાહેરખબર ફેલાવવા પોતાથી થતો યત્ન કરે છે. માટે હવે **લાલન**ના નહીં તો તમારા પોતાના હિતને માટે સકળ માનવબાંધવો અને

બહેનો, સકલ દેવો અને દેવીઓ, સકલ નારક જીવો અને સકલ સ્થાવર ને તિર્યંચો આ ધર્મઔષધિ લઈ યથાવિધિ તેમનું સેવન કરી કોઈથી ન મટે એવાં જન્મ, જરા અને મરણના રોગો મટાડી, સાદિઅનંત સ્થિતિવાળા, હમેશાં જિનસ્વરૂપની ખુમારીમાં રાખનારા અને સદા આરોગ્યતાવાળા ઔષધને સેવો.

આમ ધર્મધ્યાનરૂપી ઔષધિ અમરપણું, અવિનાશીપણું, શાશ્વતપણું, જીવને અક્ષયસ્થિતિપણું આણી આપે છે એટલુંજ નહીં; પરંતુ અવ્યાબાધ સુખ; અનંત આનંદ જેથી પ્રાપ્ત થાય એવા શુક્લધ્યાનના પ્રકાશવડે, આત્મજ્ઞાન આપે છે. પોતે લોકાલોક પ્રકાશક કેમ છે તેનો ક્રમપુરઃસર માર્ગ પણ દેખાડે છે. કારણ કે આજ્ઞાવિચયમાં પ્રભુ આપણો દેહભાવ છોડાવી એમ કહે છે કે તું આત્મા છો. તેમના વચનની સાથે તેમના વાણીના અતિશયવડે કરી તેજ વેળા જાણે આપણે મિથ્યાત્વરૂપ અંધકારની રાત્રિમાં સુતા હતા, તે અંધકાર મટી પ્રભાતનું અજવાળું અરૂણોદય વેળા દેખાય તેમ આપણા આત્માનું આપણને દર્શન થઇ જાય છે, એટલે કે હું ત્રણે કાળ દેહ નથી, હું આત્મા, ચેતન, જ્ઞાનમય, દર્શનમય, સુખમય જેવા આ ત્રણ જગતના મારા પિતાશ્રી વીરપરમાત્મા છે તે જેવો હું છું, એવું વચન માત્રજ શબ્દપ્રમાણ આપ્તવાક્યથી દર્શનરૂપ સમ્યક્ત્વ પ્રભાત થયો કે પછી તે સમ્યકત્વના પ્રકાશવડે જે જે પર જણાતું જાય, તેનો ત્યાગ કરી દેહભાવને જે જે વળગ્યું હતું તેને છોડી જેમ જેમ

પ્રભુના વચન પ્રમાણે આત્મતત્ત્વ—એટલે જ્ઞાન એજ હું, દર્શન એજ હું, એ ઉભયમાં રમણતા કરવી એજ મારી સ્વાભાવિક ક્રિયા, એમ કરતો જાય, તેમ તેમ પ્રભાતના તેજવાળા પોતાના સ્વરૂપને જોતાં જોતાં એવો આનંદ વિલસે કે લાલનના સદ્ગુરૂ આનંદ એમ પણ ગાય કે "કયા દેખાઉં ઔર કો, કયા સમજાવું ભોર, તીર અચુક હે પ્રેમકા, લાગે શો રહે ઠોર ?" આમ ભોર સમ્યકત્વ પ્રભાતના તેજથી પોતાના સ્વરૂપમાં એવો પ્રેમ થાય કે ત્યાં કોઇ અચુક તીર વાગ્યું હોય અને નીકળે નહીં તેમ તેનો પૂર્ણ મોહ જાય ત્યાંસુધી અર્થાત્ ક્ષીણમોહ—ગુણસ્થાનક પણ ઓળંગી, તેરમે ગુણસ્થાનક લોકાલોક ભાષ્કર સૂર્ય જેવો મધ્યાહ્ન પ્રકાશ પામે એવો ભાવ છે.

આત્મજ્ઞાન વિનાની ક્રિયાથી શું ?

**शास्त्र भणे वांचे वळी, शिरना लुंचे केश;**
**राखे वेश मुनि तणो, धर्म न थाए लेश. ४६**

**ભાવાર્થ:**—નાના પ્રકારનાં શાસ્ત્રો ભણવાથી અથવા તો તે શાસ્ત્ર પોતે યા લોકો પાસે વાંચવાથી, તેમજ વળી માથાના વાળ છુંટી કાઢવાથી અને મુનિરાજનાં કપડાં પહેરવાથી જરા પણ **ધર્મ**[1] થતો નથી.

---

[1] **ધર્મ** શબ્દનો અર્થ પડતાંને બચાવવું, એવો પણ થાય છે. પરન્તુ પડતાં પડતાં આગલા દુહામાં કહ્યું તેમ જેને જન્મમરણનાં ભયંકર દુઃખોનો ડર લાગ્યો નથી, જેણે એ દુઃખો મટાડવાને ધર્મધ્યાનરૂપી

પરમાર્થઃ—કોઈ પણ પ્રવૃત્તિ કર્યા પહેલાં હું શામાટે આ પ્રવૃત્તિ કરૂં છું તે બરાબર સમજવું જોઇએ.[1] શાસ્ત્રાદિ શામાટે ભણવાં, વાંચવાં, તેનું પ્રયોજન પણ પ્રથમથી નક્કી કરવું જોઈએ. જેઓ શાસ્ત્રાદિ વાંચવા ભણવાનો હેતુ ધ્યાનમાં રાખતા નથી, તેઓ પોતે એકાંતમાં વાંચતા હોય, ત્યારે જાણે એક ટોપલામાં ફળો ભરતા હોય તેવા આબેહૂબ દેખાય છે, એટલુંજ નહીં પરંતુ કેટલાક એ શાસ્ત્રોને પોતે ભણુતા

---

લવિક્ષેપને અવશ્ય દૂર કરનારૂં રામબાણ ઔષધ લીધું નથી, તેમજ એ ઔષધથી થએલી નિર્મળતાવડે પોતાનું અવિનાશી સ્વરૂપ જાણ્યું નથી, વળી તે ઔષધથી થએલી પુષ્ટિવડે આનંદમય એવું પોતાનું આત્મસ્વરૂપ ઓળખ્યું નથી, તેને નાના પ્રકારનાં શાસ્ત્રોનું પઠનપાઠન કે માથાના વાળને ચુંટી કહાડવું. કે સાધુનાં લૂગડાં પહેરવાં, એ સર્વ ક્રિયારૂપી ઉપચાર કરવાથી દુઃખોમાંથી બચી શકતો નથી. પરન્તુ એ શાથી બચે છે તેનો આબેહૂબ ખુલાસો દુહા ૪૭ માં આપ્યો છે. તે જોશો કે શાસ્ત્રાદિ ભણાવવા વાંચવા, વગેરેથી, તેમ કેશ લુંછવાથી અને મુનિનો વેશ ધારણ કરવાથી અપક્રિયા કદાપિ ફળવતી થાતી નથી.

૧ કારણ કે જેને પ્રયોજન હેતુ નક્કી છે તેજ એવો વિચાર કરતા જણાય છે કે, અમુક પુસ્તક હું ભણવાથી કેટલું આગળ વધ્યો, આ જે વ્યાખ્યાન વાંચ્યું તેમાં તેના હેતુ તરફ કેટલું ચડાયું, એવું દિવસે દિવસે, ઘડીએ ઘડીએ, પળે પળે શોધતો જાય છે. અને આગળ ઉત્સાહપૂર્વક ધર્મઉપર વળે છે. માટે હેતુ ઉપર પહેલેથી છેલ્લે સુધી,—દરેક ક્રિયાના આરંભથી અંતસુધી—દૃષ્ટિ રાખવાથી લાભ છે. અને જેઓ આમ જોતા નથી તેઓ તે નિશાનવિના ગોતાં પણ ખાય છે. કારણ કે જ્ઞાનતંતુરૂપ પ્રકાશવિના શુભ તે અશુભ સમજાઇ, અશુભરૂપ થઇ જાય છે.

હોય,-ગોખતા હોય, ત્યારે જાણે ઠાંસીઠાંસીને ફળો ભ-
રતા હોય એમ માલમ પડે છે. કારણ કે જેમ ટોપલામાં
ફળો ભરાય તેમ ભણવા વાંચવાના પ્રયોજનના વારંવાર
આસ્વાદ વિના મગજરૂપી ટોપલામાં પણ શાસ્ત્રના શબ્દોરૂપી
ફળો ભરાય, અને ઠાંસીઠાંસીને એટલે ગોખી ગોખીને, પણ
ભરાય. વળી કર્મની કાસળ કાઢવારૂપ કે નિજસ્વરૂપના
જ્ઞાન પામવારૂપ હેતુ પ્રત્યેક કરણીમાં વારંવાર સન્મુખ ન
રહે તો શાસ્ત્રાદિ વાંચવાથી તો લોકો મને વાંચતો જોઇ વખા-
ણશે, ભણીશ તો મારી પ્રશંસા કરશે. બહુ વ્યાકરણ, કાવ્યો,
કોશ વગેરે, કથા કથાનક વિગેરે ધર્મશાસ્ત્રો ગોખી ગોખી મારા
મગજમાં રાખીશ, તો લોકમાં મારી બીજા કરતાં ઘણો
નામના થશે, એવા માનથી જો મગજરૂપ ટોપલા તે-
ઓના ફૂલેલા હોય, તો તેમાં શાસ્ત્રોના વચનરૂપી ફળો ઘણાં
ઘણાં રહે છે, પરંતુ હેતુરૂપી આસ્વાદની ખબર ન હોવાથી
તે શાસ્ત્રો બીજાની પાસે સભાસમક્ષ ચાલે છે, પરંતુ પો-
તાને તેના સ્વાદની ખબર પડતી નથી, અને જો શ્રોતાઓમાં
પણ શ્રવણ-હેતુ નિરંતર સન્મુખ નહીં થતો હોય જાણે તો
વાચનારા પોતાના મગજરૂપ ટોપલામાંથી, શાસ્ત્રોના અમૃ-
તમય ફળનો સ્વાદ લીધાવિના શ્રોતાઓના મગજરૂપ ટો-
પલામાં રોજ રોજ ઠસાવતા માલમ પડે છે. તે જેમ ટો-
પલાને સ્વાદની ખબર નથી તેમ વક્તા શ્રોતાને વચન અ-
મૃતફલના આસ્વાદની ખબર નથી. વક્તા એમ જાણે કે
"આજે અમે કેવું વાંચ્યું." શ્રોતા એમ જાણે કે "આજે

અમે વ્યાખ્યાનમાં ગયા હતા. ભલા લોકમાં તો કહેવાશે કે અમે વ્યાખ્યાન સાંભળવા પણ જઈએ છીએ."

શ્રી **વીર**પરમાત્માના શાસનરૂપ કુટુંબમાં રહી જે મોટા, નાના કે સમાન, બાંધવો, વા બ્હેનો પ્રથમ શાસ્ત્રાદિ વાંચવા તથા શ્રવણાદિ કરવાનાં, પ્રયોજનને પોતાના અંતરમાં નથી સંભારતા કે સાંભળતા, તેઓ જીવતા ફોનોગ્રાફ કે સ્વરવાહક યંત્ર જેવાં દેખાય છે. જેમ **એડિશનના** ફોનોગ્રાફમાં કોઈ શબ્દોના, વાકયોના કે ભાષણના ઉચ્ચારો યથાર્થ પડી રહે છે, ગાયનોને તાલ, સ્વર સાથે ઝીલી લેછે, અને પાછું જોઈએ ત્યારે તેવું ને તેવું બોલી જાય છે, વાહ ગાઇ જાય છે, પરન્તુ શું બોલાયું, શું ભાષણ થયું, શી મતલબ તેમાં હતી, તે જેમ ફોનોગ્રાફે જાણ્યું નહીં, તેમ વક્તાના મુખરૂપ રીપ્રોડયુસર (Reproducer)(અર્થાત, જેવું ને તેવું બોલી જનાર) માંથી, જેવું વાંચ્યું, સાંભળ્યું હોય તેવું ને તેવું કંઈપણ સમજ્યા વિના શ્રોતાના કર્ણરૂપ રેકાર્ડર-(Recorder) (જેવું બોલાયું હોય તેવુંજ ગ્રહણ કરનાર) માં ઉતરી જાય છે, પરન્તુ નથી તો રેકાર્ડરને સમજ પડી કે નથી રીપ્રોડયુસરને કે વચનામૃતમાં શું હતું. આ માણસો જીવતા ફોનોગ્રાફનુંજ કામ કરતા જણાય છે. એમનું જીભ-રૂપી સીલંડર ચાલ્યાજ કરતું માલમ પડી આવે છે. પરન્તુ હું કોણ છું, એવી પૂર્ણ જીજ્ઞાસા નહીં તેથી શાસ્ત્ર, વાંચી યા ભણી વા ગોખી બીજાને હરાવવાનીજ બુદ્ધિ રહે છે. કે શાસ્ત્રવાદથીજ સામાને નિરૂત્તર કરવાને માટે, પરન્તુ પોતે

નિઃકષાયી થઈ પોતાના નિઃકષાયના બળ જાણે, સામા નિષ્ક-
ષાયી કરવાની પૂર્ણ જીજ્ઞાસાપૂર્વક શાસ્ત્રો, જોવાં, ભણવાં,
ગોખવાં તો શાસ્ત્રરૂપી નિર્મળ દર્પણમાં પોતાને તો પો-
તાનું સ્વરૂપ દેખાઈ રહેશે. અને જેવું પોતાનું સ્વરૂપ
છે, તેવું અનુભવ સહિત બીજાને પણ જણાવી શકશે, એટ-
લુંજ નહીં પરન્તુ પરવસ્તુ માણસના કેશ જેવી નિરર્થક છે,
એમ જાણી પોતાના દ્રવ્યકેશ લોચની સાથે પરવસ્તુના ત્યા-
ગરૂપ ભાવલોચ પણ કરશે, એટલુંજ નહીં પરન્તુ શ્વેતાંબર
કે પીતાંબર કે દિગંબર વેશ સાથે, સર્વ જીવપર સમભાવ-
રૂપજ—દયારૂપજ—મુનિપણાનો આન્તરભાવ બહારપણ મુનિ-
પણાનો વેશ જાણે અન્તર મુનિપણાનાં ચિન્હોનેજ બહાર
દેખાડતા હોય તેમ થશે. આમ કર્યાવિના એમની સઘળી
ક્રિયાથી રંચમાત્ર પણ ધર્મ થતો નથી. માત્ર ધર્મના ઉપક-
રણો સાથે રમત થતી હોય તેવુંજ; હાલહાલતો ઘણું ચાલ્યું
જાય છે. અન્તરમાં હેતુ તરફ લક્ષ દેવડાવવાના પ્રથમ યત્ન
વિના માનાદિના ફુલેલાં ટોપલા ભરેલાં ફળો અને જીવંત,
જડવત્ ફોનોગ્રાફો હોય તેમજ જણાય છે, માટે કહ્યું છે કે,
શાસ્ત્ર ભણવાથી, વાંચવાથી કે કેશલોચ કરવાથી કે મુનિનો
વેશ પહેરવામાત્રથી કાંઇપણ ધર્મ થતો નથી.

ત્યારે એ ક્રિયાઓ કેવી રીતે કરવી ?

**राग, द्वेष, परिग्रह तजी, कर स्वरूप पिछान;**
**पूर्वे कही करणी करे, थाय मुक्त निदान. ४७**

**ભાવાર્થ:**—રાગ અને દ્વેષરૂપી, આન્તર પરિગ્રહના ત્યા-

ગપૂર્વક ધન ધાન્યાદિ નવવિધ બાહ્યપરિગ્રહ તજતો જાય, વળી આત્મા અને અનાત્મા વસ્તુને ઓળખતો જાય, અને ગયા દૂહામાં શાસ્ત્ર ભણવાં, વાંચવાં વગેરે કહ્યું છે તે ત્યાર-બાદ કરતો જાય તો, નિશ્ચય મુક્તિ પામે એમાં સંદેહ નથી.

પરમાર્થ:—રાગ-દ્વેષ ત્યાગવિના આપણા જગત્ પિતૃ-રત્ન શ્રી મહાવીર શાસનના સાધુવર્ગ પણ જાણે લોચ કરા-વતા હોવા છતાં પરન્તુ હજામત કરાવેલાના પાછા વાળ ઉગતા હોય તેવી સ્થિતિમાં દેખાય છે. હજામત કરાવનાર દરેક માણુસ જાણે છે કે, અમારા વાળ પાછા જલદી ઉગે છે, તેમ કુટુંબ, સગાંવહાલાં,ધન, ઘર, પરિવાર જાણે છોડયા ન હોય તેવા સાધુઓ પણ માલમ પડે છે. રાગદ્વેષના ત્યાગવિના માત્ર બાહ્ય ત્યાગથી ઘર તજે છે તો ઉપાશ્રયને પોતાનો માની કેટલાક તેને પોતાનું ઘર બનાવી દે છે, અને પોતાનોજ ઉ-પાશ્રય હોય એમ દઢપણે વર્તે છે. એટલુંજ નહીં પરન્તુ તેમાં મમત્વ એવું જોવામાં આવે છે કે, તેને માટે મોટા મોટા કજીઆ પણ થાય છે, કોર્ટે પણ ચડાય છે. અને જેમ ગૃહસ્થ પોતાનું ઘર બીજાને રહેવા આપે નહીં, તેમ બીજા સાધુઓને આ સાધુઓ રહેવા પણ ન આપે, કારણ કે તેઓ જેમ ઘરને થોડો વખત પહેલાં મારૂં માનતા હતા, તેમ હવે ઉપાશ્રય-ઉપાશ્રય ઉચ્ચારણ કરતાં છતાં તેઓ તેને ઘર સમજે છે. પરન્તુ જગત્ પિતા શ્રીવીરને પગલે ચાલવાનું પૂર્ણપણે કબૂલ કરવા છતાં તેમની પેઠે ઘરત્યાગ પૂર્વે પોતાના ઘરનો ત્યાગ કરવારૂપ પોતાના

ઘરને પણ જાણે ઉપાશ્રય હોય તેમ મોટાભાઈ નંદીવર્ધનની સાથે રહ્યા તેમને પગલે ન ચાલતાં, દિક્ષા ગ્રહણ કર્યા પૂર્વે જેમ પોતાના ઘરને, મારૂં મારૂં ન ગણતા હતા તેમ છેવટની ઘડી સુધી ઘરત્યાગવૃત્તિ ન હોવાથી, દિક્ષા લીધા પછી ઘરને ઉપાશ્રય બનાવવાને બદલે ઉપાશ્રયને ઘરજ બનાવતા કેટલાક વડીલ **વીર**પુત્રો હાલના દેખાય છે. અને કોઈપણ સાધુને માટે આ ઉપાશ્રય–ઉપઆશ્રમરૂપ છે એમ બોલવા છતાં ઘરરૂપ પરિગ્રહ ચારે બાજુએ વીંટીને બેઠો હોય તેમ તેઓને રાગાદિના આંતરત્યાગવિના બની વીંટી રહ્યો જણાય છે. અને જેમ પોતાના ઘરમાં, કોઈ આવે તો તેનાપર દ્વેષ થાય, તેને પોલીસ પાસે હાંકી કહડાવે, તેમ પોતાના ઉપાશ્રયમાં કોઇ આવે તો, શ્રાવકોમાંના કેટલાક પોલીસ જેવા શ્રાવકો પાસેથી બીજા સાધુઓને ઉતારો પણ ન આપવાદે. જુઓ “આ સવી જીવ કરૂં શાસન રસી”ની ભાવનાને અમલમાં લાવવાની ઇચ્છા રાખનારા મારા મોટા ભાઈઓ! આશ્ચર્ય

વળી રાગદ્વેષના ત્યાગવિના કુટુંબનો ત્યાગ કરી, પાછું, પોતાના ગચ્છમાંજ આવેલાને–પોતાના ગચ્છનેજ પોતાનું કુટુંબ માને છે, જેમ **લાલન**ના ગોત્રમાં આવે, તેજ **લાલન**ના કુટુંબીઓ, તેમ મારા સંઘાડામાંજ આવેલા, મારા કુટુંબીઓ, ને બીજાઓ, તો જાણે સાધુઓજ ન હોય તેવું મારૂં તેમની સાથે વર્તન, તેવું તેઓનું બીજા સંઘાડાના સાધુઓ તરફ વર્તન. **સવી જીવ કરૂં** એતો રહ્યું. **સવી મનુષ્ય**

કરૂં એપણ રહ્યું, સવી પચીસ લાખ શ્રાવકો કરૂં એપણ દૂર રહ્યું, પરન્તુ "સવી સાધુઓ સાધ્વીઓ કરૂં શાસન રસી" એપણ આજે દૂર, દૂર, દૂર, થતું ગયું એ શું,! જગત્‌ના પિતા શ્રી વીરને પગલે ? જેણે સર્વસ્વ નંદીવર્ધનને આપી દીધું, અને ઘરમાં રહીને પણ પરિગ્રહત્યાગ બુદ્ધિ રાખી, જેણે એક વસ્ત્રમાંથી પણ અરધું જોઈતું હતું તેવા બ્રાહ્મણને આપ્યું, તો તેનાજ છોકરાઓ આજે રહેવાને ઉપાશ્રય આપવામાં પણ અડચણ નાંખે એ શું આશ્ચર્ય નથી ?

વળી ગૃહસ્થો જેમ સંસારરૂપ કારાગૃહમાં મારાં પુત્રપુત્રીઓ ગણે, તેમ આંતર રાગદશાના ત્યાગવિના રાગથી ગૃહસ્થોની જેમ, પોતાની સ્ત્રીને અખંડ સમજાવીને પુત્રપુત્રીઓ ઉત્પન્ન કરે, તેમ શ્રાવક વસ્તિરૂપ સ્ત્રીને આમતેમ સમજાવી ચેલાચેલીરૂપ પુત્રપુત્રીઓ જાણે કરતા હોય, તેઓના રાગપૂર્વક વર્તનવડે જણાય છે. અરે સુશ્રાવકો તો પોતાના પુત્રને સમ્યક-દૃષ્ટિ થતાંજ સમજી લે છે કે, એ મારાં નથી. મારા પુદ્‌ગલો છે તે પુદ્‌ગલ પણ હું નથી, તો એ મારાં કયાંથી હોય, એમ ગણી જાણે શિક્ષણ આપવાને ભેગા મળેલા ચેલાચેલીઓ શિષ્યશિષ્યાઓ હોય તેમ પોતાના, પુત્રપુત્રીઓ તરફ વર્તે છે, ત્યારે વીરપ્રભુના વડીલ પુત્રોમાંના, કેટલાક આંતરરાગ ત્યાગ ન હોવાથી, ચેલાચેલીઓને પોતાનાં પુત્રપુત્રીઓ પેઠેજ ગણે છે, જાણે કે સંસાર ત્યાગજ ન કર્યો હોય, અને ત્યાગ કર્યો હોય તો માત્ર નામનોજ ફેર હોય એમ વર્ત્તે છે.

ગૃહવાસમાં ધનનો ગર્વ કરે, તેમ સાધુ અવસ્થામાં રાગના ત્યાગવિના શાસ્ત્રના રહસ્યનો નહીં પણ, ભણુવાનો ગર્વ કરે, જો રહસ્ય સમજાતું હોય તો, તો જેમ જેમ વિશેષ અધ્યયન તેમ તેમ સર્વેથી વિશેષ નમ્રતા થવી જોઇએ. તે તો થોડુંજ દેખાય છે.

વળી જેમ સંસારમાં કેટલાક ધનથી મોટા ગણાય તેમ, કેટલાક સાધુઓ પુસ્તકસંગ્રહથી મોટા ગણાય છે, અને જેમ ધનલોભી, સાંકડા હૃદયના સાધુઓ જેણે સર્વથા પરિગ્રહ ત્યાગ કરેલો જણાવેલ છે છતાં આ અમુક વિજય કે મુનિનું પુસ્તક છે. એમ તેમનાપર છાપ મારી હોય તેમ લખે છે કે તે અમારૂં છે. આ તે પરિગ્રહ ત્યાગ, પરિગ્રહની જાત બદલાઈ.

પરિગ્રહ શબ્દનો વ્યુત્પત્યર્થ ચારે બાજુથી ઘેરનાર, હવે ચારે બાજુએથી ચેતનને ઘેરનાર બાહ્ય અને અંતર એવા તેના બે પ્રકાર છે. બાહ્યપરિગ્રહથી જાણે લાલન સખ્ત કેદખાનામાં પડ્યો હોય તેમ છૂટી શકતો ન હોય તેવો લાગે છે, અને આંતરપરિગ્રહ જાણે કેદખાનામાં હોવા ઉપરાંત હડ ને બેડી લાલનને પહેરાવી ઝકડ્યાં હોય તેમ ભાસે છે, આવા બેઉ તરફનાં બંધનોથી, એ લાલન ( ચેતન ) તું બંધાયો છું.

હવે બાહ્ય પરિગ્રહ, ધન, ધાન્ય, ક્ષેત્ર, ઘર, રૂપું, સોનું, તાંબું વગેરે ધાતુ, ચાકરનફર, ગાડીઘોડા એમ નવ પ્રકારે

છે, અને તેથી સંસારરૂપ કેદખાનાની આ વિકરાલ દિવાલોમાં હું ફસાયો છું.

પરન્તુ (ચેતન) વિચાર કરે છે કે, હું કેદમાં શામાટે પડ્યો એટલું તો જણાય છે કે ચોરી કરે તે, કેદમાં પડવો જોઇએ, ત્યારે લાલને શી ચોરી કરી! એનું ઉત્તર પણ મળે કે, પારકી વસ્તુ ચોરવાથી? ત્યારે શું ધનધાન્યાદિ મારી વસ્તુઓ નથી? શું મેં મહેનત કરી, ધન, ધાન્ય, ક્ષેત્ર, સોનું, રૂપું, વગેરે મેળવ્યું તે ચોરી કરી કહેવાય? હા તે ચોરી છે, કારણ કે તે નવવિધ પરિગ્રહ, અવિદ્યાના, માયાના, મોહના, કર્મપરિણામ રાજાના જડ પદાર્થો છે અને તેની તે ચોરી કરી છે. તું કદાચ એમ કહેતો હોય કે મેં તો મહેનત કરીને એ નવનિધ રીદ્ધિ મેળવી છે, તો તારે સમજવું કે તેમ નથી. બીજા લોકો જેની પાસેથી તેં મહેનત કરી એ ધન, ધાન્યાદિ લીધાં, તે પણ ચોરો છે, જો તેથી કદાચ તેમને માટે મહેનત કરી લીધું હોય તોપણ તેં ચોરીનો માલ રાખનાર મારવાડી જેવું કર્યું છે, અને ચોરીને જગત્‌માં તું ઉત્તેજન આપનાર હોવાથી વિશેષ શિક્ષાને પાત્ર છે. તારી પોતાની તેમજ જેની પાસેથી ચોરીનો માલ લીધો તેની ખરી વસ્તુ તો સત્‌પુરૂષ જીવ, ચિદ્‌રૂપ જ્ઞાન, આનંદરૂપ તેનો અનુભવ છે. બાકી બધી ચોરી કે ચોરીનો માલ ગ્રહણ કરવારૂપ તારી કૃતિ છે, માટે સંસારરૂપ કેદખાનામાં તને પૂર્યો છે.

અથવા તો આ માનવદેહરૂપ હેડમાં અને વાણિયારૂપી

બેડી તને પહેરાવી છે. લાલનને શું એ પરવસ્તુની ચોરીમાટે સંસારરૂપી ન છૂટાય એવા કારાગૃહમાં નાંખ્યો છે. એ શું આ શેર, બૉંડ, પ્રામિસરી નોટ, વ્યાજવહી, લોન, રૂપીઆરૂપી કોન્સ્ટેબલોએ, દાળભાત, રોટલી, શાક, ચારૂપી જેલરોએ ક્ષેત્ર, બાગ, બગીચો, વાડી, હવેલી, ઘર, બંગલા, મહેલ-રૂપી સેલરોમાં[1] પૂરી મારવા ધાર્યો છે કે શું? ખરે તેમજ છે. આ લાલનને કેડે કંદોરો છે કે રૂપાની સાંકળ. લાલ-નને જેમ વાંદરાને બાંધી રાખે, ને ઘરની બહાર ન જવા દે, તેમ શું તેની હવેલી ઘરઆદિ સેલરોમાં બાંધ્યો છે કે ? હા ખરે છે તો એમજ. લાલન વિચારે છે ત્યારે સોનાની વીંટી છે, કે આંગળામાં કોન્સ્ટેબલોએ મોહરાજની ચોરી કબૂલ કરાવવા ચાંપ ચડાવેલી છે.

શું લાલનના કંઠમાં સોનાની સાંકળી છે, કે એ કોન્સ્ટે-બલોએ (સિપાઇએ) ગળામાં ગાંઠો દઇ, રૂમાલો બાંધ્યા છે? હા. તે ગાંઠોવાળી સોનાની સાંકળ ગળામાં ઝકડી હોય તેમ લાગે છે. શું આ થાળી, લોટા, ચલાણું રકાબી છે, કે પરવસ્તુ જમવાનાં ઠીકરાં છે. આ મારા ચાકરો છે કે મોહરાજાના સિપાઇઓ–મોસલો–છે? આ ગાય ભેંસ મારાં છે કે શરીરમાં વિકાર કરનાર તે (કલાલની) (વિગઇ હો-વાથી) દારૂ કાઢવાની ભઠ્ઠીઓ છે? શું આ ઘોડા છે કે મારા પગ હોવા છતાં પગ ભાંગી નાંખી, ખોટા પગ, (બી-

---

૧ કેદખાનાનાં ભોંયરાં (cellars.)

જાના માટે) મારે પગે જોડી મોહરાજ મને ગધેડે બેસાડી ફેરવે છે, ને જાહેર કરે છે કે જો આ અમારી પરવસ્તુને ચોરનાર લાલનને એમ્બ્યુલન્સમાં બેસાડી એક ઘરમાંથી એટલે એક કેદખાનાની કોટડીમાંથી, બીજા ઘરમાં કે ઓ-રીસરૂપ નાના મોટા સેલરોમાં લઇ જાય છે, તે જોવાનું છે.[1]

સંસારમાં વારંવાર ભમવાનાં કારણો શાં ?

**मन न घटे आयु घटे, न घटे इच्छा आश;**
**तृष्णा मोह सदा वधे, तेथी भमतो खास. ४८**

**ભાવાર્થ:**—આવરદા દિવસે દિવસે ઘટે છે. પરન્તુ મન દિવસે દિવસે નવા નવા પદાર્થો પ્રાપ્ત કરવાને ઉમેદ વધાર્યા

---

૧ પોતાને નિર્વાહ જેટલું દ્રવ્ય મળવા છતાં પરના પ્રાણ સમાન દ્રવ્યરૂપ પ્રાણ લેનાર ખુની ચેતનને કેદમાં લઇ જવાની ગાડી પોતાને ઉ-પયોગ આવે એટલે સાદું અન્ન, સાદો પોશાક, સાદું ઘર, એ સિવાય જેટલું મેળવવું એ બીજા ભાઇઓના હક ઉપર તરાપ છે, તેમ તેમને દુ:ખી કર્યાવિના મળતું નથી. માટે એ વ્યવહારે પણ ચોરી છે. પર-માર્થેતો આત્માસિવાય પોતાને માટે પણ પરવસ્તુ લેવી તે ચોરી છે, માટે શેઠીઆઓ તો જલદી જલદી પકડાતા જાય છે, ને એમ માને છે, કે અમે ગાડીઘોડામાં ફરિયે છીએ પરન્તુ એ મોહરાજની એક સેલર-માંથી (બંગલામાંથી) બીજા સેલરમાં (બંગલામાં) જવાની ગાડી હોય છે. જેમ એ ગાડીઓ અંધારી હોય છે, તેમ આ શેઠીઆની ગા-ડીને પણ માનરૂપી મોહનું અંધારૂં હોય છે. તેઓ પોતે(આત્માને)પોતાને પણ દેખતા નથી.

કરતુંજ જાય છે. તેમજ ઇચ્છા, આશા, તૃષ્ણા, અને મોહપણ આયુ ઘટવાની સાથે સદા વધતાં જણાય છે. એજ ખરેખરૂં સંસારમાં વારંવાર ભમવાનું કારણ છે.

પરમાર્થ:—એક જન્મમાં કેટલા વર્ષ જીવવું છે. તે, તે જન્મની પૂર્વે જેટલી આયુ કર્મની સ્થિતિ બાંધી હોય છે, તેના પર આધાર રાખે છે. હવે ધારો કે લાલને પૂર્વે ૬૭ વર્ષની સ્થિતિ બાંધી હોય, તો હવે આ જન્મમાં તે ૬૭ વર્ષમાંથી રોજ રોજ દિવસ દિવસ કરતાં, ૪૨ વર્ષ તો ચાલ્યાં, બાકી ૩૫ વર્ષ રહ્યાં અને તે પાંત્રીસ પણ નક્કી નહીં. કારણ કે આયુ કેટલું ગયે જન્મે બાંધ્યું તે બરાબર યાદ આવતું નથી. માટે આતો ધારવું કે વર્ષે વર્ષે ઘટારો થાય છે. મહિને મહિને ઘટારો થાય છે, પક્ષે પક્ષે, દિવસે દિવસે, ઘડીએ ઘડીએ, પળે પળે, ને વિપળે વિપળે, ક્ષણે ક્ષણે, આયુરૂપી જલ આ શરીરરૂપી ફુટેલા ઘડામાંથી ટપકતું જાય છે. પરન્તુ તે દેહરૂપી ઘડામાં જે નાનાં નાનાં પહેલવહેલાં છિદ્રો હતાં, તે દિવસે દિવસે મોટાં થતાં જાયછે. એ દેહરૂપી વાડામાં જે છિદ્રો બાળપણમાં હતાં તે નાનાં હતાં. પરન્તુ યુવાવસ્થામાં મોટાં થયાં. અને વૃદ્ધાવસ્થામાં પણ મોટાં થશે. એ છિદ્રો કયાં કયાં હતાં કે જયાંથી આયુ નિરન્તર વહ્યા કરે છે. એક છિદ્ર તો મને પડયું. પડયું એટલુંજ નહીં પરન્તુ તેમને દિવસે દિવસે વધાર્યા કર્યું પહેલાં તો મનને હતું કે આપણે અમુક થવું છે, પરન્તુ થોડા વખતમાંજ તે અમુક થયાં પહેલાંજ આપણે,

તમુક થાવું છે. એટલે ધબ દઇને દેહઘટમાં જે રતિ જે-ટલું કાણું હતું, તે તમુક તરફ ધાવતાં, ચણા જેવડું થયું. જે તેમાંથી આયુરૂપી જલ રતિપૂર ઝીણા છિદ્રમાંથી ટપકતું હતું, તે હવે ચણા જેવા છિદ્રમાંથી વહેવા માંડ્યું. પરન્તુ હજુ તમુક પ્રાપ્ત થયું નથી, ત્યાં તો એક તમુક નહીં, પરન્તુ તમુક તમુકતો જરૂર આપણને જોઇએ, એવું મન થતાં તેમાં બોર જેવું કાણું થયું, એટલે તો આયુષ્યરૂપી પાણી સવારના પહોરમાં નળમાંથી જોસબંધ પાણી વહ્યું જાય છે, તેમ આ દેહરૂપી ઘટમાંથી, જરા ફુટેલા નહીં, જરા તડ-વાળા નહીં, પરન્તુ દિવસે દિવસે વધારે વધારે તડ પાડી તેમાં વધારે વધારે મોટું મોટું છિદ્ર થશે. આવરદારૂપી જળ હમેશ નિર્બંધ ચાલ્યું જાય છે, પરન્તુ હજી તમુક તમુકથી પૂરૂં નહીં થતાં, તમુક, તમુક, તમુક, એમ કરી કરી તે બોર જેવાં કાણાંને પણ વધારતો જાય છે. ને તે વધારીને જાણે, એક ઇંચ, બે ઇંચ, ચાર ઇંચ, અને તે કંઇ ધન વગેરે મળ્યું હોય તો પછી ઉત્તરોત્તર એવું મોટું થઇ પડે છે કે જાણે વિહાર વોટરનો નળ ફૂટ્યો.

કેટલાક ગૃહસ્થો કોઇ કોઈ વેળા આ તડને,–છિદ્રને,–કા-ણાંને, અને બાકોને મીણથી,–લાખથી,–કાચારેણથી, અને પાકારેણથી બંધ કરે છે. ને આવરદારૂપી વહેતું જળ જરા બંધ પણ કરે છે. એટલે સવારના પહોરમાં ભાઈ ઉઠ્યા તો ચાહ પીવાનું મન થયું, પરન્તુ વિચાર કર્યો કે હું શ્રા-વક છું, તો મારા કુળધર્મ પ્રમાણે પણ એક બે ઘડી પર્યં-

તજ નવકારશી કરી, ચાર પ્રકારના આહાર એટલે અશન (ખાનું) પાન (પીવું) ખાદિમ્ (ખારેક વગેરે) સ્વાદિમ્ (નાના પ્રકારના મુખવાસ) વગેરે કરતાં અનેક જીવોનો પ્રાણ હરાશે, માટે તેને બે ઘડી ન હણું. કોઇનું આવરદા ન તોડું. બસ કોઇનું આવરદા ન તોડું. એટલું મનમાં થયું કે આયુરૂપ ઘટને જે તડ હતી, તેને મીણ દેવાયું. તેમાંથી હવે બે ઘડી આયુરૂપ જળ ટપકવાનું નહીં. ( અલબત્ત આમ કરવાથી તેનું આયુરૂપ જળ વધી જવાનું નથી પરન્તુ ઘટે તો નહીં. ) જેણે બે ઘડી પણ મન વશ રાખ્યું તેણે શ્વાસોચ્છ્વાસ પણ ઘણા વશ રાખ્યા, અને શ્વાસોચ્છ્વાસનું જેટલું રોકાણ તેટલો આવરદાનો વ્યય ઓછો. પરન્તુ વળી મન થયું કે, હું અમુક કામ કરૂં પરન્તુ પોતે શ્રાવક છે, એટલે એમ વિચારે, સામાયિક વ્રત લઇ બે ઘડી મનને સ્થિર રાખવારૂપ લાખને લગાડું કે આવરદારૂપી જળ તેમાંથી જંતુ થોડો વખત બંધ રહે વળી તમુક તમુક મેળવવું એમ થતાં મનને વાર્યું કે, હું રાત્રી ભોજન ન કરૂં તો દેહઘટનાં કાણાંને રેણ દેવાય કે આવરદારૂપ જળ ન ચાલ્યું જાય. એટલે પાણી પીવાનું મન થયું, પરન્તુ વિચાર નથી કરતો કે રાત્રિએ કાલભેદથી અચેતપણું જળ સચેત થઈ જાય છે, અને વળી કોઈ એવા ત્રસજીવનો પણ ઘાણ વળી જાય છે, માટે ચહુવિહારના પ્રત્યાખ્યાન કરૂં. આમ અનેક પ્રકારનાં વ્રત પચ્ચખાણ કરી કોઇ કોઇ પોતાના રાત્રી દિવસ અખંડ પ્રવાહમાં વહેતા આયુષ્યને રોકવા યત્ન કરે છે પણ તે

થોડું રોકાઈ ઘણું ચાલ્યું જાય છે. રાત્રિની વેળાએ પણ મૂર્ખો લાલન મોઢાદ્વારે ઘડઘડ અપકાયરૂપી પાણી પીતો જાય એટલે એ દેહરૂપ ઘડામાંથી આયુરૂપ પાણી ચાલ્યું જવા માંડે[1]; પરન્તુ ખરેખર આવરદા ત્યારેજ મળ્યું કહેવાય કે જે અક્ષય સ્થિતિમાં રાખે. ને સાદિ અનંત ભાગે સ્થિત રહી એવો ઘટ મેળવવો કે જેમાં મનરૂપી તડ કે છિદ્ર કે કાણું કે બાકું, કંઈ છેજ નહિ.

મન સંકલ્પ વિકલ્પ કરતું બંધ થાય તો શ્વાસોચ્છ્વાસ ઓછા ચાલે, અને આવરદાનો આધાર શ્વાસોચ્છ્વાસ ઉપર વસ્તુતઃ છે, એટલે આટલા અબજ કે આટલા પરાર્ધ શ્વાસોચ્છ્વાસ માણસ કે ઇતર પ્રાણી જીવે. હવે સંકલ્પ વિકલ્પ અમુક કરૂં, તમુક કરૂં એમ વિચારતાં શ્વાસોચ્છ્વાસ અધિક લેવાઇ જવાય છે. અને તેને લીધે આવરદા ઘટતું ચાલે છે. વર્ષપર આયુષ્યનું પ્રમાણ સ્થૂળથી છે, પરન્તુ સ્વરોદય શાસ્ત્ર ને યોગ ગ્રંથોમાં આવરદા શ્વાસોચ્છ્વાસપરથી ગણ્યું છે. એટલે કે જેટલા શ્વાસોચ્છ્વાસ પૂર્વભવે આયુ કર્મના એકવેળાએ બાંધ્યા હોય તેટલા શ્વાસોચ્છ્વાસ એક વ્યક્તિ જીવે. હવે શ્વાસોચ્છ્વાસ બહુ ધીમા ચાલે તો ઘણીવાર જીવે. એ વાત નિયમિત છે. પરન્તુ તેથી કાંઈ આવરદા વધ્યું નહીં. શ્વાસો-

---

૧ પ્રાશ્ચાત્ય સાયન્સ પણ શિખવે છે કે, જે વાસણમાં પાણી ભર્યું તે વાસણમાંથી હવા ચાલી જાય, તેમ ઓક્સીજનને હાઇડ્રોજનના મિશ્રણરૂપ પાણી પીને પ્રાણ વાયુરૂપે જલને બહાર કહાડે.

ચ્છ્વાસ પૂર્વે બાંધ્યા હતા તેટલાજ છે, પણ તે લે છે હળવે હળવે-શાંત રીતે એટલે ટકે-વધારે કાળ ચાલે. એક કુવો હોય અને તેમાં પમ્પ રાખ્યો હોય અને પછી પમ્પ જ-લદી જલદી ચલાવિયે તો પાણી થોડા વખતમાં ઘણું ચાલ્યું જાય. તેમ દેહરૂપી કુવામાંથી આયુરૂપ જળ અને શ્વાસો-ચ્છ્વાસ પમ્પ જલદી જલદી ઘણા ઘણા મનના તરંગો-સંકલ્પ વિકલ્પ કરી તે જલદી જલદી બહાર નીકળી આયુજળ ખૂટી જાય તેમાં શું આશ્ચર્ય?

ઇચ્છા:—આજ પ્રમાણે જોશો તો, નાનાપ્રકારની ઇચ્છા-રૂપી છરીથી વારંવાર માણુસ પોતાની આવરદારૂપી દોરી, તોડતો ચાલ્યો જાય છે. સ્વવસ્તુને મૂકી પરવસ્તુને લેવા જાણે અનાદિ કાળથી સ્વવસ્તુને કાપવાને ઇચ્છારૂપી છરીજ લઇને જાણે બેઠો ન હોય તેમ જણાય છે. એ આવરદા-રૂપી દોરીપર જેટલી ઇચ્છા કરી, તે ઘણીખરી પરવસ્તુની અને તેટલા માટે તે એ દોરીપર તેટલાં કાપાં મૂકયાં હોય એમ જણાય છે.[1]

આશારૂપી કુહાડો નિરન્તર ચાલી આવરદારૂપી વૃક્ષને કાપ્યા કરે છે.

તૃષ્ણારૂપી નદી આવરદારૂપી બાલિકાને રાગરૂપ મહાસ-મુદ્રમાં ઘસડી જઇ ફેંકી દેછે.

---

૧ આને લીધે જાણે શ્વાસોચ્છ્વાસ તુટતો હોય, ત્યારે દોરીના બીજા ભાગપર કુદી જીવને શ્વાસોચ્છ્વાસ લેવા પડે છે. આવું મરણ અવસ્થાપર આવતા લાલનને ત્રણવાર થઇ ગયું છે.

મોહરૂપી દરિયો શુદ્ધ સત્ત્વરૂપી આયુષ્યને પણ જાણે ખુરાડી દે છે, આટલું તો હાલ છે પરન્તુ એ મનના સંકલ્પવિકલ્પની મર્યાદા તેમજ ઇચ્છા, આશા, તૃષ્ણા ને મોહ અપરિમિત હોવાથી, લાંબો લાંબો જવાથી એક ભવમાં પૂરા ન થવાથી બીજા ભવો સુધી ચાલ્યા જાય છે. અને તેથી આવરદા એક તરફ ઘટવાથી અને મન, ઇચ્છા, આશા, તૃષ્ણા, પૂરી કરવા જીવ પાછો બીજા ભવોમાં રખડે છે. પરન્તુ વિષય ભોગાદિની ઇચ્છા તેના ભોગથી શાંત થતી નથી, પરન્તુ વૃદ્ધિ પામે છે. જેમ દરાજ (દાદર) ઘસવાથી પાણી નિકળી વિશેષ બળે, પણ ઘટે નહીં, તેમ વિષયભોગાદિ કંડુની પેઠે, દુઃખ થઇ વૃદ્ધિ પામે. આમ, મન, ઈચ્છા આદિ વધવાથી અને વારંવાર જન્મોજન્મમાં આયુષ્ય ઘટતું જવાથી ભવોભવમાં ભટકવું પડે છે.

આ પ્રમાણે મોહ, તૃષ્ણા, આશા અને ઇચ્છા આ બધાનું મૂળ મન તે વધતું જાય છે. માટે મનને પરવસ્તુ તરફથી જતું અટકાવ્યું એટલે નાનાપ્રકારની બાહ્ય વસ્તુ પ્રાપ્તિની ઉમેદ્દા કરતાં રોક્યું, તો એ ઇચ્છાજ ઉત્પન્ન નહીં થાય, તો આશા કયાંથી? અને આશા નહીં તો તૃષ્ણા કયાંથી? અને તૃષ્ણા નહીં તો મોહ કયાંથી? અને મોહ નહીં તો ભવભ્રમણ કયાંથી? અને ભવભ્રમણ નહીં તો, સાદિ અનંતસુધી આવરદા–આયુ અને અક્ષય સ્થિતિ હોઈ મરણ મટી જઇ પોતે અમર થાય. માટે આપણને પરવસ્તુ જે જણાય, તેમાં રતિમાત્ર પણ મનને ન જવા દેવું એટલે તે

મન સ્વરૂપમાં લીન થઇ આત્મામાં વિરામી, આત્મા જે અમર છે તેને પામશે.

વળી મન, વચન, અને કાયાનો યોગ એપણ કર્મબંધોનાં ચાર મુખ્ય કારણોમાંનાં-એટલે કષાય, યોગ, અવિરતિ, મિથ્યાત્વ પૈકી એક છે. આ ત્રણ યોગમાં મનોયોગ એ-ટલે મનનું પરવસ્તુ તરફ ઉમેદ થતે જવું. એ જવું જો અ-ટક્યું તો બીજા યોગ તેની મેળે શાંત થઈ જશે. અર્થાત્ વચન પરવસ્તુ બોલશે નહીં અને પરવસ્તુ તરફ ધસડશે નહીં. માટે જે જે જણાય કે આ પરવસ્તુ છે—ત્યાં તો, નિરર્થક જવું છું, એમ થતાં સકળ પરવસ્તુ તરફથી બંધ થયું, તો આત્મારૂપી મહાકુંડમાં સર્વ સાકારોપયોગ જ્ઞા-નની, સર્વ નિરાકારરૂપ દર્શનની અને તે ઉભયમાં રમ-ણતારૂપ ચારિત્રની મહાજ્યોતિ અહર્નિશ પ્રગટી રહી છે. અર્થાત્ નિશ્ચયનયે નિશ્ચયરૂપે પ્રગટશે. તેમાં મન, પડી-બળી, મરશે. એટલે ભવોભવ અટકી-સાદિ અનંતે સિદ્ધ ગતિ પામશે.

ત્યારે ભવભ્રમણ કેમ અટકે ?

**જેમ રમતું મન વિષયમાં, તેમ જો આત્મે લીન;**
**ક્ષણમાં શિવ સંપદ વરે, ન ધરે દેહ નવીન. ૪૯**

ભાવાર્થ:—નાનાપ્રકારના વિષયો અને તેમના અસંખ્ય વિ-કારોમાં મન જે રમતું રહે છે, તે છોડી દઇ પોતાના નિ-જસ્વરૂપમાં લીન થાય, તો અહીં એક ક્ષણમાંજ આનંદરૂપ

મોક્ષસંપત્તિ વરી લે. અને તેથી નવા નવા દેહ ધરી તેને રખડવું ન પડે.

પરમાર્થ:—દેહરૂપી ઘટમાં તડ પાડનારૂં મન ત્યારે કહેવાય કે તે જ્યારે વિષરૂપ વિષયાદિ તરફ વળે. હવે વિષય તરફ ન વળે, તો તડ કયાંથી પડે! અને તડ નહીં પડે, તો છિદ્ર–કાણું–બાકું–ગરનાળું ન થાય. મોહ મોટામાં મોટું ગરનાળું છે, એ ખરૂં પરન્તુ તૃષ્ણારૂપી બાકું ન થયું હોય તો ગરનાળું થવાજ શાનું પામે? અને તૃષ્ણારૂપી બાકું ન હોય તો, આશારૂપી કાણું પડેજ શાનું? આશારૂપી કાણું ન હોય તો ઇચ્છારૂપી છિદ્ર શાનું હોય? અને વિષયતરફ ઇચ્છા નહીં તો મનની વિષયતરફ પ્રવૃત્તિ થઈ તડ પડેજ શાની? માટે પ્રથમ મનને, વિષયોને અને તેના વિકારોમાંથી, નિવૃત્ત કરી, હું કોણ તે સમજતાં સમજતાં તે સમજણમાં ઉતારતા જવું. અને તેમ કરતાં કરતાં મનરૂપ પ્રધાનની આત્મરૂપ મહારાજ તરફ સન્મુખતા થઇ કે અનંત જ્યોતિમય પોતાનું નિજસ્વરૂપ પ્રથમ પ્રતિભાસરૂપે ઝળકતું જણાશે એટલે જાણવું કે હવે શિવસંપત્તિ પામવાનો વારો આવ્યો ને નવીન દેહ લઈ ભટકવાનું મટ્યું.

અરે મન! તું વિષયમાં રમે છે, એ તો ખરૂં, પરન્તુ મારૂં કોણુ માની એક વખત તો જો કે તારી અંદર–તારામાં વ્યાપક છે એટલે તને ખબર પડશે કે તારૂં નિજસ્થાન શું છે? શામાટે બહાર રખડે છે? જરા તારા અભ્યંતરમાં તારા

પોતામાંજ રહેલા મારામાં-આત્મામાં જો તો ખરો. એની શાંતિ કેવી છે? તે તને મળશે. માટે માન ને આ સર્વ દૃશ્ય સુખ જેની બિસાતમાં નથી, એવા શિવસુખને પામે તેમ કર.

આત્મામાં શ્રદ્ધા એજ કર્મક્ષયનો ઉપાય.

**मल घटसम अति मलिन तन, निर्मल आतम हंस;**
**एवो अनुभव कर सदा, जाय कर्मनो वंश. ५०**

**ભાવાર્થ:**—મેલથી ભરેલો એવો છે માટે અત્યંત મલિન તે આ દેહ તું જો. અને તેને જાણનાર નિર્મળ એવા આત્મારૂપી હંસને જો. પછી અનુભવ કરી જો, કે દેહ કેવો મલિન છે, અને આત્મા કેવો નિર્મળ છે? આમ અનુભવ કરતાં કરતાં દેહનું પૂર્ણ મલિનપણું જણાયું કે આત્માનું નિર્મલપણું પણ જણાઇ રહેશે. અને તેથી કર્મની પરંપરા પણ જતી રહેશે.

**પરમાર્થ:**—રસ, રૂધિર, માંસ, ચરબી, હાડકાં, નસો, અને વીર્ય, લીંટ, મલમૂત્ર, વિષ્ટા એ શરીરરૂપી ઘટમાં ભરેલો કાદવ નથી, તો બીજું શું? પરન્તુ જેમ માટી કે ત્રાંબા પિત્તળના ઘડામાં ભરેલ મલિન જળ કે કાદવ બાજૂથી જોનારને દેખાય નહીં, તેમ ચામડાથી મઢેલા આ શરીરરૂપી ઘટમાં આ મળો ભરેલા હોવા છતાં બાજુથી (બહારથી) જોનારને દેખાતા નથી. પરન્તુ ઘડાના મુખમાંથી ઘડામાં શું છે તે જોવામાં આવે અથવા ઘડાના નીચેના છિદ્રોમાંથી શું વહે છે-ગળે છે, તો તે મળો દેખાઇ આવી જુગુપ્સા થાય. તેમ

શરીરરૂપી ઘટમાં મુખમાંથી, નાકમાંથી નીકળતું જોવામાં આવેતો અત્યંત અપવિત્ર એવાં, લાળ, થુંક, લીંટ વગેરે જે અંદર ભરેલાં હોયછે, તે બહાર દેખાઈ રહેશે. જે નાક દુર્વાસને ઇચ્છતું નથી; તેજ નાક દુર્ગંધ અને અસુંદર એવું લીંટ વારંવાર બહાર કહાડે છે. અથવા તો જાણે સારા સુગંધી પદાર્થો સુંઘીનેજ, જાણે પોતામાં દુર્ગંધી પદાર્થોરૂપે તેને વર્ણવવામાં આવ્યું ન હોય તેમ દેખાય છે. તેમજ જીવને મિષ્ટ પદાર્થ ખવડાવ્યા હોય અને દુગ્ધાદિ મધુરપાન કરાવ્યાં હોય, છતાં મહા દુર્ગંધી એવી વિષ્ટા અને મૂત્રરૂપે પરિણામરૂપ બહાર કાઢે છે, આ કોને અજાણ્યું છે? વિષયાદિના સેવનથી કે પદાર્થોના કંઈ અતિ ભોગથી રોગ થયો તો, રસ, રૂધિર, માંસ, હાડકાં વગેરે મહા અનિષ્ટ પદાર્થો બહાર પણ કોને નથી દેખાતા? આવું ચામડાનું શરીર અને તેમાં રહેલા દુર્ગંધી મળોને જોઈ કોને નિર્ભચ્છના નહીં થઈ હોય? પરન્તુ "ગંધ ગઇ કે ગંધ સહી" એ કહેવત પ્રમાણે વારંવાર આવું જોવા છતાં, શરીર, ઘટમાં રાગ કરી રહ્યો છે. આશ્ચર્ય તો એજ છે કે તિર્યંચ એવા ડુક્કર, (ભુંડ,) કાગડા, માખી, જે ઉચ્છિષ્ટ પદાર્થને જાણવા છતાં સેવે, તેમ આ પંચેન્દ્રિય એટલુંજ નહીં પણ શુભ કર્મનો વિશેષ ઉદય હોવાથી મનુષ્ય થયો તોપણ ઉચ્છિષ્ટ સેવનની તેને ટેવ ગઈ નહીં. જાણે કે તેના પૂર્વના તિર્યંચના ભવની ટેવ પ્રમાણે વર્તી, એવા અવતારોને યોગ્ય સેવન કરી, પાછો ત્યાંજ જવાને પુનઃ યત્ન કરતોજ હોય? આવા દુર્ગંધી દેહમાં તે રાગ કરી રહ્યો એતો માફ

ન થાય તેવી તેની ભૂલ છે. પરંતુ એવા મલિન દેહનેજ સ્થિતિ-**ભ્રાંતિથી** હું સમજી આત્માને પોતાને એ મલિન દેહ હું છું એમ વર્ત્યો, અને તેથી અનેક જન્મોમાં અનેક કર્મો કર્યાં, અને તે એટલાં થયાં કે તેનો પાર નહીં. માટે હવે થયું તે થયું એમ ગણી, થયું ન થયું નહીં થાય એમ સમજી, હવેથી આ માનવદેહમાં એવું બિલકુલ ન થવા દેવું. એટલે પહેલાં તો જે ભ્રાંતિ છે કે દેહ હું છું તે દૂર કરવી. ' આ દેહને કોણ જાણે છે?" એમ પ્રશ્ન પૂછી એ જાણનાર હું છું. એ વાત બહુજ, બહુજ બહુજ, દૃઢપણે રાખી એ જાણનાર સાથે એકતા અને દેહ સાથે એટલે એ જાણનારથી જે આ દેહ છે, તે તેનાથી છૂટો, એમ જોવું-જાણવું-સમજવું. છેવટે અનુભવાશે કે મલિન એવો દેહ હું નહીં, ત્રણે કાળે નહીં, પૂર્વે હું ભૂલથી જે મને આ દેહ જણાય છે, તેજ હું એમ સમજ્યો. પણ હવે જાણનાર હું એમ સમજું છું. આવું સમજરૂપી કતક ફળ મનોજળમાં પ્રથમ આવ્યું કે, મલ ત્યાંથી દૂર થઈ, પરિણામે વિશુદ્ધ થશે. અને એ વિશુદ્ધ થયું કે પોતે સ્ફાટિક સમ નિર્મળ જણાશે. આમ થયું કે દેહની મલિનતા અને આત્માની નિર્મળતા હસ્તામલકવત્ થઇ રહેશે. હંસ જેમ દૂધને પાણી ક્ષણમાં જૂદાં, પોતાની ચાંચના પ્રતાપે કરી નાંખે છે, તેમ જીવતાને અનુભવતો આ જીવ, પોતાની વિવેકરૂપી ચાંચથી અજીવરૂપી જળને જીવરૂપી દૂધથી દૂર કરી, પોતે એ શુદ્ધ જીવરૂપ એટલે આત્મરૂપ થઇ રહેશે. કારણ કે સકર્મ જીવ તેજ પાણી ભેળેલાં દૂધ

જેવો લાગે છે, અને નિઃકર્મ થતો જીવ જાણે પાણીરહિત દૂધ જેવો જણાય છે. માટે નિઃકર્મ જીવનેજ આત્મા એમ કહિયે તો ચાલે.

## નિર્મળ આતમ હંસ.[1]

આ દુહામાં "નિર્મળ આતમ હંસ" લખ્યું તે કહેવું યથાર્થ છે. કારણ કે જે વાત અનુભવગત છે, તે એજ છે. માટે જે દેખાયું છે તે અહીં બીજા બાંધવોને પણ કંઇ અનુમાન થઈ શકે, તેટલા માટે ઉદાહરણરૂપ નિર્મળ ચશ્મા આપવા લાલન યત્ન કરે છે. એક કાચના કળશમાં નિર્મળ જળ ભરો. તેમાં પેપરમેન્ટની ગોળીઓ નાંખો. આ ગોળીઓમાં થોડીવારમાં જળ પ્રવેશ કરી જશે, આ અરંગકાચના કલશમાં સર્વત્ર જળ છે, અને જળમાં આ પેપરમેન્ટની ગોળીઓ છે. જળ સર્વત્ર વ્યાપક છે, અને ગોળીને પણ ભેદી ગયું છે. તેમ આત્માને નિર્મળ જળ સમજો અને ગોળીઓને નાના પ્રકારનાં રંગવાળાં કર્મ સમજો. હવે, આપ બાંધવો અને બ્હેનો સમજશો કે પાણી બધી ગોળીને ભેદીને ગયું છે. અને પાણીમાં ગોળી છે, છતાં પાણી ગોળી કરતાં સૂક્ષ્મતર હોવાથી ભેદાતું નથી. તેમ આત્મામાં કર્મ છે. તેના એક એક પ્રદેશમાં અનંત કર્મ વર્ગણા છે, પરંતુ કર્મગોળીના અણુઓ આત્માના પ્રદેશને તે આત્માથી સ્થૂળતર હોવાથી ભેદી

---

૧ "આતમ હંસ." એ વિવેકાત્મા–સમ્યગ્આત્મા–પણ અહીં ઘટી શકશે.

શકેજ નહીં. હવે ત્યારે આત્મા પોતે સ્વભાવે, નિર્મળજ ઠરે છે, અને માત્ર કર્મરૂપ ઉપાધિ જે આત્માવડે ભેદ્ય અને જેથી આત્મા અભેદ્ય છે, તેવડે મલિન આરોપાય છે. હવે ત્યારે જેમ જેમ નિર્મળ એવા આત્માતરફ આપણા વિવેકને—આપણા સમ્યકત્વને આપણા ભેદજ્ઞાનને—આપણા ખરા નિશાનને તાકિયે, તેમ તેમ કઠણ કર્મ પહેલાંથી ગળી જશે. અને આત્મા હું, અને કર્મ અને કર્મજનિત આ દૃશ્ય નહીં, એમ જેટલી જેટલીવાર થઇ, આત્મસ્થિતિ થવા બાહ્યાભ્યંતર તપશે, અને આત્મા સાથેજ તલ્લીનતા થશે, તેટલી તેટલીવાર એ પીગળી ગયેલા કર્મરજને જુલાબ લાગ્યો હોય, તેમ નીકળી જઈ નિર્જરા થશે. પરંતુ જે આવી નિશ્ચયદૃષ્ટિ હૃદય ધરીને છ પ્રકારના આભ્યંતર તપની સાથે બાહ્યતપ કરશે, તો જાણે નેપાળાનો જુલાબ હોય અને તે સકળ મલને દૂર કરે તેવું થશે, એટલે સકલ કર્મવંશને—કર્મ પરંપરાને પોતામાંથી નિર્જરાવી નાંખશે.

આમ છતાં લોક શામાટે ભમે છે?

**व्यवहारिक धंधे फस्या, बहुधा जगना जीव;**
**आत्महितनी शुद्धि नहीं, तेथी भमे सदैव. ॥५१॥**

**ભાવાર્થઃ**—જગતના જીવ વ્યાવહારિક ધંધામાં નાનાપ્રકારે ફસાઈ પડ્યા છે, અને હજી પણ ફસાતા જાય છે. પોતાનું હિત શું છે તેની એને ખબર પણ નથી, અને તેથી સદા ભવોભવમાં ભટકી રહ્યા છે.

પરમાર્થઃ—આ જગતના સર્વ જીવો અહીં તહીં રખડ્યા કરે છે-ભવોભવમાં ભટકયા કરે છે. તેનું કારણ માત્ર એજ છે કે પોતે પોતાનું હિત શું છે તે જાણુતા નથી (જણાવે તેને માનતા નથી) અને ફક્ત જે કાળે કંઈક દુઃખ થયું, તે કાળે તે દુઃખ કેમ મટાડવું તેનેમાટે પૂરતો વિચાર કર્યા-વિના જેમ તેમ કરીને મટાડવું એમ કરવાથી અજ્ઞાન રહી દુઃખ મટાડવાના ઉપાય યોજવામાં મહા અઘોર પરિણામે ઉતરે છે. જેમ માણુસને ભૂખ લાગી, ભૂખનું દુઃખ થયું એ દુઃખ મટાડવાને બીજા જીવના પ્રાણુ હરણુ કરીને પોતાનું દુઃખ મટાડ્યું. કોઇએ બીજા મનુષ્યને-કોઇએ પંચેંદ્રી પ્રાણીને, કોઇએ ચોરેંદ્રી, તેંદ્રીય, બેંદ્રીય, અને એકેંદ્રીયનો પણુ વધ કર્યો. જેને આજે રાજકર્તા પ્રજા કહીએ, (અને અલબત છે પણુ તેમજ) તે પણુ વનસ્પતિ જીવ, અન્ન જે વનસ્પતિ છે તે, અને જલ, વાયુ, ઇત્યાદિનો પોતાના પ્રાણુરક્ષણુને અર્થે વધ કરે છે, યા કરાવે છે. આમ પહેલું તો ભૂખદુઃખ મટાડવાના ઉપાયમાં બીજાના પ્રાણુ લેવા પડ્યા, ત્યારે તેની ભૂખ મટી. પરંતુ લાલન આખા જગતના ચૌદરાજના તેના સર્વ બાંધવોને પૂછે છે કે આ તમારા ઉપાયથી તમારી ભૂખ મટી? લાલન તારી પણુ મટી? જો કોઈના પ્રાણુ લેવાથી તારી ભૂખનું દુઃખ નિરંતરને માટે મટી ગયું હોય, તો પછી એવી પ્રાણુહારક ભૂખ ન લાગવી જોઇએ, પરંતુ તેતો તને તેમજ તેમને લાગે છે. એકવાર શું પણુ અનેકવાર આ ભવમાં ખાધું, તોપણુ ભૂખ મટી નહીં. ઈતર જન્મોમાં પણુ ઘણા જીવ હણી-

હણાવી ખાધું, તોપણ ભૂખનું દુઃખ મટ્યું નહીં. પરંતુ આમ ભૂખ મટતીજ નથી. અનેક જીવોના પ્રાણ લેવાથીજ **લાલન**ના શરીરમાં રહેલો ભવોભવ ખાખા કરનારો જીવ હજી પણ ભૂખની કુટેવ પણ મૂકી શકયો નથી. આટલું આટલું ખાધું તોપણ-કાંઈ પણ આરો આવ્યો નહીં. આ ભવમાં ફક્ત ભાતનોજ જો વિચાર કરૂં છું તો તે આજ ભવમાં કેટલા ખવાયા? ઘઉં કેટલા ખવાયા? શું મણોથી, ખાંડીથી, ટનોથી પુરૂં થયું? સેંકડો ટનો થતાં પણ પુરૂં ન થયું-હજાર ઉપર આવ્યો. હવે ભાતને ઘઉં સિવાય ફળફળાદિ દૂધ, બીજા અનાજ વગેરે કેટલા ખવાયા? તોપણ ભૂખ મટી નહીં. અને કોઈ કોઈવાર સાંજે બપોરે, સવારે મટાડી પણ પાછી તેવીને તેવી-સવાર થતાં પાછું તેવુંજ. ચાહ તો ભાઇને જોઇએજ, દૂધવિનાતો ચાલેજ કેમ? રોટલી, દાળ, ભાત, શાક, પાપડ, સાકર, ચટણી, ફળફળાદિ આ પદાર્થો ખાધા એટલીવાર તો ઠીક, પણ પાછા બેચાર કલાક થયા કે તેવુંને તેવું. વળી પણ **લાલન**ે પોતે યા તેનેમાટે બીજાએ, એની ભૂખ મટાડવા અનેક જીવોના વધ કર્યા ત્યારે તે સહજ મટી. પરંતુ વળી બેચાર કલાક થયા કે પાછો ભૂખ્યો-આ પ્રમાણે આ જીવે આ ભવમાં, તેમજ પૂર્વ ભવમાં ભૂખ મટાડવાને, બીજા જીવના વધ કર્યા એ ઉપાય, તેનો નિષ્ફળ ગયો છે. તેની ભૂખ હજી પણ મટી નથી.

પરંતુ આ ભવમાં એક વૈદ્યરાજ મળ્યા અને તેમના મદ-

દનીશ—આસીસ્ટંટો પણ એ વૈદ્દ બતાવેલી રીતિયે, કામ કંઈક લેતા જણાયા. એ વૈદ્યરાજે કહેલા ઉપાયો (Medical books) વૈદકના પુસ્તકમાં વાંચી વાંચીને ઔષધ કહેતા હતા. એ વૈદ્યરાજ સકળ જીવના રક્ષક શ્રી **વીર પરમાત્મા** છે. અને તેમના આસીસ્ટંટો તે આચાર્ય મહારાજો છે. અને તેમના કમ્પાંઉડરો સાધુ, સાધ્વીઓ છે. તેઓ હમેશાં-પ્રાતઃકાળમાં તેમજ બીજે કાળે પણ આ ભયંકર ભૂખના દુઃખી રોગીને ઔષધ આપે છે, પરંતુ તે બધાને કહે છે કે "જ્યાંસુધી તમે બીજાને હણીને તમારી ભૂખ મટાડો છો, ત્યાંસુધી તમે હણાવાના. માટે આ સર્વભક્ષક ભૂખને મટાડવાનો ઉપાય, બીજાના પ્રાણ જેમાં પરોક્ષ કે પ્રત્યક્ષ લેવાય છે તેવાં અન્નાદિ ખાવાં તે નથી. પરંતુ "નહીં ખાવું તે છે" કારણ કે જ્યાંસુધી તું બીજાને હણી ભૂખ મટાડે છે, ત્યાંસુધી તું હણાવાનોજ. માટે ભૂખ, ખાવાથી મટે નહીં પણ નહીં ખાવાથીજ મટશે. ભૂખને શાંત કરવા બીજા જીવોનું હનન કરાવવાથી કે કરવાથી નહીં મટે. પરંતુ એ ભૂખને મારવાથી—એ ભૂખનું હનન કરવાથી કે કરાવવાથી ભૂખ મટી જશે. કારણ કે જે દુઃખ, તે મટાડવાનો તેજ ઉપાય. **જગત્પિતા, મહાવૈદ્ય, શ્રીમહાવીર** એવું ઔષધ આપે છે કે ભૂખનું દુઃખ ન રહે અને એ દુઃખ સમૂળગું ચાલી જાય. જે કોઇનું હનન કરવાથી દુઃખ જરાવાર મટ્યું, તે શું મટ્યું કહેવાય ?—કંડુ (દાદર) જરાવાર ઘસી એટલે શું તે મટી ગઈ ? તેમાંથી પાણી નીકળી ઉલટી વિશેષ પીડા કરે છે. પરંતુ

આ મહાવૈદ્યે એવું ઓસડ આપવા માંડ્યું કે ભૂખરૂપી-વ્યાધી-તરતજ મટી જાય. ત્યારે ભૂખ મટાડવા શો ઉપાય કહ્યો?—તે એ કહ્યો કે તું જેટલી જેટલી બીજા જીવની રક્ષા કરે, તેટલી તેટલી તારી રક્ષા થશે. જો તું આ ભવમાં લાખો જીવો તો શું પણ કરોડો જીવોને તું હણી રહ્યો છે. તેમાંથી તારી શક્તિ ફોરવી તારાથી બને તેટલા જીવની રક્ષા કર. તેઓના પ્રાણ લેવાનું છોડી દે, તો તને નિરોગી શરીર મળી, ભવાંતરે મોટી આવરદા મળશે. આ કાળમાં તારૂં મરણ થાય છે, તેનું કારણ એજ કે તું ગયા કાળમાં બીજાનું મરણ કરતો હતો. જે "મારે નહીં કે મરાવે નહીં" તો તે 'મરે નહીં કે મરાય નહીં.' માટે જો તારે મોટી આવરદા પામવી હોય, તો જીવને હણ નહીં. પણ હણાતાને બચાવ. ક્રૂર ન થા, પણ દયાળુ થા. પહેલું તો કહે કે ઓ ચૌદરાજના જીવો! આ અનાદિકાળથી આજ સવારના એટલે વિક્રમ સંવત ૧૯૫૯ ના ચૈત્ર સુદ ૧ ના પ્રભાતસુધી જે જે જીવોએ આ લાલનમાં રહેલા જીવને હણ્યો હોય, હણાવ્યો હોય, તે સર્વે જીવોને અંતઃકરણપૂર્વક મનથી પૂર્ણ ક્ષમા કરૂંછું. અને વચનથી બોલ કે—"**खामेमि सव्व जीवा**" સર્વે જીવો કે જેણે મને આ ચૌદરાજ લોકમાં કોઈપણ દેશે, કોઇ-પણ કાળે, કોઈપણ ભાવે, દુઃખ આપ્યું હોય તે હું સર્વથા ખમાવું છું. હે જીવરાશિ પ્રાણિઓ! હું તમને ક્ષમા કરૂં છું. મારે તમારી સાથે જરાપણ વૈર લેવાની ઇચ્છા નથી. તમે મારા મિત્ર છો. આમ સર્વે તેના પોતાપર થએલા

અપરાધને ક્ષમાવ્યા પછી અને તે પૂર્ણપણે ક્ષમાવ્યા તો અર્ધું કામ તો તેણે કર્યું. હવે બીજું અર્ધું કામ તેણે સર્વ જીવ પાસે માગી લેવું કે, ઓ જીવરાશિ બંધુઓ! **सव्वे जीवा खमन्तु मे.** અરે સર્વે જીવો મને મારો મા–હણો મા. મેં તમને અનાદિકાળથી હણ્યા, હણાવ્યા. હવે હું નહીં હણું મને માફ કરો. આમ હિત અહિત જાણ્યા વિના પરને દુઃખ આપી દુઃખ પામ્યો. પરને હણી હણાયો. હણી હણી રખડાવ્યા અને રખડ્યો. માટે આત્મહિત પ્રથમ જાણ તો ભટકવું મટે. પ્રથમ સર્વપર મૈત્રી, કરૂણા પ્રમોદભાવે રહે, તો વૃત્તિ સ્થિર થશે અને એમ થયું તો આત્માની ઝળક સાથે પરવસ્તુનું સ્વરૂપ દેખાઈ રહેશે.

હિતાહિત વિચાર વગર શાસ્ત્ર વગેરેનું ભણવું કેવું છે?

**दुष्ट भणे शास्त्रो घणा, श्रवण करे गुरुपास;**
**हिताहित विचार विण, फोकट शिवपद आश. ५२**

**ભાવાર્થઃ**—હિત કે અહિત તેનો વિચાર કર્યાવિના દુષ્ટ માણસ ગમે તેટલાં શાસ્ત્ર ભણે, ગમે તેટલાં શાસ્ત્રો ગુરુમુખથી શ્રવણ કરે. પરંતુ આશા રાખે કે, ઘણાં શાસ્ત્રો ભણવાથી કે ગુરૂમુખે શ્રવણ કર્યાથી મોક્ષપદ પ્રાપ્ત થશે, તો તો તેણે સમજવું કે એ આશા ફોકટ છે.

**પરમાર્થઃ**—જેમ વ્યાવહારિક ધંધામાં ફસેલા લોક એટલે ખાવું, પીવું, પહેરવું, ઘરેણાં, બાગ, બગીચા, ગાડીઘોડામાં

ફરવું, ઇત્યાદિ ક્રિયામાં ગુલતાન થઈ રહેલા પુરૂષો, એ ક્રિયા તેને લાભદાયક છે કે હાનિકારક છે, તેનો વિચાર કરતા નથી. જેમ વધને માટે આણેલા બકરાની કોટમાં કેટલાક દિવસસુધી કોઇ સુન્દર ટોકરી બાંધે, જેમ તેને સારૂં સારૂં ખવરાવે, રંગ બેરંગથી ચિતરે, વખતે પોતાની ગાડીમાં પણ બેસાડે, તેમ મોહરાજા, સારા સારા પદાર્થો ખવડાવે, સારાં સારાં વસ્ત્રોથી શોભાવે, સારા સારા અલંકાર પહેરાવે, અને બકરાને કોટે સુન્દર ઘંટડી છે તેવું સારૂં નામપણ લોકોમાં વગડાવે; પરંતુ જેમ એ બકરાને થોડા દહાડા પછી પોતાનો વધ થવાનો છે, તેની એને બિલકુલ ખબર નથી. અને એ ખાવાપીવામાં, ઘંટડી સાંભળવામાં–મસ્ત થઈ હર્ષ પામી રહ્યો છે, તેમ આ બાઇ કે ભાઈનાપર મોહરૂપી કસાઇ, મોતની છરી ફેરવવા તલપી રહ્યો છે. તે મોહરાજાએ આપેલા ખાવા પીવામાં અને કોટે બાંધેલી નામના–મોટાઇ વગેરેમાં ફસાઈ ગયો છે,–મગ્ન થઇ ગયો છે, તેને જેમ મોતરૂપી છરી ન લાગે, તેવું અમરપણું પ્રાપ્ત કરવાની ખબર નથી. કારણ કે જેથી અમરપણું પ્રાપ્ત થાય એવા આત્મહિતની તેને ખબર નથી. તેમજ આ દુહામાં પણ "હિતાહિત વિચારવિણ ફોકટ શિવપદ આશ." જેને હિત શું? અને અહિત શું? એની બરોબર ખબર ન હોય; છળ, કપટ, દગો, ફટકો, કરવામાં બાકી ન રાખે, ધંધા વેપાર વગેરેમાં ખોટું બોલવામાં જરા અટકે નહીં, અને જે ઘણી ચોરી કરવામાં પાપ સમજે નહીં, એવા દુષ્ટ માણસોને આ યોગસાર ગ્રંથના કર્તા, શ્રીમદ્-

યોગીંદ્રદેવ સ્પષ્ટ કહે છે કે એવા દુષ્ટો કદાચ શાસ્ત્ર ઘણાં ઘણાં ભણે, ગુરૂપાસે ઘણું ઘણું સાંભળે અને મનમાં ઇચ્છે કે એમ ભણવાથી કે ગુરૂપાસે સાંભળવાથી કોઇ દિવસ પણ મોક્ષપદ મળશે, તો એ આશા જેમ ઝાંઝવામાં જળ-પાન કરવાની આશા ફોકટ છે, તેવીજ તેઓની મોક્ષની આશા ફોકટ છે.

"જ્યાં લગી આત્મતત્ત્વ જાણ્યું નહીં, ત્યાં લગી સાધના સર્વે જૂઠી," એટલે કે આગલા દુહામાં કહ્યું તેમ આત્મતત્ત્વ શું છે તેની શુદ્ધિ, ભાન, ખબર,—માહિતી, થયા વિના જેટલી જેટલી સાધના કરે તે બધી ધૂળઉપર લીંપણ, આકાશમાં ચિત્રામણ, ઝાંઝવાનાં પાણી, વેળુમાં તેલ જેવું સમજી લેવું.

જેમ વેળુમાં તેલ નથી પણ તલમાં છે, તેમ શાસ્ત્રમાં આત્મા નથી, પણ તનમાં છે, જેમ ઝાંઝવામાં જળ નથી પણ સરોવરમાં છે, તેમ ગુરૂવચનમાં બોધ નથી. પણ હૃદય-સરોવરમાં છે.

માટે શાસ્ત્રોમાં લખ્યું હોય તે નહીં, પણ તેનો જે આશય છે તે પોતામાં શોધે અને ગુરૂ જે કહેતા હોય તેનો મર્મ હૃદયમાં સમજે, એટલુંજ નહીં પરંતુ દરેક શાસ્ત્ર જોવાં. ગુ-રૂના વચનમાં આત્મહિત શું છે તેને માટેજ જાણે, શ્રવણ કરે, ને તેમાંથી શોધી કહાડે તોજ શિવપદ પામવાની આશા રાખવી નહીં તો ફોકટ.

એવી હિત અહિતની ખબરવિના ઘણી ઘણી વખત દુર્લભ દેહ પણ આવ્યો, તેમાં અતિ દુર્લભ શ્રાવકપણું પ્રાપ્ત થયું.

શાસ્ત્રો ભણ્યાં તો શું પણ રચ્યાં. ચારિત્રો લઇ લઈ મેરૂ જેટલાં કપડાંના ઢગલા પણ થયા, ને માન્યું કે મોક્ષ થાય, પરંતુ તેમાં કંઇ વળે નહીં. માટે હિત જે આત્મા, અને અહિત જે જડ એનો વિચાર કરી શાસ્ત્ર ભણાય, કે ગુરૂવચન શ્રવણ થાય, તોજ અહિતને છોડી-સર્વથા અહિત એવા જડભાવને છોડી-સર્વથા હિત એવી આત્મદષ્ટિ થાય,-સમ્યકત્વ પમાય-અનુભવ થાય, તોજ શિવપદની આશા સફળ થાય, હવે આશા સફળ થવાને સૌથી શ્રેષ્ઠ માર્ગ કહે છે કે, જેને કામે લગાડ્યા પછી શાસ્ત્ર પઠન, અને શાસ્ત્ર શ્રવણ પણ ઉપયોગી થઈ રહે છે. ભેદજ્ઞાનથી મોક્ષ નથી પરન્તુ ભેદજ્ઞાનવડે જણાયલો જીવ તે પોતે એમ ધારી પરપુદ્‌ગલને છોડતો જાય તોજ મોક્ષપદ પામે.

બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કેમ થાય?

**मन, इंद्रियथी दूर कर, शी बहु पूछे वात;**
**राग, द्वेष, पूरा जता, थाय ब्रह्म साक्षात्. ५३.**

**ભાવાર્થ:**—બહુ બહુ વાત પૂછ્યા વિના પહેલાં ઇંદ્રિયોથી મનને દૂર કર, એટલે રાગ, દ્વેષ જવા માંડશે, જતાં જતાં જ્યારે તે પૂરાં ગયાં કે તરતજ બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થશે.

**પરમાર્થ:**-આ કાળેજ ત્હારે તારૂં નિજસ્વરૂપ-બ્રહ્મસ્વરૂપ-જ્ઞાનમયસ્વરૂપ,-દર્શનમયસ્વરૂપ,-પૂર્ણાનંદમયસ્વરૂપ,-જાણવું હોય એમ નહીં-સમજવું હોય એમ નહીં પણ-પ્રત્યક્ષ જોવું હોય તો. "શી બહુ પૂછે વાત".

બહુ બહુ વાત નહીં પૂછ, આમ બ્રહ્મસ્વરૂપ જાણું કે આમ જાણું એ બધું મૂકી દે, એક ડુંગરપર દેવ હોય અને તેનાં દર્શન કરવાં હોય તો બધા માર્ગથી જવાય અને ઉપર રહેલા દેવના દર્શન કરી શકાય. પરંતુ કોઈ જગાએ માર્ગ હોય ને કોઈ જગાએ ન હોય તો જ્યાં માર્ગ ન હોય તે જગાએ માર્ગ કરવો એ કઠિણ પરંતુ માર્ગ ન હોય ત્યાંથી પણ જવું એ વિકટ. પરંતુ વિકટ મહાવિકટની દરકાર નથી તેવા વીરપુરૂષો મહાકષ્ટને તણખલા સમ ગણી પોતાના સ્વપરાક્રમની દોરી પકડી ઉપર ચડે છે ને પરમાત્માનાં દર્શન કરે છે, તેમ કેટલાક પુરૂષો, સ્ત્રીઓ, બેનો, માતાઓ, પિતૃ નિર્વિશેષો ઘણા કઠિણ કે સરલ માર્ગ લેછે. આ માર્ગ તે જગતમાંના ધર્મો છે, કેટલાક ધોરી રાહલે તે દર્શનો છે. અને કેટલાક સરિયામ માર્ગ લેછે તેવું એક જિનદર્શન પણ છે. આમાંથી જિનદર્શનવાળા હોય કે અન્ય દર્શનવાળા હો, તોપણ તે સિદ્ધસ્વરૂપે પહોંચે છે, એ વાત તો નિયમા છે. પરંતુ માર્ગોની સરળતા કે વિષમતા માત્ર, સીધો કે આડોઅવળો પરંતુ તેઓ પણ પહોંચનાર તો પર્વત ઉપરજ કે જ્યાં દેવાધિદેવ વિરાજે છે, માટે કોઇ માર્ગ, ખોટા નથી; સર્વ માર્ગો સાચા છે, (કારણ કે અન્યલિંગે સિદ્ધ થાય એવું [1]શાસ્ત્રવચન છે) તો એ ભાઇ આ

[1] अन्यलिङ्गादिसिद्धानामाधारः समतैव हि
रत्नत्रयफलप्राप्तिर्यथा स्याद्भावजैनता.
(જસવિજય. અધ્યાત્મસાર સમતાશતક. શ્લોક-૨૩.)

ધર્મનો માર્ગ લઉં કે આ ધર્મનો, આ દર્શનનો માર્ગ લઉં કે આ દર્શનનો, જ્ઞાનથી ચડું કે ભક્તિથી કે શુદ્ધ કર્મથી કે નીતિથી શાથી? હું બ્રહ્મસ્વરૂપ પામું એવી નાનાપ્રકારની વાત છોડી દે; ને જો તારે તારૂં સિધ્ધસ્વરૂપ,-બ્રહ્મસ્વરૂપ,-જિનસ્વરૂપ,-સો, બસેં ભવે નહીં-દશ-વીસ ભવે નહીં, હવે પછીના ભવે નહિ, ત્રીસ ચાલીસ વર્ષ ગયા પછી નહીં, દશ-વીસ વર્ષે નહીં, એક વર્ષ પછી પણ નહીં. પરંતુ જો તું પૂર્ણપણે બળવાન પ્રામાણિકપણે તેનેજ જોવાનો મહાયત્ન કરે, તો સાઠ ઘડીમાંજ સ્વરૂપ પામે. મૃદુ, તીવ્ર, કે કનિષ્ઠ પણ તીવ્ર બળવડે યત્ન કરી રોજ રોજ બે ઘડી, હવે પછી દેખાડવામાં આવશે તેજ રાજમાર્ગ લઇ ચડે, અથવા મધ્ય તીવ્રતાવડે એટલે રોજ એક પ્રહર નીચે પ્રહર બતાવેલો રાજમાર્ગ લઇ ચાલવા માંડે, એટલે પ્રહર-પ્રહર રોજ ચડી સોળદિવસ સુધી ચડ્યા કરો અથવા તો નહીં મારે તો જેમ બને તેમ તુરતજ એ પ્રાપ્ત કરવું છે, ને જન્મ-જન્મ થવા મટાડવા. આ જગતની અને મ્હારી એ સર્વની કુંચી હમણાંજ હાથ લેવી છે, તો એક આખો દિવસ એટલે સાઠ ઘડી સુધી નીચે પ્રમાણે કર. વચમાં બીજું કંઈ ન કર, બધું તજી દે, ઉપવાસ કરી એકાંતમાં પદ્માસન કરી, બેસી જા. આ ઉપાય કામે લગાડ એટલે એકજ દિવસમાં અતિ તીવ્ર ઉપાયવડે નિશ્ચય સમ્યકત્વ કહો કે વિવેકખ્યાતિ કહો તે પામી ત્હારૂં નિજસ્વરૂપ એવશ્યે જોવા પામીશ? તો એવું રોજ રોજ બબ્બે ઘડી પ્રમાણે સાઠ-

ઘડી સુધી મૃદુ તીવ્રતાથી અથવા રોજ રોજ એક પ્રહર સુધી એટલે મધ્ય તીવ્રતાથી કે એકજ વેળા સાઠ ઘડી એટલે એક અહોરાત્ર કે આખા દિવસ ને રાત્ર સુધી શું કરવું ?

### "મન ઇંદ્રિયથી દૂર."

આ પાંચ ઇંદ્રિયોથી જેમ જેમ તું મનને દૂર કરીશ. તેમ તેમ રાગદ્વેષ-જે વચમાં આવી તારૂં અખંડ બ્રહ્મસ્વરૂપ દેખવા દેતા નથી, તેના પડદા ખસતા જશે. એક પછી એક દરેક ઇંદ્રિયથી મન છૂટું પડતાં ઉપડી જશે. જેમ એક નાટકનો પડદો ઉપડે ને તેની પછવાડે શું હતું તે દેખાઇ રહે, તેમ એક એક ઇંદ્રિએ નાંખેલો પડદો ઉપડ્યો કે પછવાડે શું છે તે દેખાઈ રહેશે. આ પાંચ ઇંદ્રિયોના નાટકશાળાના પડદા જેવા પડદા ડબલ હોય છે,-પ્રથમ બાહ્યપડદો અને પછી અંતરપડદો. બાહ્યપડદો જે કંતાન વગેરેથી રંગિત ઉપડ્યો કે આંતર પડદો તો માત્ર કેવળ ઝીણી મલમલ જેવો છે કે પછવાડે શું છે તે મલમલ ઉપડ્યાવિના પણ દેખાઇ રહે છે, તો હવે મનને ઇંદ્રિયોથી છૂટું કરી-પૂર્ણપણે છૂટી કરી અર્થાત્ એક મનને ઇંદ્રિયોવડે નાનાવિધ ડોળા રંગવાળું, કે કાળા ધોળા રંગવાળું દેખાય છે

---

૧ જગત્ના લાલન બાંધવોમાંના કરોડોને માર્ગની ખબર છે, પરંતુ આ લઉં કે પેલો ? એમ કરીને એક ઘણા ખરા તો લેતા નથી. ને ઘણાક-તો લઇ અરધેક ચડ્યા પછી કઠિણ માલૂમ પડતાં ઉતરી, બીજો બીજો પક્ષ પૂરોજ કરતાં ત્રીજો એમ કરી એક પૂરો નથી કરતા ! !

તે તેવા કાળા કે સફેદ રંગમાંથી તેનું કોલસાપણું કે તેનું દૂધપણું જતાં કેવળ સ્ફાટિકવત્ આ ઇંદ્રિયોના વિષયોથી દૂર થતાં થઇ જાય છે, તે સ્ફાટિકવત્ મન–તે **નિર્મળ જેવા મનમાં** તારા નિજસ્વરૂપનું પ્રથમ પ્રતિબિંબ પડશે. ને [1]તને સાક્ષાત્કાર થશે કે હું કોણ છું, આ જગત્ શું છે, મારામાં ને પરમાત્મામાં ભેદ કિંવા અભેદ છે? મારે ને આ જગતને શો સંબંધ છે. તે સર્વનું અપરોક્ષ જ્ઞાન હસ્તામલકવત્ થઇ રહેશે, માટે પ્રથમ તો મનને ઇંદ્રિયથી છૂટું પાડવાની યુક્તિ જે નીચે જણાવાય છે તે કામે લગાડો.

ઇંદ્રિયો પાંચ છે, એટલે કે ત્વચા કે સ્પર્શેન્દ્રિય, જીભ કે રસેંદ્રિય, નાસિકા કે ઘ્રાણેન્દ્રિય (સુંઘવાની ઇંદ્રીય) ચક્ષુ કે જોવાની ઇંદ્રિય, અને શ્રોત્ર કે સાંભળવાની ઇંદ્રિય,

હવે આ પાંચ ઇંદ્રિયથી મનને પ્રથમ બાહ્ય જતું અટકાવવું. એટલે કે આ પાંચ લટપણીઓમાંથી, મન જે બહાર સરી જાય છે તેને અંદર લેવું. આ લટપટણીઆને છેડે પાંચ ઇંદ્રિયોનાં બારણાં છે, તે બંધ કરવાં એટલે કે તે આ પ્રમાણે અનુક્રમે બંધ કરવાં.

---

૧ એક લાલન બધું દશ ઇંદ્રિયો કહે છે. પરંતુ તેમની ઉત્પત્તિક્રમ, ને કાર્ય જોઇએ તો પાંચમાં સમાવેશ થાય છે. એટલે વાણી, હાથ, પગ, વાયુ ને ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિયોને સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર ઇન્દ્રિયો પહેલીમાંથી ક્રિયા કરે છે માટે કર્મઇન્દ્રિયો (active senses) ને બીજી પાંચ સ્પર્શાદિથી બાહ્યની વસ્તુને જાણે છે. માટે જ્ઞાનેંદ્રિ (perceptive senses)

**મનને પ્રથમ બહાર જતું અટકાવવાનો સુરસ ઉપાય.**

બોલવાનું બંધ કરી એટલે *મૌનપણે રહેવાનો નિર્ણય કરી, પદ્માસને બેસી હાથ ખોળામાં ચત્તા રાખી બે ઘડીવાર કે એક પ્રહર કે સાઠ ઘડી એકાંતમાં નિશ્ચિત બેસવું.

ત્યાર બાદ એક એક ઈંદ્રિયના દ્વાર બંધ કરવાં એટલે મન ઇંદ્રિયથી દૂર થઈ જશે. એટલે કે અંદર આવશે. પ્રથમતો કોઇપણ પદાર્થનો પોતાના આંગપર એક બે લૂગડાં હોય તે શિવાયનાં ને અડવું નહીં. એટલે સ્પર્શેન્દ્રિયદ્વાર બંધ થશે, ટાઢ તડકો ન લાગે માટે જાડાં પાતળાં લૂગડાં તે વખતે જો ન રહેવાતું હોય તો રાખવાં પણ ખરાં. પરંતુ પવન કે ગરમી કે ટાઢ તેનો સ્પર્શ પોતાને થવા ન દેવો. આમ બાહ્ય સ્પર્શેન્દ્રિયને બંધ કરતાં મન સ્પર્શેન્દ્રિયથી અસ્પર્શ જૂદું માલમ પડશે. પછી તમારા ધ્યાનકાળમાં સ્પર્શેન્દ્રિયના તમામ વિષયો એટલે, જે જે અડે તેનો વિચાર તે બે ઘડી સુધીમાં દૂર કરો. એટલે કે પહેલાં સ્પર્શેન્દ્રિયના પદાર્થો બાહ્યથી દૂર કરો અને અંદર સ્પર્શેન્દ્રિયગત વિચારો આવે તે વિચારોને આ બે ઘડી સુધી કહો કે અમારે હાલ સ્પર્શ કરવાનું કામ નથી. માટે એ વિચારો તમે આ મારા ધ્યાનકાળ પછી આવજો અને આવેલો આ બે ઘડી સુધી તો બહાર જવાને કહેવું. જો ન જાય તો વારંવાર હડસેલવાકે થોડીવાર નરમ થઈ બહાર બેસશે. આ પ્રમાણે સ્પર્શેન્દ્રિય બહારથી બંધ થઈ એટલે સ્પર્શેન્દ્રિયના

* ગમે તે પ્રકારે બાહ્ય અને અંદરથી ઇન્દ્રિયોને બંધ કરવી.

વિષયો બહારથી છોડી દીધા એટલે માત્ર દ્રવ્યત્યાગ થયો. એટલામાં તો મન પોણેભાગે ત્રણુ ચતુર્થાંશ રાગદ્વેષ વગરનું થશે. અને મનમાં પણુ સ્પર્શેન્દ્રિયના વિષયો કે પદાર્થો ન આવવાં દેતાં મન ઉત્તરોત્તર રાગદ્વેષને એટલું છોડતું જશે; કે આખા જગતના સ્પર્શેન્દ્રિયના પદાર્થો તમારી નજર પ-ડવા લાગશે. અને બહાર સ્પર્શેન્દ્રિયથી જોતાં હતાં તે અંદરથી જોતાં કરોડો, કે અબજોથી પણુ વધારે સ્પર્શેન્દ્રિયના વિષયો તમારી સમક્ષ રજુ થવા લાગશે, પરંતુ જેમ કાન બંધ કર્યો કે સાંભળતું જાય, તેમ તમે એવો સ્પર્શેન્દ્રિયના વિષય છે, માટે આ ધ્યાનકાળસુધી જોઈતા નથી. માટે જાઓ, જાઓ, એમ કરી દૂર કરવા ને તે અવશ્ય દૂર થશેજ. હઠ ન કરવી પરંતુ ક્રિયામાં પાંચ સાતવાર મૂકવું તેથી આ પ્રયોગની સત્યતા જણાઇ આવી કોઈ અલૌકિક શાંતિ સાથે આનંદ જણાશે.

રસનેંદ્રિયથી મનને છૂટું પાડવાનો પ્રયત્ન કરવો. એટલે જેમ બોલવાનું બંધ છે તેમ રસનેંદ્રિય એટલે જીભથી સઘળા ખાવા પીવાના પદાર્થો છોડી દેવા. ધ્યાનકાળમાં તો તે પ-દાર્થો ખાવાની વાત પણુ નથી પરંતુ કદાચ કોઈ પદાર્થ ખાવાના કે પીવાના સંબંધી તે વખતે વિચાર આવે તો તે વિચારો પણુ રસનેંદ્રિયના છે માટે એ વિચારોને, હું હાલ બે ઘડી ધ્યાનમાં છું માટે તેઓને સ્પષ્ટ કહેવું કે અમારા મગજરૂપી ઓરડામાંથી બહાર જઇ બેસો આમ વારંવાર કરી, જેમ સ્પર્શેન્દ્રિયના બાહ્ય વિષયો અને આંતરમાં તેના

વિચારો પણ દૂર થયા, તેમ હવે રસનેન્દ્રિયના પદાર્થોને રસને-યન્દ્રિના પદાર્થોના વિચારોને દૂર કરવાથી જીવ્હામાં કોઇ અ-લૌકિક સ્વાદ આવવા લાગશે. તે દિવ્યસ્વાદને કહેવું કે તમારૂં કામ નથી જાઓ વારંવાર તેને ધકેલવાથી દૂર જશે. અને નાનાપ્રકારના અસંખ્ય સ્વાદિષ્ટ પદાર્થો જે ભવાંતરમાં તમે સેવ્યા હશે, તેજ નહીં; પરંતુ આ ભવમાં હવે પછી અને આવતા ભવમાં જે જે ખાવાપીવાના પદાર્થો તમારી પાસે તમારા મગજના દિવાનખાનામાં ઘુસવા માંડશે. તે-મને કહેવું કે બહાર જાઓ, પછી આવજો, હમણા મહા-રાજાધિરાજ આત્મા પધારવાના છે. માટે તમારૂં હાલ કામ નથી. ખાનગીમાં મનરૂપી પ્રધાન અને આત્મારૂપી મહારાજાને વાતચિત કરવાની છે, માટે બહાર જાઓ એમ કહી વિચારોને તેમજ બાહ્ય સ્પર્શ–રસાદિ વિષયોના પદા-ર્થોને બે ઘડી ધ્યાનકાળસુધી દૂર કરવા.

**ઘ્રાણેન્દ્રિયથી મનને દૂર કરવાનો ઉપાય.**

ધ્યાનકાળમાં સઘળા સુંઘવાના પદાર્થો દૂર કરવા. વાસ ન આવે એવાજ સ્થાનકે બેસવું. સુગંધ નહીં તેમજ દુ-ર્ગંધ ન હોય તેવા સ્થાનમાંજ ધ્યાનમાટે બેસવું. બાહ્ય સુગંધી કે દુર્ગંધી દૂર કર્યા બાદ કોઈપણ સુંઘવાના પદાર્થોનો વિચાર આવેતો તે ઉપર પ્રમાણે દૂર કરવો. ને જો તે પ્રમાણે જારી રાખો તો મન એમનાથી જુદું પડશેજ.

**ચક્ષુઇન્દ્રિયના વિષયોથી મનને દૂર કરવાનો ઉપાય.**

આંખો બંધ કરવી એટલે બહારના પદાર્થો દેખવાના બંધ

થશે, ફલાણાના ઘેર મારે જવું છે, પ્રાણજીવનદાસને મારે મળવું છે, એવા વિચારો આવ્યા કે કહેવું મળવું એ પગથી થાય છે, ને પગ એ ઇન્દ્રિયગોચર વિચાર છે જે મળવા જવું પડે, તેપણ ઇન્દ્રિયગોચર આંખનો વિષય છે માટે હાલ ધ્યાનકાળસુધી આંખે દેખવું નથી, તેમ આંખથી દેખાય એવા પદાર્થોનો વિચાર પણ, મનમાં આવવા દેવો નહીં; માટે જે પદાર્થો આંખથી દેખાય તેવાનો વિચાર આવે કે કહેવું "જાઓ." તે દૂર થયા કે દિવ્યસ્વરૂપો અભ્યંતર દેખાશે તેને પણ દૂર જાઓ એમ કરતાં કરતાં ચક્ષુઇન્દ્રિયનો એકપણ વિચાર ન આવે ત્યારે મન શાંત થતું જણાશે, પરંતુ અંધારૂં અંધારૂં આંખ મીંચેલી હોવાથી લાગશે. એ અંધારૂં પણ આંખનો વિષય થયો, કારણ કે આંખથી અંધારૂં દેખાયું. માટે તે અંધારાને પણ હુકમ કરવો કે મારે તને દેખવું નથી. તું ચક્ષુઇન્દ્રિયનો વિષય છે માટે "મગજરૂપ દિવાનખાનામાંથી બહાર જા." આમ થયું કે નિજસ્વરૂપની પ્રથમ ઝાંખી થવા માંડે. ઘોર અંધારી રાત્ર જઈ પ્રભાત થવા લાગ્યું હોય તેમ દેખાશે. અને મ્હારા પિતૃરત્ન આનંદઘનની માફક બોલાઈ જવાશે કે, **कहा देखावुं ओरको, कहा समजावुं शोर** એટલુંજ નહિ પરંતુ ત્યાંજ રહેતાં **तीर अचुक है प्रेमका लगे शोरहे ढोर.** એમ થઇ રહેશે.

આમ ચારેન્દ્રિયના અભ્યંતરને બાહ્યવિષયો પછી શ્રોત્રેન્દ્રિયને બંધ કરવા કાનમાં પુમડાં કે એવા મીણ વગેરેની

ગોળી કે જે બહાર પાછી તેમને તેમ કહાડી શકાય. તેમ કાનમાં નાંખી બહારથી શબ્દો આવતા બંધ કરી દેવા. કાન બંધ કર્યા કે શબ્દો બંધ થઈ ગયા. પરંતુ તે ધ્યાનકાળમાં ગાયનઆદિ વાત સાંભળવાની યાદ આવી કે નવીન વિચારો આવે તો તેને શ્રોત્રેંદ્રિયના વિષય જાણી ધકેલી કહાડવાને કહેવું કે તમે જાઓ એટલે બેસો. હમણાં તમારૂં કામ નથી, આમ બહારના શબ્દનો અંદરના ગાનશ્રવણ, વ્યાખ્યાનશ્રવણ, વાંચનના વિચાર ગયા પછી દિવ્યનાદ શ્રવણ થશે. તે નાદને પણ મનરૂપ પ્રધાનને આત્મારૂપી મહારાજની ખાનગીમાં મુલાકાત કરવી છે માટે નાદને પણ કહેવું. તમે બહાર જાઓ કે તે બહાર જશે કારણ કે જેમ જેમ તમે ઉપર પ્રમાણે એકેન્દ્રિયને બાહ્યથી અને અંદરથી બંધ કરી, તમારૂં બળ પૂર્વનાં કરતાં અનેક ગુણ વધવાથી તેવી બીજી ઇન્દ્રિયના બાહ્યાભ્યંતર વિષયો જલદી બંધ થઈ જશે આમ દિવ્યનાદ પણ શ્રવણ થતા બંધ થયા કે **અનાહતનાદ**–ધ્યાનમાં સંભળાશે તેપણ નાદ છે. એમ કરી તેને દૂર કરવો.

આમ પાંચેન્દ્રિયના વિષયો જેમ જેમ બહારથી ગયા, તેમ તેમ રાગદ્વેષ તેની મેળે ઘટશે, કારણ કે રાગદ્વેષના મુખ્યમૂળ ઇન્દ્રિયોના વિષયો છે. તે બહારથી ગયા કે દ્રવ્યત્યાગ થયો, દ્રવ્ય સામાયિક થઇ. ઉપર કહ્યું તેમ અંતરથી વિષયોનો ત્યાગ અને તેપણ ત્રણેકાળના એટલે પરભવમાં, આ-

ભવમાં, પૂર્વે પ્રાપ્ત થયા તે, હાલ પ્રાપ્ત હોય તે, અને હવે પછી પ્રાપ્ત થવાના હોય તે, તેનો બાહ્યાભ્યંતરથી ત્યાગ કર્યો. કે ખૂબ, ખૂબ, ખૂબ, ખૂબ, જવાજ માંડશે. પરવસ્તુમાંથી મુખ્યપણે, પ્રીતિ અપ્રીતિ જવાથી બાકી રહેલા ધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, અને ક્રિયામાં ઉપચાર પામતો શરમાતો શરમાતો કાળ એ બધા પણ પરવસ્તુરૂપે જણાય. બિચારા [1]દૂર ઉભા હોય તેમ જણાશે. અને જતાં જતાં રાગદ્વેષ પૂર્ણપણે જતાં મનરૂપ સ્ફટિક જેવા શાંત સ્વયંભૂરમણ સમુદ્રમાં નિજઆત્માનું—પોતામાં વિરાજતા પરઆત્માનું પ્રતિબિંબ પડશે. એટલે કે જેમ નિર્મળ સ્ફટિકમાંથી જેવું દેખાય તેવું નિર્મળ (અરાગ, અદ્વેષ) હોવાને લીધે મન જેવું સ્વરૂપ છે તેવું સ્ફટિકની પેઠે દેખાડી દેશે. અથવા જેમ એક નિર્મળ દર્પણમાં આપણું શરીર જોઇએ છીએ, તેમ દેખાઈ રહેશે.

અને આમ કરતાં કરતાં જે એ મનરૂપ દર્પણમાં નિજસ્વરૂપ દેખાયું તેને અરિસારૂપી મનમાં જોવાનું મૂકી, પોતાને જોવા માગતાં કોઈ એવું વીર્ય સ્ફુરે છે કે મન પ્રથમ દૂર ઉભું રહે છે પછી તેના તાપથી બળવા માંડતું હોય તેમ તેનો વિરોધ થતો જઈ પછી ક્રમે ક્ષય થઇ જતાં કેવળ નિષ્પન્ન કરે છે. માટે બધી વાત પૂછવાની મૂકી દે અને ઇન્દ્રિયોથી મન છૂટું પાડવા સાંભળવાનું, ચાખવાનું (ખા-

---

૧ દૂર શબ્દ Poetic કાવ્યનો અત્રે છે.

વાપીવાનું ) સુંઘવાનું, અડકાવવાનું, જોવાનું બહારથી બંધ કર, અને અંદરથી એ ઇંદ્રિયોના વિચારોને આવતા અડસેલી કહાડ, એટલે રાગદ્વેષ જતાં જતાં જ્યારે તે પૂર્ણપણે ગયા કે તારા નિજસ્વરૂપનો તને અવશ્ય અપરોક્ષ બોધ એટલે સાક્ષાત્કાર થશે.[1]

---

૧ વિ. વિવેચન–**રાગદ્વેષ પૂરા જતાં**

હાલ તુરત ઘણા ખરા લોકો–આપણા માનવબાંધવો રાગદ્વેષનો ત્યાગ કરવાને વિષયોનો ત્યાગ કરે છે. એટલે કે કોઈ સંસાર છોડી ફકીરી લેછે, કોઇ રાજપાટ છોડી સંન્યાસ ( સકળવસ્તુને પૂર્ણપણે ફેંકી દેવાનું ) લઈ લેછે, કોઈ પાદરી થઇ નવા પદાર્થ પ્રાપ્ત કરવાની ઇચ્છાપ્રાપ્તને સંતોષવડે બંધ કરે છે, કોઇ પૂર્ણપણે બ્રહ્મચર્ય લઈ સ્વામીનારાયણના સંત યા ત્યાગી થાય છે, કોઇ પાંચેન્દ્રિયના વિષયો, એટલે ખાવાપીવાના, રહેવાના, વસવાના, સુંઘવાના, જોવાના, સાંભળવાના સર્વે વિષયોનો ત્યાગ કરી દિક્ષા ગ્રહણ કરે છે. તે છતાં તેઓને કે તેઓમાંના મોટા મોટા ભાગને બ્રહ્મ કે આત્મસાક્ષાત્કાર કે પરમાત્માદર્શન કેમ નથી થતાં? એનો ઉત્તર એજ કે તેઓએ રાગદ્વેષનો ઘણો જય કર્યો છે, કરે છે ને કરવાના માર્ગપર છે, માટે કરશે. અને તે પૂર્ણ થતાં તેમને બ્રહ્મસાક્ષાત્કાર થશેજ પરન્તુ પહેલો જલદી, આજ ભવે, આજ વર્ષે, અને આજ મહિને, અને આજેજ કરવો હોયતો જેમ બાહ્યથી ત્યાગ કર્યો છે, તેમ મનમાંથી પણ એ વિષયોના ભોગનો **સાદિ અનંતકાળ સુધી.** સર્વથા સર્વપ્રકારે છોડીદો તો અંતરમાંથી પણ રાગદ્વેષ જેમ બહારથી ગયા છે તેમ જતા રહેશે. એટલે એ ગયા એ બે ગયાં કે પરમાત્માદર્શનરૂપ અનુભવ થશેજ.

## રાગદ્વેષ પૂરાં જતાં? નથી.

બીજી રીતે અથવા પૂર્ણરાગને પૂર્ણદ્વેષ.

ઘણું કરીને ઘણાખરા જીવોને એક ઉપર રાગ અને એક ઉપર દ્વેષ હોય છે. જેમકે સુસ્વરપર રાગ અને દુઃસ્વરપર દ્વેષ. સગાંપર રાગ અને બીજાપર દ્વેષ, ધનપર રાગ અને ગરીબીપર દ્વેષ. એમ હોવાથી તેમને અનુભવ થતો નથી. અને બિચારાં રાગથી દ્વેષમાં અને દ્વેષથી રાગમાં ભવોભવમાં ઝોલાં ખાયા કરે છે, કોઇને આ ઝોલાં ખાતાં ખાતાં ચકરી આવે છે. ને તેથી જેમ ઓકી નાંખે તેમ વિષયની ઉલટી કરે છે, પરંતુ પાછા સેવે છે એટલે વળી રાગદ્વેષનો ફેર ચડેજ ચડે. વળી સુસ્વરપર રાગ થાય એમ નથી. જો પોતે વ્યાખ્યાન કરતો હોય તે વખતે ઘંટા, આરતી વગેરે વાગે તો તે સ્વરો પણ દુઃસ્વર જેવા લાગે છે. કોઇનું મરણ થતાં મિષ્ટ પદાર્થો કટુ, સુસ્વર, દુઃસ્વર, સુન્દર, કુરૂપ, સુગંધી, નિર્ગંધ, સ્ત્રી અડખામણી, એમ જેને તે શુભ કહેતો હતો તેપણ અરૂચિકર ઇચ્છે, રાગદ્વેષ અનિયમિતપણે યથેચ્છ પ્રવૃત્તે છે, અને તેથી ઘણોખરો મારો માનવબંધુ ભાગ. રાગદ્વેષનો જય, જોઇએ તેવો થોડા વખતમાં ચક્રવર્તી રાજાની પેઠે કરી શકતા નથી. કેટલાંકતો બિચારાં એવાં હોય છે કે, એકનો ત્યાગ કરવા જાય કે, બીજા દશ આવીને ઉભા રહે. એકમાંથી રાગ કહાડે કે બીજામાં વળી પૂર્વ અભ્યાસથી તેવોને તેવો રાગ કરે માટે જેમ પૂર્વની વ્યાખ્યામાં કહ્યું છે તેમ ઘર છોડીને ઉપાશ્રયને ઘર કરી મૂકી, ગામ

છોડીને જ્યાં શ્રાવકની વસતિ હોય તેનેજ ગામ કરી મૂકે. (પરંતુ અન્યદેશમાં પણ જઈ પોતાના ધર્મનો માર્ગ વિસ્તારે નહીં), પુત્ર, છોકરાં છોડીને, ચેલાચેલીને પુત્રપુત્રી ગણી રાગ કરે. ધન છોડી જ્ઞાનગર્વ, કે પુસ્તકસંગ્રહના માનરૂપી રાગના ઘોડાપર ચડે. પરંતુ રાગને દૂર કરી શકે નહીં. અને તેને-લીધે તેમને નિજસ્વરૂપ સાક્ષાત્કાર આ ભવમાં તો શું પણ એક બે ભવમાં પણ થાય નહીં.

આવા વિચારથી કે પરવસ્તુનો આભ્યંતર લોચનવિના-આભ્યંતર ત્યાગવિના જેમ ઝાડનાં મૂળીઆં ન ઉખેડેલાં હોવાથી, ઝાડ, જે કેશના મૂળ ન જવાથી પાછા ઉગી નીકળે છે ને વારંવાર કાપવા કપાવવા પડે છે તેમ થતું હાલ હાલ તો જણાય છે. માટે એક બીજી સામાન્યયુક્તિ અત્ર કહેવાય છે, તે પૂર્ણ વાંચ્યાવગર કે સમજ્યાવગર કામે લગાડવાની નથી. માટે તેનો પૂર્વભાગ કામે લગાડી ઉત્તરભાગ કામે લગાડવાની ઈચ્છા હોય તોજ આ **સરળપણ લાલને** નવીન લાગેલી અજમાવેલી યુક્તિ પણ કામે લગાડવાથી દ્વેષરૂપી ઝેર ને રાગરૂપી કેફ જીવને ચડેલો છે તે અવશ્ય ઉતરી જશે.

પૂર્ણદ્વેષ કરવો, જેમ જેમ પરવસ્તુ જણાતી જાય, તેનાપર પૂર્ણદ્વેષ કરતાં જવો, અને દ્વેષ એટલે અરૂચિ. જુઓ **લાલનના પિતૃરત્ન આનંદઘન** પણ કહે છે કે **द्वेष अरोचक भावः** આજ લાખવસ્તુ દેખાય કે, સંભાળાય, કે ચખાય, કે સ્પર્શાય, કે સુંઘાય, એ બધાપર પૂર્ણદ્વેષ કરવો. તેમાં પૂર્ણ અરૂચિકરતા જવી. એટલે જે હાલ ઇંદ્રિયગોચર નથી, તેવું

તેવું ઘણું ઇંદ્રિયોની સમક્ષ ક્યાંયેથીએ આવતું જશે. તો તે પણ પરવસ્તુ જાણી પૂર્ણપણે દ્વેષ કરવો. આમ સર્વ-વસ્તુ, સર્વ કાળની, સર્વ દેશની, હોય તેનાપર સર્વથા સર્વ પ્રકારે તે દ્વેષ કરવો. પરંતુ એક ઉપર રાગ ને એક ઉપર દ્વેષ એમ ન કરવું, બધાપર દ્વેષ જેમ ઝેરની ઉપર અરૂચિ થાય, તેમ સર્વ પરવસ્તુપર અરૂચિ જાણવી. કારણ કે ઝેર ખાધાથી માણુસ જેમ મરે તેમ દ્વેષ રાખ્યાથી–દ્વેષ સેવનથી દ્વેષરૂપી હળાહળ–ઝેર ખાધાથી પરવસ્તુમાં આપણે મરશું, એટલે સ્વવસ્તુમાં જીવશું, એટલે અમર હોવા છતાં મરતાં મરતાં જઇ બીજે ભવ ત્રીજે ભવ વગર મરજીએ કરવો પડે છે. માટે એ ઝેર દ્વેષને દૂર કરવાનો રસ્તો એક **विषस्य विषमौषधम्**–ઝેરનું ઓસડ ઝેર એમપણ કહેવત લગાડી દેવી એટલે બધી વસ્તુપર પૂર્ણ દ્વેષ કરવો. રાગ ક્યાં પણ નહિ બરોબર કરવો એમ થયું કે અર્ધરસ્તે પરમાત્મા તરફ ચડ્યા.

આમ થયુંકે તમને મૂર્ચ્છા થશે. આ ચૌદ રાજલોકમાં સર્વત્ર અરૂચિ, વિરાગતા, થઇ કે મૂર્ચ્છા થઇ જશે. બધો દ્વેષ ઉલટી રૂપી ચાલ્યો જશે. પરંતુ એમાં ઉથલો મારશે કે, જેમ પૂર્ણપણે સર્વમાં દ્વેષ થયો હતો. તે પોતે એકાએક ચૌદરાજ લોકમાં જણાઇ મૂર્ચ્છાને પામ્યા પછી તેમાંથી ઉઠવા સર્વત્ર જેમ દ્વેષ હતો, તેમ રાગ થઈ રહેશે. પહેલો જેમ પૂર્ણ દ્વેષ હતો, તેમ પૂર્ણ રાગ થઇ રહેશે. રાગદ્વેષરૂપ ભરતી ઓટ નહીં. પરંતુ ભૂમધ્યસમુદ્રમાં જલ જેમ સ્થિર રહે છે. તેમ સર્વત્ર દ્વેષ સર્વત્ર રાગ શાંત જે જે દેખાય, જો-

વાય તે બધામાં, રાગદ્વેષ કંઇપણ નહીં. બધું આનંદ કર, જીવવું આનંદ કર, મરવું આનંદકર, દુઃખ આનંદકર, સુખ આનંદકર, સર્વે પ્રેમમય—રાગમય જણાશે. પરંતુ દ્વેષ જેવું ઝેર હતું ને તેથી વારંવાર મરાઇ જન્મ થતા હતા, તેમ રાગના કૈફથી, ગમે ત્યાં ભટકીભટકી ચૌદરાજ લોકમાં જીવો ફર્યા કરે છે. ને તેનો આરોજ આવતો નથી કે નિજરૂપ દેખાય તે વ્યવધાન જશે ત્યારે પૂર્ણ રાગકે પૂર્ણ દ્વેષથી શું થાય છે, તે આપણે જોયું અને એમ થવાનો હેતુ પણ જુઓ.

## પૂર્ણરાગ.

જેને સર્વ જીવઉપર રાગ હોય ને દ્વેષ કોઇપર ન હોય તેની ગતિ—રીતિ કેવી હોય?

આ મહાપુરૂષ ચૌદરાજ લોકના જીવોના દુઃખે દુઃખીઓ ને સુખે સુખીઓ હોય. ચૌદરાજ લોકના જીવોમાંથી કોઈ પણ જીવ જ્યાંસુધી મોક્ષે જતા રહ્યા હોય, ત્યાંસુધી તે મોક્ષે જવા ઇચ્છશે નહીં. કારણ કે એમનો સ્વાર્થ હવે બદલાઇ ગયો છે, કારણ કે માત્ર પોતાનું દુઃખ હતું તે ગયું, એટલું, બસ નથી પરંતુ આખા જગતના સર્વ મનુષ્યનું સર્વ પ્રકારે દુઃખ જાય તોજ તે પોતાનું દુઃખ ગએલું ગણે. આખા જગતના જીવમાત્રનું દુઃખ જાય તોજ પોતાનું દુઃખ ગયેલું ગણે.

જુસીસ ક્રાઇસ્ટે એવું માગ્યું કે જગતના સર્વ માણસોના સર્વે કાળના સર્વે પાપોનો બોજો મારાપર હો. પરંતુ મારા

માનવબંધુ પર નહીં, આમ પોતાની પ્રબળ ઇચ્છા સકળ માનવબંધુઓનાં પાપો ભોગવવાની હોવાથી જ્યાંસુધી સકળ માનવ જાતના સર્વથા, સર્વ કાળ પાપ ન જાય, ત્યાંસુધી તેમને મોક્ષ કેમ થાય ?

એક માણુસ પોતાની ભૂખનું દુઃખ મટાડે પરંતુ જ્યાંસુધી કોઈપણ દેશમાં, કોઈપણ કાળે, કોઇ પણ માણુસ ભૂખનું દુઃખ વેઠતો હોય તો તે ભૂખ પોતાનીજ છે; એમ જાણી સર્વ માણુસનાં ભૂખનાં દુઃખ ન મટે ત્યાંસુધી તેમને કેમ સુખ મળે ? જેમ માતા પોતાના બાળની ચિંતા કરી તેમને ખાવાનું ન મળે ત્યાં સુધી પોતે ખાતી નથી. અને મળે ત્યારે પણ તેમને ખવડાવ્યા પછી ખાય છે, તેમ આ સકળ માનવ જાતની માતા જેવો જીવ, સકળ માનવ જાતના જમ્યા પહેલાં કેમ જમી શકે ? અને તે પણ એક કાળે નહીં. સર્વથા સર્વ કાળે, સર્વ મનુષ્યનાં પાપ પોતે લેવા માગે છે.[1]

જો દયાજ જગત્માં શ્રેષ્ઠ છે, અને જે કોઇનેપણ દુઃખે દુઃખીઓ થાય છે, અને તેનું દુઃખ મટાડવાને પોતાનું તન, મન, વચન સર્વસ્વ અર્પી દેછે તે મહાપુરૂષ કરૂણાની મહાનદી ગંગા જેવા છે.

અને જેમનો સ્વાર્થ માત્ર એક મનુષ્ય વ્યક્તિમાં હતો,

---

૧ આ વાત માતાનું ઉદાહરણ આપ્યા છતાં જગત્ના સર્વ માણસનો સ્વાર્થ તે પોતાનોજ માને છે એવા મહાપુરૂષથી હૃદયગત સમજાશે. બીજાને ઉદાહરણવડે બુદ્ધિગમ્ય થશે.

તે એ સર્વ કાળના સર્વ મનુષ્ય એ પોતેજ પૂર્ણપણે માનવા-થી, તે હવે બીજાનાં પાપ ભોગવે છે, એમ ન રહે, પરંતુ પોતે વહોરી લીધાં માટે પોતાનાં પાપ ભોગવે છે એમ તેને પૂર્ણપણે લાગે છે.

આ માણસ કરૂણાનદી પરના દુઃખે દુઃખિયો જેમ થાય છે, તેમ પરને સુખે સુખીઓ પણ થાય છે. કારણ કે, પર ઉપર પૂર્ણ રાગ છે.

જ્યાંસુધી સર્વ માણસને, સર્વ પ્રકારે સર્વથા સુખ મળે નહીં, ત્યાંસુધી તે સુખી પણ થતો નથી. એટલે અવ્યાબાધ સુખ જ્યાંસુધી સર્વ જગતને મળે નહીં; ત્યાંસુધી પોતે મોક્ષે પણ જવા ઇચ્છતો નથી. કારણ કે સર્વને પૂર્ણ સુખ મળ્યાવિના પોતાને પૂર્ણ સુખ છે એમ તે ગણતો નથી.

આવી દયાથી જે ફલ થવાનું તે એકે કોઇ માણસ સાથે પછી તે અતીતકાળ સંબંધી, વર્તમાનકાળ સંબંધી, કે અનાગતકાળ સંબંધી કંઇ પાપ હશે, તે સર્વે તેના ક્ષમાપન થશે. એટલુંજ નહીં પરંતુ ભોગવાઈ જશે. અને આ મહાપુરૂષ કરૂણા–નદી થઈ આવીરીતે સર્વ મનુષ્યના સર્વ કાળના પાપ પોતે ભોગવવા તૈયાર થયો છે. એમ નહીં પણ તે ભોગવી સર્વને પાપ રહિત કરવા ઈચ્છે છે! તે મહાપુરૂષને આવી દયા ઉત્પન્ન થવાનું કારણ એજ છે કે, એ મહાપુરૂષે અનેક જન્મમાં અનેક માણસોને અનેક રીતે દુઃખ આપ્યું ને તેનું ફળ હવે ભોગવ્યાવિના તેનાંથી મોક્ષે

જવાય નહીં, માટે તે જાણતો હોય કે ન જાણતો હોય ! પરંતુ સ્વાભાવિક રીતે કરૂણાની નદીરૂપ પ્રવૃત્તિ થાય છે, જે જે માણસને અનાદિ કાળમાં તેનાથી દુઃખ અપાયાં હોય, તે દુઃખો હવે મટાડવાને આ મહાપુરૂષ કમર કસે છે. અને જેમ જેમ બીજા માણસનાં પાપ યા દુઃખ ઓછાં થાય છે, તેમ તે પોતાને સુખી નહીં પણ હલકો સમજે છે.

આ કામ કરતાં કરતાં પાંચના, પચાસના, સોના, હજારના, લાખના, કરોડના અને અબજના અને સર્વે માણસોનાં પાપ મટાડી રહેશે ત્યારે તેમની આંખ ખૂલશે કે, સર્વ માણસનાં પાપ મેં સર્વ કાળને માટે સહન કર્યાં. (જે વસ્તુતા બીજું કંઇજ નથી, પરંતુ મેં તેઓના પ્રતિ કોઈ પણ કાળે કરેલાં મારા પોતાનાજ પાપ હતાં) પરંતુ એક માણસ હું ભૂલી ગયો, તે કાંઇ નહિ પણ પોતેજ આ નિઃસ્વાર્થી માણસ સર્વ માણસને માણસ ગણતો હતો, પરંતુ પોતાને ભૂલી જતો હતો. જેમ માતા પોતાનું સુખ દુઃખ ભૂલી જઇને પોતાનાં બચ્ચાનું સુખ દુઃખ દેખે છે, તેમ આ જગતની માનવ માતા જેવો મહાપુરૂષ પોતાને માણસ છે એમ ભૂલી જઈ એ સરખા સઘળા મનુષ્યપર માતા જેવા રાગવડે વર્તે છે. અને સર્વના મોક્ષ પછી પોતાને મોક્ષ થાય, પોતાનાં દૂષણો–પાપો દૂર કરે એમ બને એ અયુક્તિક લાગતું નથી.

આ મહાપુરૂષની જગત્‌ના સામાન્ય મનુષ્ય કરતાં, વિચિત્ર કૃતિ છે, કારણ કે જગત્‌નાં સાધારણ માણસો, પોતાપર રાગ અને બીજાપર દ્વેષ કરે છે, આ મહાપુરૂષ પોતા-

સિવાય સર્વપર રાગ અને પોતાનાપર દ્વેષ કરે છે. માટે રાગ-દ્વેષ પૂરાં ગયાવિના તેમને મોક્ષ કેમ થાય ?

આ રીત પ્રમાણે બુદ્ધ મહારાજ એકલા માણસ ઉપરની કરૂણાથી શાંત થતા નથી, તે ગંગા કે સિંધુ–નદી જેવા કરૂણાનદ નથી, પરંતુ સ્વયંભૂરમણ સરખા કરૂણાળુ હોય, એવા જણાય છે, અને નીચે પ્રમાણે પોતાને માટે નિકાચિત કર્મ બાંધતા હોય તેવી સખ્ત ભાવના ભાવે છે.

આ જગત્ના સર્વ જીવો અજ્ઞાન કે દુઃખ ખમતાં હોય અને હું શું નિર્વાણ મેળવું આ મને દેખતાં મારી નજીકમાં આવેલા નિર્વાણનો હું ત્યાગ કરૂંછું. અને જ્યાંસુધી સર્વ જીવો, સર્વ કાળે, સર્વ દેશે નિર્વાણ પામે નહીં, ત્યાંસુધી તેઓનાં પાપો–દુઃખો હું વારંવાર ભોગવીશ પરંતુ તેઓમાંનો કોઇપણ જીવ નિર્વાણ પામ્યા વિના નહીં રહે ત્યાંસૂધી વારંવાર તેઓનાં દુઃખો ભોગવવાને હું શરીર ધારણ કરીશ, કારણ જો હું મોક્ષે જાઉં તો તેઓનાં દુઃખો મને ભોગવી શકે નહીં, માટે તે દુઃખો જેમાં હું ભોગવી શકું એવાં શરીરો ધારણ કરતો કરતો જ્યારે સર્વ જીવો, સર્વથા, મોક્ષે જાય ત્યારપછી મને નિર્વાણ હો.

આ મહાકરૂણાના સ્વયંભૂરમણ સમુદ્ર અનાદિ કાળના સકળ જીવોપર, પાપને પોતે ભોગવી, ધોઇ નાંખશે. પરંતુ આ કેસ પણ ઉપરનાં કરતાં શ્રેષ્ઠ હોવા છતાં, સર્વપર રાગ અને પોતાપર દ્વેષવાળો છે, માટે એને પોતાપર પણ દ્વેષ પૂર્ણપણે કાઢવો જોશે. અને એમ સમજાશે કે હું ક્રાઇસ્ટ પણ

એક મનુષ્ય છું, તો મારાપર પણ કરૂણા કરી મને દુઃખમાંથી છોડવું, જ્યારે બુધ્ધને એમ જણાશે કે હું પણ આ સકળ જીવોમાંની એક વ્યક્તિ છું, તો મ્હારે મારા ઉપર પણ કરૂણા કરવી ઘટે. આમ જ્યારે પૂર્ણપણે સર્વમાંથી પોતા સુદ્ધાં કરૂણા થઈ કે પોતાપર દ્વેષ કર્યાનું પણ પાપ ધોવાઈ જશે. એવું છેવટે તેમને પણ કરવું પડશે.

પરંતુ જૈનમાર્ગ બીજી યુક્તિ જણાવે છે, અને તે યુક્તિ વડે રાગદ્વેષ સરળતાથી ચાલ્યા જાય છે. તે પહેલાં સ્વદયા કહેછે, અને પછી પરદયા કહેછે, અન્ય પહેલાં પરદયા કહેછે, અને પછી સ્વદયા કહેછે. પરંતુ સ્વદયા અને પછી પરદયા; કે પરદયાને પછી સ્વદયા એમ સર્વાળે બન્ને સરખું લાગેછે, અને બન્ને માર્ગો આશય, અશેષ જીવો સર્વ જીવો-પોતા સુદ્ધાં સર્વજીવોપર દયા એમજ છેવટે આવી જાયછે. માટે તેમાં કંઈ વિરોધ જેવું નથી. પરંતુ રીતિ જૂદી છે વિવિધતા છે, એક માણસને જમણો કાન દેખાડવાને કહ્યું તો તેણે ડાબે હાથે જમણો કાન દેખાડ્યો. એટલે ફરી ફરી સર્વનાપર કરૂણા કરી, અંતે પોતાપર આવ્યો એટલે જમણા કાનપર આવ્યો. અને બીજો માર્ગ (જૈન) માર્ગ પહેલાં જમણે હાથે જમણો કાન પકડી એટલે પોતાપર કરૂણા કરી, સ્વદયા સર્વથા પાળી, ડાબે હાથે ડાબો કાન પકડે છે, એટલે બધા જીવપર પોતે કરૂણા કરે છે.

આ રીતિ એવી સુગમ છે કે, સર્વને સરળ થાય, કારણ કે પોતે જ્યારે સર્વ જીવને દુઃખ આપવાનું મૂકી

પોતાને શાંતિ રહે; સર્વ પાપને દૂર કરી પોતે નિર્મળ થાય; ને જે સુખાનંદ ભોગવે છે, તેવું બીજાને કરવા મથે છે. જીવપાસે એક એવું ધોરણુ ( Standard ) છે કે, તે પોતાના ધોરણુવડે જૂદી જૂદી રીતે પોતાનાજ—સિદ્ધાંતે ( Principal ) પણુ બીજાનાં પાપ–દુઃખો દૂર કરી શકે છે. ખરેખર, તે પાપ કે દુઃખ શું છે એ જેને પોતાનાં પાપ-દુઃખ મટાડવાના અનુભવવિના બીજાનાં પાપ–દુઃખ મટાડવાને પોતાના પ્રયત્નમાં કેમ સફળ થાય ?

માટે સ્વદયાના ધોરણુવડે પરદયા કરવી એ શ્રેષ્ઠતર છે.

પરમાર્થી થઈ પછી સ્વાર્થી થવું, કે સ્વાર્થી થઈ પછી પરમાર્થી થવું એ બેઉનાં કરતાં ત્રીજું એક પ્રતિભાસે છે તે એ છે કેઃ–

સ્વાર્થી[1] સર્વથા થવું એ ઉત્તમાંગ છે.

આ ચૌદરાજ લોકના ચોરાસી લક્ષ યોનિમાં મધ્યમાં પોતાનું સ્થાપન રાખી જોવું કે કયાં કયાં પાપ છે, જ્યારે જ્યારે પરમાં જણાય ત્યારે ત્યારે તે દૂર કરવું. અને જ્યારે જ્યારે સ્વમાં જણાય ત્યારે ત્યારે પણુ દૂર કરવું.

એમ મારૂં તારૂં મૂકી, આ ચૌદ રાજના સકળ જીવોમાં જ્યાં જ્યાં પાપ હોય ત્યાં ત્યાંથી દૂર કરવું. અઢાર પાપસ્થાનક મટાડવાં.

---

૧ સ્વાર્થીઃ—સ્વ એટલે આત્મા તેનો અર્થ જેને છે. તો પણ સ્વાર્થી, પોતાને સુખ હોય ને બીજા આસપાસનાને ન હોય ત્યાંસૂધી એહવાં પાપો સુખી ન હોય માટે સર્વત્ર સુખ કરવું એજ સ્વાર્થ છે.

એવી દૃષ્ટિ રાખી તેમ વર્તવું ઠીક લાગે છે. મારાં પાપ કે આ ચૌદ રાજલોકના સકલ જીવ બાંધવોનાં પાપ, એમ નહીં ગણી, મારાં તારાં ન ગણી પાપમાત્ર ગણી જ્યાં હોય ત્યાંથી દૂર કરાય. તો આ અસાર સંસાર થાય. અને સંસાર જઈ અહીંજ મોક્ષ થાય. અને સાદિ અનંતસુધી સાક્ષાત્કાર સ્વરૂપનો થઈ રહે.

ભેદજ્ઞાનથી ભવપારતા.

**जीव देह बे भिन्न छे, भिन्न सकल व्यवहार;**
**तज पर पुद्गल जीव ले, तो पामे भवपार. ५४**

**ભાવાર્થ:**—જીવ અને દેહ એ પરસ્પર અત્યંત ભિન્ન છે, સમગ્ર વ્યવહાર ક્રિયા પણ જીવની સ્વાભાવિક ક્રિયાથી ભિન્ન છે, માટે ભિન્ન એવા પુદ્ગલને જીવદ્રવ્યથી સંપૂર્ણ જૂદો સમજી પુદ્ગલદ્રવ્યને પરરૂપ જાણી તેનો ત્યાગ કરી, જીવદ્રવ્યને નિજરૂપ ગણી ગ્રહણ કરવાથી જન્મ મરણ-વાળા આ ભવસમુદ્રનો પાર પમાય છે.

“ જીવ દેહ બે ભિન્ન છે ”

**પરમાર્થ:**—જેમ લાકડામાં અગ્નિ વ્યાપ્ત છે. જેમ દૂધમાં માંખણ વ્યાપ્ત છે, જેમ તલમાં તેલ વ્યાપ્ત છે, તેમ તનમાં જીવ વ્યાપ્ત છે. પરંતુ લાકડું જેમ અગ્નિ નથી તેમ તન એ કંઈ જીવ નથી. જેમ દૂધ એ માંખણ નથી. પરંતુ તેમાં ગુપ્ત રહેલું, વ્યાપ્ત તે માંખણ છે. તેમ દેહ એ જીવ નથી, પરંતુ તેમાં વ્યાપ્ત એવું જે સારરૂપ છે તે જીવ છે. જેમ તલ

એ તેલ નથી, પરંતુ તલમાં રહેલું સ્નેહ એટલે તેલ તેજ તેલ છે, તેમ તન એ જીવ નથી, પણ તનમાં રહેલો સ્નેહ-રૂપ જીવ તે જીવ છે, તન કંઈ નથી.

"ભિન્ન સકળ વ્યવહાર."

તેમજ આ જગત્‌ના ખાન પાન વ્યવહાર જે દેહથી થાય છે, અથવા શાસ્ત્રપઠન કે ગુરૂવાક્ય શ્રવણ જે ઇંદ્રિય-થી મેળવાય છે. સામાયિક, પૂજા, પ્રતિક્રમણ એવી જે ભેદ જ્ઞાનવિનાની ધર્મ કરણી કરાય છે, તે ધર્મકરણીરૂપ વ્યવહાર **આત્માથી**—જીવથી ભિન્ન છે. ભેદ જ્ઞાનવિનાનો વ્યવહાર તે વ્યવહારને અર્થે થાય છે, એટલે દેહ કરે છે; અને દેહને માટે થાય છે, જો અશુભ વ્યવહાર કરે તો અશુભ દેહ મેળવે અને શુભ વ્યવહાર કરે તો મનુષ્યના અને દેવતાદિના શુભ દેહ પ્રાપ્ત થાય. આમ ભેદજ્ઞાન વિનાનો વ્યવહાર દેહથી થાય છે, અને અશુભ કે શુભ એવા દેહને માટેજ થાય છે, માટે એ વ્યવહાર પણ દેહ જેમ જીવથી જુદો છે, તેમ દેહથી થતો એ વ્યવહાર પણ જીવથી અત્યંત ભિન્ન છે, માટે જેમ રૂપી એવા દેહથી કરેલો અશુભ કે શુભ વ્યવહાર જેમ દેહને માટે થાય છે, તેમ અરૂપી એવા જીવથી કરેલો વ્યવહાર ( નિશ્ચય જ્ઞાનરૂપી ) અરૂપી એવા આત્માને અર્થે થાય છે.

જેમ અશુભ વ્યવહાર અશુભ પુદ્‌ગલોને આકર્ષી અશુભ દેહાદિ વારંવાર મેળવતો જાય છે, ને શુભ વ્યવહાર શુભ દેહાદિ મેળવે છે તેમ અશુભ અધ્યવસાયે જીવ આ-

ત્માને કષાયાદિથી મલિન કરતો જાયછે. અને શુભ અધ્યવસાયે આત્માને ધવલ કરતો જાય છે. એ અશુભ અધ્યવસાય જે ક્રોધાદિ એટલે ક્રોધ, માન, માયા ને લોભ વગેરેથી થાય છે, તેમ શુભ અધ્યવસાય, ક્ષમાદિ એટલે ક્ષમા, નમ્રતા, સરલતા, અને નિર્લોભતા આદિથી થાય છે. એ બે અધ્યવસાય ઉપરાંત ત્રીજો અધ્યવસાય છે, તે અધ્યવસાયને શુદ્ધ અધ્યવસાય કહે છે. અને તેમાં અધ્યવસાય કેમ રહે તે હવે કહેશે. જેમ વ્યવહાર અશુભ, શુભ અને ત્રીજો શુદ્ધ પણ હોય છે. તેમ અધ્યવસાય પણ અશુભ, શુભ, ને ત્રીજો શુદ્ધ પણ હોય છે. અશુભ વ્યવહાર, અશુભ પુદ્ગલ, અને શુભ વ્યવહાર શુભ પુદ્ગલ પરંતુ શુદ્ધ વ્યવહારે (જે નિશ્ચય દૃષ્ટિ હૃદયમાં રાખી તપાદિ કરવામાં આવે છે; તેથી નાશવંત દેહ જઈ અવિનાશી દેહ મેળવાવે છે. એટલે) સિદ્ધરૂપ પ્રાપ્ત થાય છે. તેમ અશુભ અધ્યવસાયે ક્રોધાદિનું મલિનપણું વધે છે. અને શુભ અધ્યવસાયે ક્ષમાદિનું ધવલપણું વધે છે. જેમ શુદ્ધ અધ્યવસાયે જળનાં મલીનપણાને કતકફળ દૂર કરી દે છે, તેમ અરૂપી અશુભ અને રૂપી શુભ કર્મને દૂર કરનાર શુદ્ધ અધ્યવસાયરૂપ વિવેક અથવા નિશ્ચય સમ્યકત્વ–ભેદજ્ઞાનને આત્માને નિર્મળ કરી દે છે. માટે, તે ભેદ જ્ઞાનવડે, એટલે જડને જડ જાણી જાને જીવને જીવ જાણીને—

"તજપર પુદ્ગલ જીવલે." એટલે જેમ લાકડામાં વ્યાપ્ત અગ્નિ જેમ કોઈ અગ્નિવડે બાહાર આણી શકાય.

અથવા લાકડે લાકડું ઘસી બહાર અણાય તેમ જેણે કેવળ-જ્ઞાનરૂપ જ્ઞાનાગ્નિ પ્રાપ્ત કર્યો છે. તેથી આપણા પુદ્ગલ ભાવરૂપી લાકડાને સળગાવીએ અથવા લાકડામાં જેમ અગ્નિ છે. તેમ આ મારા દેહમાં હું હું કહે છે તે કોણ છે? જેમ લાકડું ખૂબ ઘસી ઘસીને-મથી મથીને અગ્નિ પ્રકટાવાવે. તેમ હું કોણ, હું કોણ એમ વારંવાર-આ અંદર હું હું કરે છે. તે કોણ છે? તે અહર્નિશ વગર અટકે શોધ્યા કરીએ તો એ રીતે પણ લાકડામાંની અગ્નિની પેઠે હું એટલે ચૈતન્ય પ્રગટ થઈ જાય છે. ને જેમ લાકડું બળી તેની રાખ અહીં પડી રહે છે. અને તેમાં રહેલી હવા જૂદી જૂદી ઓકસીજન હાઇડ્રોજન કારબોન હવામાં મળી જાય છે! તેમ હું કોણ, હું કોણ એમ વિચાર ઘર્ષણથી અથવા કેવળજ્ઞાનીએ કહ્યું કે તું આત્મસ્વરૂપે હું તેવો તું માટે હે આત્મા! તારા આત્માને જાગૃત કર. તો તે વચનથી દેહભાવની રાખ આ જગત્માં પડી રહેશે, ને ક્રોધ-માન-માયા-ને લોભ-રૂપી ઓકસીજન હાઇડ્રોજન કાર્બોન મોહા-કાશમાં મળી જશે. પરંતુ પેહેલાં જેમ લાકડાનો અગ્નિ રાખથી ને હવાથી છુટો પડી, અદૃશ્ય અગ્નિ તત્વમાં જાય છે. તેમ દેહભાવની રાખ, ને હવા ગયા પછી ચૈતન્ય-ભાવનું તત્ત્વ જ્યાં છે; ત્યાં જીવ શિવરૂપે જઈ રહે છે, એટલે સિદ્ધભાવ પામે છે.

જેમ દૂધમાંથી સારરૂપ માંખણ કાઢવામાં આવે છે,

તેમ તનરૂપ દૂધમાંથી જીવરૂપ માંખણુ છૂટું પાડી શકાય. દૂધની છાશ કરી તેને વલોવે અથવા દૂધનું દૂધ લેઇ ડેરી-કમ્પનીમાંના સંચામાં નાખી તેમાંથી માંખણુ મેળવી શકાય છે. જેમ એ બેમાંથી ગમે તે રીતે માંખણુ મેળવ્યા પછી જેમ છાસ જૂદી પડી રહે છે, કે પાતળું સંચામાંથી નીકળ્યા પછી સ્વાદ વગરનું દૂધ બાકી રહી જાય છે. તેમ આ દેહને જિનધર્મરૂપ દ્રવ્ય મટકામાં રાખી, જેમ રાત્રે શાંત હોઇએ તેમ શાંત વખતે ગુરૂ ઉપદેશરૂપી આત્મબોધનું મેળવણુ નાંખીએ. તો આપાણું દૂધ જેમ સવારે દહીંરૂપ થઇ રહે. તેમ આપણો આત્મા આ સંસારભાવથી કંઇ ખટાશવાળો થાય કે વ્રતાદિ દોરીઓ મનરૂપી વલોણાને બાંધી વલોવવામાં આવે તો માંખણુરૂપી જીવ જીવસ્વરૂપે તરી આવે, અથવા પોતે ઇંદ્રિયોરૂપી દોરી અને મનરૂપ રવૈયો આ દેહરૂપી મટકામાં એ મનરૂપી રવૈયાને ફેરવે કે હું કોણુ, હું કોણુ એમ વારંવાર હલાવે તો જેમ માંખણુ દૂધથી જુદું વિલાયતી સંચામાં પડે છે, અને નિઃસત્વ દૂધ કોરે રહી સત્વવાન્ જોરાવર માંખણુ તરી આવે છે. તેમ દેહભાવરૂપી નિઃસત્વ દૂધ જૂદું પડી આત્મભાવ દૂધ મહાબળવાન્ અનંત વીર્યવાળું આત્મતત્વરૂપી માંખણુ નીકળી આવે છે?

જેમ તલમાંથી તેલ કાઢયા પછી તલ છૂટા પડી બળદાદિ પશુને ખોળરૂપે ખાધાના કામમાં માત્ર આવે છે;

તેમ દેહભાવથી જીવભાવ જૂદો પડ્યા પછી, દેહભાવને પશુ જેવા માલવગરના માણસોજ સેવે છે. પરંતુ જૈન માણસો તો તેલને સેવે છે. તેમ સમ્યક્ત્વ દૃષ્ટિ માણસ જીવભાવનેજ સેવે છે. જીવના અનંત જ્ઞાનાદિ સ્નેહનોજ આસ્વાદ લે છે, પરંતુ તલને પીલ્યાવિના તેલ ને ખોળ જૂદો પડે નહીં. તેમ યોગવિદ્યારૂપી ઘાણીમાં આ દેહભાવરૂપી તેલને નાંખ્યાવિના જીવરૂપી તેલ (સ્નેહ) જૂદો પડે નહીં. (મને જેમ મારો, તેમ સર્વને સર્વનો જીવ વહાલો છે. એવી સમભાવરૂપી સ્નેહ એ યોગવિદ્યારૂપી ઘાણીમાં પીલાયાવિના નીકળે નહીં)

નિષ્કર્ષ—આ પ્રકારે માત્ર ભેદ જ્ઞાન એટલે જીવને પુદ્ગલ એમ જૂદા છે. એમ જાણવામાં આવ્યા પછી પણ જાણવા માત્રથી નહીં. પરંતુ જણાયા પછી ક્રિયામાં પણ લાકડામાંથી અગ્નિ, દૂધમાંથી માંખણ ને તલમાંથી તેલ પ્રયોગવડે જૂદાં પાડી શકાય છે, તેમ યોગાદિ વિદ્યાથી ભેદ જ્ઞાનવડે પુદ્ગલને તજવાં અને આત્માનેજ આત્મા એમ નિશ્ચયપણે અનુભવતાં અનુભવતાં સત્વર ભવસમુદ્ર તરાય છે. એટલુંજ નહિ પણ લાકડાં જેમ બળી રહ્યા પછી અગ્નિ અગ્નિતત્ત્વને જેમ મળે છે. છોડ નીચે રહી તેલ ઉપર તરી રહે છે. જેમ છાસ નીચે રહી કે નિઃસત્વ દૂધ નીચે રહી માંખણ ઉપર ઉપર તરી રહે છે. તેમ દેહભાવ નીચે રહી આત્મભાવ ઉંચે ચડે છે. વિ. વિ. ભાઇઓ, બેનો, માતાઓ અને પિતૃ

નિર્વિશેષ માનવો ઉપર તરી રહે છે. એ વચનનું રહસ્ય શું? જે ચૌદરાજ લોકને અંતે તરીને રહ્યા છે. તેમ તે રહે છે. સિદ્ધસ્વરૂપ સત્વરૂપે નિરંતર રહે છે. એટલે ભવને પાર સાદિ–અનંત સૂધી રહે છે. અને આમ અનુભવે છે કે,

લોકકે અંત વસે મુજ [1]આતમ.
નૌતમ કીર્ણુ અહીં પ્રસરે છે.
સૃષ્ટિ વિશે અતિ સુંદર
નિહાળી સુધારસ અહીં વર્ષે છે. ॥ ૧ ॥
જ્ઞાન તો રૂપ અરૂપ તો દર્શન.
ચરણુ વિશે ઉલટે પલટે છે.[2]
એમ રમણુ કરતો હું લાલન.
રત્ન ત્રયી મહિ નિત્ય વસે છે. ॥ ૨ ॥

---

(૧) સકર્મ હોય ત્યાંસુધી જીવને અકર્મ થતાં આત્મા શબ્દ ધર્મગ્રંથમાં પરિભાષા તરીકે યોજવામાં આવે તો કેટલોક ગોટાલો નીકળે, ને શાસ્ત્રો સમજવાં **આદર્શ** જેવાં લાગે. સકર્મ અવસ્થા ને નિઃકર્મ અવસ્થા **તેજ વસ્તુ**ની હોય ત્યારે અવસ્થા અંતરે શબ્દ પણ જૂદો હોય તો સમજવું સરલ થાય.

(૨) જ્ઞાન વિશેષ ઉપયોગ ને દર્શન સામાન્ય ઉપયોગ આત્મારૂપી વિશેષ ઉપયોગમાં ને આત્મત્વરૂપ સામાન્ય ઉપયોગમાં આત્મા એમ ઉલટે પલટે એટલે જ્ઞાનથી દર્શન ઉપયોગમાં ને દર્શન જ્ઞાન ઉપયોગમાં રમણુ કરે. ચારિત્રભાવે એટલે જ્ઞાન, દર્શન રહે, તો **લાલન** એટલે ચૈતન્ય તે રત્નત્રયી ચરિત્રમાં હવે વસે.

નાસ્તિક કોને કહેવો ને તેની શી ગતિ?

**जे नव जाणे जीवने, वळी न कहे छे जीव;**
**ते नास्तिक भवमां भमे, थाय दुःखी सदैव. ५५**

**ભાવાર્થ**–જે જીવ શું છે એમ (ભેદ જ્ઞાનવડે) જાણતો નથી. અને વળી જીવ એવું કંઈ છે એમ માનતો પણ નથી. તે નાસ્તિક કહેવાય છે. અને તે ભવોભવમાં ભટકી હમેશાં દુઃખ પામી રહે છે.[2]

**પરમાર્થ**–નાસ્તિક એટલે આત્મા છે એવું નહિ માનનારા અથવા આત્મા છે કે નહીં. તેની શોધ કરી તેને નહિ જાણનારા નાસ્તિક કહેવાય છે. કોઈ એમ કહે છે કે, આત્મા નથી તો તે પણ ખોટું નથી. કારણ કે, આત્મા નથી એવું જે જાણે છે તેજ આત્મા છે. જ્ઞાન એજ

---

૧ **सदैव=सदा**–હમેશાં, एव જ સદાજ.

૨ આ દેશમાં ચાર્વાક અને પુદ્ગલાનંદી માણસો યૂરોપ, અમેરિકામાં થયેલા ઓગણીસમી સદીના ઘણાક સાયન્ટિફિક માણસો (Scientific men) પોઝીટીવ સાયન્સ વાદીઓ એટલે જતૃતમાં માત્ર એક તત્વજ છે. અને તે જડ પરમાણુઓ છે, મતાવલંબીઓ આમ માનતા હતા. પાશ્ચાત કેટલાક પરંતુ આપણા દેશમાં જેમ ચાર્વાક આત્મા નહીં માનવાથી મિલના ટીંડોલ, ડાર્વીન, બ્રાડલો આત્મા ન માનવા છતાં નીતિવાન્ હતા ને ગણાય છે. મી. બ્રાડલો અનીતિવાન્ ગણાયો તેમ નીતિનો ઉપદેષ્ટા થયા ઉપરાંત જગતના હિતને માટે નીતિમાંજ સુખ છે. એમ તેણે પોતાનાં વર્તનથી જાહેર કર્યું છે.

આત્મા છે. હવે જે વ્યક્તિરૂપ માણસ પોતે છે. આત્મા એટલે જ્ઞાન અને પોતાને ધારે કે હું દેહ છું, તેથી તેને દેહભાવ ધરે છે. જે પોતાને ધારે છે તે પોતે બને છે. દેહ એ હું એવો મમત્વ દેહસાથે દઢભાવ પામી દેહજ ધારણ કરી ભવોભવમાં ભટકે છે અને દેહને જે જાણે છે તે હું, અને એ હુંની સાથે એકતા થાય તો મોક્ષ પામે છે.—નિર્વાણ પામે છે.

વળી જીવ કદાચ દેહનેજ હું ગણે ને આત્માને એટલે પોતાને ન જાણે તેથી ઘણાં ઘણાં ભવો કરે એ ખરૂં. અને તેથી આત્મા અનાત્માનો સંગ છોડે નહીં; ને રખડે, એ પણ ખરૂં, તોપણ મૂળે આત્મા કોઇ દહાડો અનાત્મા થશે નહિ. એટલે કે કોઈ પણ કાળે જ્યારે પોતે કોણ છે, એવું જાણશે એટલે પોતાની તરફ જોશે કે પોતે કોણ છે. એ તેને મલી આવશે. ને રખડે એ પણ ખરૂં, પરંતુ તેથી મૂળે આત્મા કોઇ દહાડો અનાત્મા થશે નહીં. એટલે કે, કોઇ પણ કાળે જ્યારે પોતે કોણ છે, એવું જણાશે એટલે પોતાની તરફ જોશે કે પોતે કોણ છે. એ મળી આવશે.

આ દુહામાં નાસ્તિકની વ્યાખ્યા બે પ્રકારે આપી છે. એક તો એક પોતે પોતાને એટલે આત્માને જાણે નહિ. અને બીજું આત્મા છે એવું કબુલ પણ ન કરે. આ બીજું વાક્ય એ છે કે, આત્મા છે એમ કબુલ ન કરે. એ પણ એટલા નિંધ નથી. પરંતુ જે એવા હઠવાદી હશે કે,

તમે બતાવો, સમજાવો, એમને માટે માર્ગ કહો કે, આમ ઓળખાય, આમ અનુભવાય, તે છતાં તપાસ ન કરે તે બિચારાનું કેમ થતું હશે, તે ખરેખર શોચનીય છે. બાકી એવા જીજ્ઞાસુ પણ હોય છે કે, જે સત્યવાદી હોય એટલે પોતાના ક્ષય ઉપસમ પ્રમાણે જે સત્યવાદી હોય તે કદાચ પોતાને અનુભવ ન હોય ત્યાંસુધી તે વસ્તુ છે એમ ન માને, પરંતુ બીજા જેને અનુભવ છે તે જાણતો હોય તેને કહે છે કે, તું જાણે છે પણ હું નથી જાણતો અને અનુભવ નથી માટે હું નહિ માનું, આવા સત્યવકતાને જે હઠથી વા વગર તપાસે આત્મા નથી એમ કહે છે, તેવો નાસ્તિક ગણવા એ ઠીક નથી. આ જો કે નાસ્તિક છે પણ તપાસમાં છે તો તેને આત્મ-સાક્ષાત્કાર જલદી થવા સંભવ છે.

વળી આત્માનો સાક્ષાત્કાર જેને છે તે આત્મા છે. એમ કહે એવા અનુભવી થોડાજ છે. બાકી બીજા બધા આસ્તિક માનવજાત હાલમાં પણ જેને આત્મસાક્ષાત્કાર થયો છે તેના ઉપર શ્રદ્ધા રાખી વહન કરે છે. તે પોતે ભવસમુદ્રથી તરીજશે નહિ. પરંતુ જે મહાપુરૂષોમાં શ્રદ્ધા છે. તે મહાપુરૂષ જેમ પોતાને પોતે અને આત્માને આત્મારૂપે જાણ્યો છે. તેમ પોતે પણ તેને ધોરણે તેમની પેઠે જાણશે. ધીમે ધીમે જ્યારે ત્યારેજ દેહભાવ મટી આત્મભાવથી ભવસમુદ્રને તરશે. કારણ કે દેહમાં હું એમ થાય કે, દેહ સાથે રહેવાથી ભટકાય છે, ને આત્મામાં હું એમ થયું કે આત્મા, સ્થિર, જ્યોતિમય, જ્ઞાનમય હોવાથી

કયાં ભટકાય, ને તે કયાં જવાય કે, કયાં અવાય તે સર્વ
જાણે એજ છે-પોતેજ છે એમ સર્વ જાણવું તેજ આત્મા છે.

હવે આ લાલનનું શરીર લાલનમાં રહેલો હું દેખુંછું.
આ મણિબેનનું શરીર પણ દેખાય છે. આ તેમનાં ભાભી
પણ દેખાય છે. આ વીર પણ છે. આ ઘર પણ જેમાં
લાલનનું શરીર છે, તે દેખાય છે. ઘરની બહાર બીજાં
ઘરો છે. આ ઘર સમુદાય મુંબઈની બહાર બીજાં ગામો
છે. આ ગામના સમુદાયરૂપ દેશ છે. આ દેશના સમુદાયરૂપ
એશીયા ખંડ છે. અને આ સર્વ ખંડના સમુદાયરૂપ આ
પૃથ્વી છે. તેમજ ગૃહો છે. અને સૂર્ય ચંદ્ર છે. એવા અનેક
વિશ્વો છે. આ આખું ચૌદરાજ લોક છે. પરંતુ તે બધું
કોણ જાણે છે. આ ચેતન તે જાણનારજ હું આ દૃશ્ય
એવું ચૌદરાજ લોક તે હું નહીં, આમ જાણનાર હું એમ
થતાંજ દેહભાવમાં રાગરૂપ ચિકાશ જવાથી નિર્જરા થાય
છે. અને આજે જણાય છે, એવો નાશવંત દેહ એ હું
એમ થતાં દેહને યોગ્ય એવા કર્મ પુદ્ગલો ખેંચાઇ આવી
તેને મળતાં જાય છે. ને તેથી ભવોભવ મટતા નથી પણ
વધે છે.

શ્રદ્ધા એ અવશ્યની છે. પરંતુ તેનો સદુપયોગ આમ
થાય છે. લાલને અમેરિકા જોયો. તમે કહો કે, અમેરિકા
પૃથ્વીમાં છે એવું અમે માનીએ નહિ. ત્યારે લાલન કહે છે
કે, ચાલો તમને બતાવું તમે કહો કે, અમે માનીએ પણ
નહિ. અને આવીયે પણ નહીં. આ તો હઠવાદ. પરંતુ જેણે

એ ખંડ જોયો હોય, તેણે તો જાણ્યું તેમાં શ્રદ્ધા રાખી, પોતે પ્રસંગ આવે ત્યારે જોવું. તેથી પોતાને–સાક્ષાત્કાર થાય છે. માટે શ્રદ્ધાનો લાભ લઈ પોતે જાણીએ તોજ આપણે આત્મજ્ઞાન જેને થયું છે, તેવું થઈ આપણે ભવ-ભ્રમણ કરતા અટકીએ. માટે જે માહાત્મા જેણે આત્મા જોયો છે; એવા આપ્તના વચનપર શ્રદ્ધા રાખી, આપણે પણ આત્મસાક્ષાત્કાર કરવો અને જ્યાંસુધી નહીં થાય ત્યાંસુધી આ દુહામાં કહ્યા પ્રમાણે આપણે પણ નાસ્તિક ગણાઈશું અને આપણું ભવભ્રમણ ત્યાંસુધી મટશે નહીં. માટે આપણી નાસ્તિકતા ટાળવા આપ્તોએ કહેલે માર્ગે ચાલવું યોગ્ય છે.

રત્નમાં પ્રકાશ ગુણ છે, તે રત્નથી જુદો નથી. તેમ જીવમાં જ્ઞાનગુણે પ્રકાશકપણું છે, તે જીવથી ભિન્ન નથી. વળી દીવામાં પ્રકાશ અને દાહક શક્તિ છે. તેમ અંતરાત્મામાં કોઇક અંશે કર્મને દહન કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. અને પ્રકાશ કે જે જ્ઞાન ગુણ તે તો છેજ. પછી આ અંતરઆત્મા જ્યારે પોતાના વીર્યથી તમામ કર્મને દહન કરી નાંખે છે, ત્યારે તે તેમાં સૂર્યના જેવો પોતાનો પ્રકાશક ગુણ અને અનંતજ્ઞાન, દર્શન, વીર્ય અને સુખ ગુણ પ્રગટે છે, અને જેમ સૂર્યમાં પ્રકાશક ગુણ સાથે દાહક ગુણ હોવાથી બીજી વસ્તુ રહી શકતી નથી, તેમ નિર્મળ આત્મામાં કર્મમલ હોતો નથી, તેમજ તેને તેવો મળ લાગી શકતો નથી.

દુધનું દૃષ્ટાન્ત-જેમ દુધમાં ઘી છે, તેમ દેહમાં આત્મા છે. જે બહિરાત્મા છે,-તે પોતાને આત્મા (દેહથી ભિન્ન) નથી માનતા. તેઓમાં આત્માપણું જેમ દુધમાં ઘી વ્યાપીને રહ્યું છે, તેમ દેહમાં આત્મા વ્યાપીને રહ્યો છે. દહીં એ દુધની બીજી અવસ્થા છે. દુધરૂપ આત્મામાં સદ્ગુરૂના વચનરૂપ મેળવણ પડવાથી આત્મારૂપ ધૃત જુદું થવામાં માત્ર બાંધેલાં કર્મો ભોગવી લેવાં તેટલોજ કાળ અવશેષ રહે છે. તેમ બાંધેલાં કર્મો ભોગવાઇ જતાં અંતરાત્મા જરૂર પરમાત્મપણાને પામી જાય છે.

જીવ ઓળખવાનાં ઉદાહરણો.

**रत्न दीप रवि दुधदहीं, घी पीपर ने हेम,**
**स्फटिक रजत ने अग्नि नव, जीव जाणवो तेम.५७**

**ભાવાર્થ:**—રત્ન, દીપ, રવિ, દુધદહીં, ઘી, પીપર, સ્ફટિક, સોનુ, રૂપું અને અગ્નિ આ ઉદાહરણોથી જીવને સમજવો.

જેમ શુદ્ધ ધૃતમાં સ્નિગ્ધતા આદિ રહેલાં છે તેમ શુદ્ધ આત્મામાં બીજી પરવસ્તુ ન છતાં જ્ઞાનાદિ અનંતગુણો રહેલા છે.

પીપરનું દ્રષ્ટાંત.-પીપરમાંથી તીખાશ કોઇ જુદી કાઢી શકે નહીં,-સાકરમાંથી મીઠાશ જુદી નીકળે નહીં, તેમ આત્મામાંથી જ્ઞાન જુદું પડી શકતું નથી.

હેમનું દ્રષ્ટાત-સોનું, અનેક કટક, કુંડળ, હાર વિગેરે કરવાં છતાં સોનું જેમનું તેમ રહે છે, તેમ નારક, તીર્યંચ, દેવ,

મનુષ્ય ગતિમાં ભવભ્રમણ કરવા છતાં, આત્મા જેમનો તેમ રહે છે.

સ્ફટિકનું દ્રષ્ટાંત-સ્ફટિકરત્ન, પારદર્શીક પથ્થર છે. આ પથ્થર પાસે જેવો રંગ મુકિયે તેવો તે પથ્થરનો રંગ દેખાય છે, પણ વાસ્તવિક જોતાં તે પથ્થરનો રંગ નથી, પણ તેની પાછળ રાખેલી વસ્તુમાં રંગ છે. તેમજ કેટલાક આત્મા ક્રોધી, માની, માયી અને લોભી દેખાય છે, તે આત્માનો સ્વભાવ નથી, પણ વિભાવમાં અજ્ઞાનતાથી વર્તતાં લાગેલાં કર્મોનો સ્વભાવ છે. જ્ઞાન થતાં આ અજ્ઞાનતા દૂર થાય, એટલે સ્ફટિકની પાછળનો ઉપાધીરૂપ રંગ કાઢી નાંખતાં સ્ફટિક જેમ નિર્મળ થાય, તેમ વિભાવ કહાડી નાંખતાં આત્મા નિર્મળ થાય છે, માટે આત્માને સ્ફટિકનું દ્રષ્ટાંત યોગ્ય છે.

રજત-ચાંદી. જેમ છીપમાં રૂપાની ભ્રાંતી થાય છે, પણ તે રૂપું નથી. તેમ દેહમાં આત્મભ્રાંતી જગત્‌ના લોકોને થઇ છે, પણ તે દેહ એ આત્મા નથી. શુદ્ધ રત્ન જેવો આત્મા દેહથી જુદો છે અને દેહમાં વ્યાપી રહેલો છે.

બીજી રીત-જેમ ચાંદી પ્રથમ ખાણમાંથી નીકળે છે ત્યારે તે મેલસહિત હોય છે, પણ ત્યાર પછી તેના ઉપર જુદા જુદા સંસ્કારો થતાં તે શુધ્ધ થાય છે. તેમ અનાદિ કાળથી જીવ નિગોદરૂપ ખાણમાં રહેલો હોય છે. ભવિતવ્યતાને યોગે જેમ ખાણમાંથી ચાંદીની (ore) માટી આશ્રિત ધાતુ બાહાર આવે તેમ જીવ પણ નિગોદમાંથી

બાહાર આવે છે. પછી જેમ ધાતુવાળા પથ્થરો મોટા હ-થોડાથી ભંગાય છે, તેમ એકેંદ્રી, બેરેંદ્રી, તેરેંદ્રી અને ચોરેંદ્રીની ગતિરૂપ ચાર મોટા હથોડાથી જીવરૂપ ચાંદી-ની (પ્લેટ) પર દુઃખરૂપ ઘા પડી તેનું ચૂર્ણ થાય છે. ત્યાર-પછી મનુષ્યગતિરૂપ કુલડીમાં તે ચૂર્ણ ભરાઇ સદ્દગુરૂરૂપી શોધનાર-એનેલાઇઝર તેમાંથી કર્મરૂપ મેલ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી એસીડોથી અથવા ભઠ્ઠીથી દૂર કરે છે. અને પછી જેમ શુદ્ધ ચાંદી તૈયાર થાય છે, તેમ આ જીવ પણ શુદ્ધ ચૈતન્ય શિવરૂપ થાય છે. અને જેમ ફરી પાછી ચાંદી ખાણમાં જતી નથી, તેમ જીવ ભવભ્ર-મણ કરતો નથી.

અગ્નિની ઉપમા, જીવને આપી છે તે યોગ્ય છે. કારણ કર્મથી આચ્છાદિત જીવની શક્તિઓ કાંઇ કામે લાગી શકતી નથી. તેમ આચ્છાદિત અગ્નિ પણ કાંઇ કરી શકતો નથી. પણ જેમ જેમ અગ્નિ ઉપરથી પડો નીકળતાં જાય તેમ તેમ તેનો પ્રકાશ અને તાપ ઉત્પન્ન થાય છે. તેમ આત્મા પણ તેના ઉપરનાં કર્મરૂપી પડો નીકળી જાય, ત્યારે જ્ઞાન, દર્શન, વીર્ય અને સુખ ઉત્પન્ન થવાથી શુદ્ધ આત્માપણું પામી શકે. જ્યાંસૂધી કર્મ કરીને સહિત હોય, ત્યાંસૂધી જીવ અને કર્મ ગયાં એટલે તેજ જીવ, શિવ–સુખરૂપ આત્મા છે. આ નવ દૃષ્ટાંતોથી ચૈતન્યને ઓળખી તેની સત્તા પ્રકટ કરવી. આત્મામાં અનંત શક્તિ છે પણ તે ઢંકાએલી છે,

---

૧ જ્યાંસુધી કર્મ કરીને સહિત હોય ત્યાંસુધી જીવ અને કર્મ ગયાં એટલે જીવ તેજ શિવ, સુખ, આત્મા.

તે કેમ પ્રકટ થાય? તેને માટે જે જે સ્થળે જે જે દૃષ્ટાંત યોગ્યહોય તે જોડવું. આ શક્તિ આત્મામાં નહિ પરંતુ આત્માજ પોતે અત્યંત વીર્ય છે-પરાક્રમ છે. અનંત બળ છે-ત્યારે કોઇ શંકા કરે અને આપણે શરીરને હલાવીએ, ચલાવીએ છીએ કે, જે ધરો નગર વગેરે બાંધીએ છીએ, તે શું આત્મ-શક્તિ વડે? લખવું, વાંચવું થાય છે; ટેબલ, ખુરશી, દીવો, કલમ, ચોપડી આ અક્ષરો એ શું આત્મશક્તિથી બને છે? એક ઘર બાંધે, બે બાંધે, દશવીશ બાંધે, તોપણ એની શક્તિ ખૂટતી નથી એ માણુસ શું પોતાની એ શક્તિ દેખાડે છે, તે શું શક્તિનું નામ જીવ, આત્મા, બળ એમ છે? નહિ નહિ. આ શક્તિ માત્ર સ્થૂળ અને જડશક્તિ છે. અને તે અન્નપર આધાર રાખે છે. એટલે કે, જેમ એક મિલની અંદર ઘણું સાંચાકામ હોય; પરંતુ બોઇલરમાં રહેલી વરાળ ઇંજીનદ્વારાએ જૂદા જૂદા પાઈપોમાં જઈ આખા સંચાના સમૂહને ચલાવે છે અને તે આપણે જાણીએ છીએ. વરાળ, કોલસા ને જળથી બનેલી છે; તેમ આ શરીરરૂપી મહામિલમાં પેટરૂપી બોઇલરની અંદર અન્ન-રૂપ કોલસા ને જળ નાંખી સ્થૂળ વરાળ-પેદા કરવામાં આવે છે, ને તેવડે આ શરીર સંચો ચાલે છે. માટે એ સ્થૂળ શરીરસામર્થ્ય જેમ મિલમાં કોલસાનું છે; તેમ આમાં અન્નનું છે. હવે શું આને આત્મસામર્થ્ય કહેવું? આવી મહા-બળવાળી દેખાતી વરાળ કે જેવડે આખી મિલો ને આગ-ગાડી વગેરે ચાલે છે; એવી બળવાન્ વરાળ પણ વરાળથી અત્યંત અલગ એવા ઇજનેરના કાબુમાં છે. તે

એને ચલાવે, કે બંધ કરે, કે દૂર કરે, કે જેમ પ્રવેશ કરાવે, તેમ આ સ્થૂળ શક્તિ જે દેહમાં અન્નાદિથી પ્રાપ્ત થતી દેખાય છે, કે જેના વડે શરીર વ્યવહારના સંચા ચલાવી દુનિયામાં વ્યવહાર કરી લે છે, તે અન્નાદિના નથી; પરંતુ એ એ સ્થૂળ શક્તિને ઈજનેરની પેઠે અલગ રહી આત્મા પોતાના કાબુમાં રાખે છે. આ અનંત વીર્યરૂપ ઈજનેર જે છે તે ચૈતન્ય જીવરૂપે જૂદો રહે છે. કર્મનો કર્ત્તા, તે કર્મરૂપી વરાળને ચલાવનાર, કર્મનો ભોક્તા એ વરાળથી પ્રાપ્ત થએલ વસ્તુને ભોગવનાર અને કર્મનો હર્તા એટલે સ્થૂળ શક્તિને દૂર કરનાર ઇજનેરરૂપ છે; અને એને જ્યારે પૂર્ણપણે દૂર કરી સ્થૂળ શક્તિનો આધાર નહિ રાખે ત્યારે કેવળ આત્મા વીર્યરૂપજ શાશ્વત્ સ્થિર રહે છે, એટલે સિદ્ધગતિમાં બિરાજે છે.

દેહ આત્માની ભિન્નતા સિદ્ધ કરે છે.

**देह आत्मा भिन्न छे, जेम सोनुं आकाश.**
**पामे केवळ ज्ञान तो, निजपर करे प्रकाश. ५७**

**ભાવાર્થ:**—દેહ અને આત્મા જૂદા જૂદા છે. જેમ સોનું ને (એમાં વ્યાપ્ત) આકાશ જૂદાં જૂદાં છે. આ પૂર્ણપણે જ્યારે કેવળજ્ઞાન થાય છે, ત્યારે પોતાને અને પરને પ્રકાશ કરતો આત્મા જણાઈ રહે છે.

**પરમાર્થ:**—જ્યારે આત્મા કેવળજ્ઞાનરૂપ થાય ત્યારે તે સ્વપર પ્રકાશક હોય છે, એટલે આત્મા પોતે પોતાને જાણે છે, તેમજ પર એવા જડને પણ જાણે છે. એવો

આત્મા જેમ જેમ દેહથી પોતાને ભિન્ન ભિન્ન જાણતો જાય છે, તેમ તેમ તેનો સ્વપરપ્રકાશ સાનુભવ થતો જાય છે, અને પૂર્ણપણે જ્યારે દેહને ભિન્ન જાણે ત્યારે દેહ સાથે સર્વથા એકતા છોડી દે, તો કૈવલ્ય પ્રાપ્ત થઈ રહે.

**યુક્તિ—આત્માને ભિન્ન જાણવાને.** દેહ જેમ જડ છે, તેમ મન પણ જડ છે. હવે લાકડે લાકડું ઘસીએ, તો તેમાંથી જેમ અગ્નિ પ્રગટ થાય છે, તેમ જડ એવા દેહરૂપ લાકડાનો મન એવા જડથી વિચાર કર્યા કરીએ, તો દેહને મન ઘસાઈ ઘસાઇ, જેમ બન્ને લાકડાનો પરસ્પર ઘસતાં અગ્નિ બહાર પ્રગટ થાય છે, તેમ દેહ ને મનના વિચાર ઘર્ષણથી તેમાં રહેલી આત્મજ્યોતિ ઝબકે છે, એટલે દેહ-ભાવ ઉડી જઇ આત્મભાવ થઈ રહે છે.

નિર્મળ આકાશ અને નિર્મળ આત્મામાં ભેદ.

**જેમ વ્યોમ નિર્લેપ છે, તેમ આત્મપ્રદેશ.**
**પણ જડ અંબર આત્મા, ચૈતન્ય છે પરમેશ. ૫૮**

**ભાવાર્થ:**—જેમ આકાશ નિર્લેપ છે, તેમ આત્મપ્રદેશો પણ નિર્મળ છે; પરંતુ આકાશ જડ છે અને આત્મા ચૈતન્યમય છે, અને તે તેમ હોવાથી પરમેશ્વરરૂપ પણ પોતે છે.

**પરમાર્થ:**—આત્માના એક એક પ્રદેશે અનંત કર્મ-વર્ગણા છે ખરી; પરંતુ તે આત્મપ્રદેશને ભેદી શકતી નથી. પણ આત્મા તેને ભેદી શકે છે.

આત્માને કર્મ ખીર નીરની પેઠે પણ મળે છે. તે છતાં ખીર તે ખીર અને નીર તે નીર છે. પ્રયોગવડે ખીરને

નીરથી જુદું કાઢી પણ શકાય છે, અથવા પ્રયોગવડે નીરને બાળી નાંખી માત્ર ખીરનેજ સાધી શકાય છે, તેમ ધ્યાનાગ્નિવડે દેહભાવરૂપી નીરને બાળી નાંખી, આત્મભાવરૂપી ખીર પમાય છે, અથવા ભેદજ્ઞાનવડે આત્મભાવરૂપી ખીરને દેહભાવરૂપી નીરમાંથી કાઢી લેવાય છે. તેમ આત્માની સાથે કર્મ, ખીર નીરની પેઠે જુદાં પાડી શકાય છે. જેમ કમળ જળમાં હોવા છતાં તેને પાણી સ્પર્શ કરે નહિ. જેમ આકાશ પદાર્થ સર્વમાં વ્યાપ્ત હોવા છતાં નિર્લેપ છે, તેમ આત્મજ્ઞાન સર્વમાં વ્યાપ્ત હોવા છતાં નિર્લેપ છે.

જન્મ કેમ ન લેવો પડે?

**आत्म ध्याने देहमां, जे देखे निजरूप.**
**जन्म धरी नव पय पिये, थाये शिवपुरभूप ५१**

**ભાવાર્થઃ**—આત્મા એવા ધ્યાનવડે તેને દેહમાં ખોળી પોતાનું સ્વરૂપ દેખે, તે વારંવાર જન્મ લઈ માતાનું દુધ ન પિયે, પણ તે મોક્ષ નગરીનો રાજા થઈ આનંદમાં રહે છે.

**પરમાર્થઃ**—આ દેહમાં હું કોણ છું ? એવી પ્રશ્ન પરંપરા ચલાવ્યાજ કરે, ને જેમ જણાય તેમ તેમ આગળ જતો જાય; તો સ્થિરધ્યાન થતાં પોતાને દેહમાં વ્યાપ્ત જાણે અને એમ થયું કે માતાના દૂધ પીવારૂપ વારંવાર જન્મ તેને ન થાય. પરંતુ શિવપુર–આનંદપુર–પૂર્ણાનંદ–નગરનું રાજ્ય પામે. માટે ધ્યાનદ્વારા પરમાત્માને પોતામાં ખોળવો, એ ઉત્તમ માર્ગ છે.

**ज्ञानमयी चैतन्य तन, पुद्गल तन जड जाण**
**सुतदारानो मोह तजी, शिववधुमां खुब माण. ६०**

**ભાવાર્થ:**—તારૂં ખરૂં તન તે જ્ઞાનમય અથવા ચૈતન્યમય છે, અને બીજું તન તે પુદ્ગલમય કે જડમય છે. આ બીજા તનના સંબંધે સ્ત્રીછોકરાં વગેરેના મોહમાં તું ફસાઇ રહ્યો છે. તે મોહ તજી દેતો પહેલું તન જે જ્ઞાનરૂપ કે ચૈતન્યરૂપ છે તેની સાથે સંબંધ થતાં શાશ્વત સુખરૂપ જે શિવવધુ એટલે મુક્તિરૂપી સ્ત્રી તેની સાથે તું ખૂબ વિલાસ કરીશ.

**પરમાર્થ:**—આ શરીર જે દશ્ય છે, તે પુદ્ગલ છે, એટલે એમાં પરમાણુઓ પુરાય છે અને ગળી જાય છે. પાછા પુરાય છે, અને વળી ગળી જાય છે. એમ પુરાવું અને ગળવું, જેમાં સ્થૂળ રજકણોનું છે, એવું આ તન છે, એટલુંજ નહિ પરંતુ તે જડ છે. જેમ પથ્થર માટીને કંઈ ખબર નથી, તેમ આત્માવિના દેહ પણ તેવો છે. વળી ગુમડાની માફક પુરાતા ઠલવાતા પરમાણુના જથ્થારૂપ—જડ અજ્ઞાનરૂપ તન છે. તે તનવડે તને છોકરાં સ્ત્રી, મળેલ છે. માટે એવાં ક્ષણિક સુખને છોડીને અને ઠલવાતા ભરાતા જડતનના મોહને દૂર કરીને બીજું એક તારૂં જ્ઞાનમયી શરીર છે કે, જે શરીરવડે આ દશ્ય તનને તું જાણે છે, તેને ગ્રહણ કર. જેમ આ જડ અજ્ઞાનરૂપ શરીર કંઇ જા-

ણતું નથી પણ જ્ઞાનમય શરીર પોતે જડ શરીરમાં રહી શરીરને અને આસપાસ બીજું પણ ઘણું જાણે છે, તે ગ્રહણ કરીને, અજ્ઞાન એવા તનનાં સગાં બૈરી છોકરાં વિગેરે છે તેમાંથી મોહ તજી દે તો, લોકાલોક સર્વ જાણી શકે એવું જ્ઞાનરૂપ સૂર્યસરખું શરીર તને પોતાને દેખાય.

વળી આ દૃશ્ય તન જેનો સડવાનો, ગળવાનો, પુરાવાનો સ્વભાવ છે, જે હમેશ જન્મે છે અને મરે છે, તેના સંબંધે જન્મ મરણનાં દુઃખો થયાં કરે છે. વળી એવાં દુઃખ આપનાર આ શરીરનાંજ સગાં સ્ત્રીછોકરાંપર મોહ થાય છે, એટલે અજ્ઞાનરૂપ અંધારાને જાણે ઘોર અંધકારરૂપી વ્યાજ ન મળ્યું હોય તેમ થઈ રહે છે. માટે એવાં જડ અજ્ઞાન તન અને તેના વ્યાજરૂપી બૈરી છોકરાંઓનો મોહ છોડ, એટલે ચૈતન્યરૂપ–જીવરૂપ–આત્મારૂપ–જ્ઞાનરૂપ એવાં તારા ખરાં તનને પામતાંજ મુક્તિરૂપ સ્ત્રીની તને પ્રાપ્તી થશે, અને તેની સાથે સાદિ અનંત કાળસૂધીનું અક્ષય સુખ ભોગવીશ. આ મરતાં અને જન્મતાં, પાછાં મરતાં એવા શરીરનાં સંબંધવડે, બૈરી છોકરાં મળ્યાં તોપણ તે જન્મતાં પાછાં મરતાં પાછા જન્મતાં દુઃખ સુખ, સુખ દુઃખ કર્યાંજ કરવાનાં. માટે તેનો મોહ છોડ. આ જડ શરીરરૂપ કપડાંથી વિંટાયેલા એવા જ્ઞાનરૂપ શરીરનો સંબંધ થતાં જે સ્ત્રી અવશ્ય મળશે તે સ્ત્રી શિવવધુ એટલે મુક્તિરૂપી સ્ત્રી મળશે. શિવ એટલે શાશ્વત્ સુખ–આ સ્થૂલ તનમાં જેમ દુઃખસુખ, સુખદુઃખ થાય છે તેમ નહીં;

પરંતુ શાશ્વતસુખ દિવસરાત્ર પૃથ્વીપર હોય છે તેમ નહીં, પરંતુ સૂર્યમાં જેમ હમેશાં પ્રકાશ હોય છે, તેમ તે તન મળતાં સુખ દુ:ખરૂપ નહીં પણ–શાશ્વત સુખરૂપજ સ્ત્રી મળશે; અને તેની સાથે વિલાસ ભોગવતાં ભોગવતાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય ઇત્યાદિ તને અનંત સુખોરૂપી છોકરાં પણ અવશ્ય થશે. વળી આશ્ચર્ય એ છે કે, જન્મતા મરતા એવા સ્થળનું અજ્ઞાન; જડતનના સંબંધથી થતું અજ્ઞાન જડ જન્મતી મરતી એવી સ્ત્રી મળી અને જન્મતાં મરતાં અજ્ઞાન જડ તનવાળાં તેને છોકરાં થયાં, પરંતુ એ શરીરનાં એવાં સ્ત્રીપુત્રાદિનો મોહ છોડતાં અને બીજા જ્ઞાનમય શરીરની સાથે સંબંધ થતાં, અજન્મ, અજર અને અમર ચૈતન્ય એજ શરીરરૂપ થાય છે, અને તેને સ્ત્રી પણ શાશ્વત સુખરૂપ મળે છે. તેના વિલાસોથી જે છોકરાં થાય છે, એટલે જ્ઞાન દર્શનાદિ પૂત્ર રત્નો પ્રગટે છે, તે પણ અજન્મ અજર અને અમર રહે છે.

માટે જન્મતાં મરતાં એવાં તનને છોડ, એટલે ન જન્મતાં ન મરતાં એવાં જ્ઞાનમય તારા તનને અમર સુખરૂપ સ્ત્રીને અમર જ્ઞાનરૂપ છોકરાં પ્રાપ્ત થાય.

કેવળ જ્ઞાન કેમ પ્રગટે ?

**आप आप अनुभव करो, तो शुं वांच्छित दूर.**
**केवल ज्ञान प्रगट करी, पामो सुख भरपूर. ६१**

**ભાવાર્થ:**—જે એવું પોતે કોણ છે, એનો અનુભવ કરે, તે એવું જ્ઞાન પ્રાપ્ત કરે છે કે તેનાથી કાંઇ પણ વાંચ્છિત દૂર રહી શકે

નહિ. સર્વથા સર્વ ભય સુખ કેવળજ્ઞાનરૂપજ તેને સઘળું પ્રગટ થઇ રહે છે. તો પછી બીજાં સુખો તેને શી ગણુતીમાં છે ?

**પરમાર્થ:**—મોટામાં મોટી વાંચ્છા જે જીવને જણાય છે, તે સુખ છે. અને એ સુખ પણ તેને એવું નથી જોઇતું કે, તે જરાવાર રહી પાછું ચાલ્યું જાય, કે ચાલ્યું જશે. પરંતુ તેને ( જીવને ) ભરપુર સુખ જોઇયે છીએ. એવું સુખ જોઈ છીએ કે-તે પૂર્ણ હોય, અખંડ હોય, શાશ્વત હોય, પાછું જતું ન રહે એવું, સ્વપ્નમાં પણ ભય ન હોય તેવું સુખ જ તેને જોઇએ છીએ. પરંતુ તે મેળવવાને યત્ન કરતો નથી. જો યત્ન કરે તો સહેજ મળે તેવું છે. માટે તેને સિદ્ધો રસ્તો લીધા વગર અખંડ પૂર્ણાનંદ સુખ પ્રાપ્ત નહિ થાય. કારણ કે ક્ષણિક સુખની વાંચ્છા કરતો કરતો-અનેક જન્મ મરણ કરતો ભમ્યા કરે છે; પરંતુ તે શાશ્વત સુખ જેમાં ભરપુર છે, એવું કેવલ જ્ઞાન સહજમાં પ્રગટ કરી લેતો નથી. શું તે **કેવળજ્ઞાન** પ્રગટ નહિ થાય? થશે, તો તે કેમ ? આ કેવળ જ્ઞાનની ઇચ્છા કોણ કરે છે, તેને ઓળખ. તે પોતે-જ કેવલ જ્ઞાન સંઘરી રહ્યો છે—છૂપાવી રહ્યો છે, તેને ઓ-ળખ. એ જ્ઞાન પ્રગટ થતાં સહજમાં કેવળ જ્ઞાન પ્રગટ થઇ રહેશે, ને પૂર્ણાનંદમાં ભરપુર કેવળ જ્ઞાન સૂધી ભવોભવ સુખ પ્રાપ્ત કરશે.

કેવળ જ્ઞાન કેવું હોય? કેવળ શબ્દનો એક અર્થ માત્ર પણ થાય છે ને એ અર્થ અહીં લઇએ તો કેવળ જ્ઞાન એટલે **જ્ઞાનમાત્ર**-જ્ઞાનજ. બીજું કંઇ નહીં. કર્માદિ ઉપાધિ જેવું એમાં બીજું કંઈ નહિ; ફકત **જ્ઞાન** તેજ **કેવળજ્ઞાન.** એ-

ટલે કે, પૃથ્વીપર અજવાળું અંધારૂં રહે છે તેમ નહિ, પરંતુ જેમ સૂર્યમાં માત્ર અજવાળુંજ હોય છે. તેમ પ્રકાશજ. જેમ સમુદ્રમાં ભરતીઓટ થાય છે, તેમ નહિ, પણ ભૂમધ્ય સમુદ્રની પેઠે સ્થિર જ્ઞાનરૂપજ.

"અખંડ આ સ્થિર જ્યોતિમાં નથી થાતું નથી જાતું."

પર ભાવનો ત્યાગ, એજ આત્મ ભાવની ગ્રાહકતા<br>એ આત્મભાવમાં કેવળ જ્ઞાનનું કારણ શું, ને<br>મોક્ષનું સાધન શું ?

**जो परभाव सकल तजी, देखो आतमभाव;**<br>**केवलज्ञानस्वरूप थई, जलदी मोक्षे जाव. ६२**

**ભાવાર્થ:**—અશેષ પરભાવ તજી દો તો, સ્વભાવ-આત્મભાવ પ્રગટ થશે, અને આત્મભાવવડે પોતે જ્ઞાનસ્વરૂપ બની સત્વર મોક્ષે જશે.

**પરમાર્થ:**—કેવળજ્ઞાન પ્રાપ્ત કરવામાં મુખ્ય ઉપાયરૂપ-એકડારૂપ-આત્મભાવ પ્રથમ આવવો જોઇએ, અને "આત્મભાવ આવ્યા પછી **સવીર્ય** થતાં ઓછામાં ઓછી કાચી બે ઘડીમાં કેવલજ્ઞાન નિષ્પન્ન થઇ શકે છે."[1]

હવે આત્માભાવ કેમ પ્રગટ થાય તેના ઉત્તરમાં જાણવું કે પરભાવનો ત્યાગ કરવો.

---

૧ વધારેમાં વધારે એક બોરડીનાં પાંદડાં હોય તેટલા ભવે પણ આરો આવે, અને ઓછામાં ઓછી બે ઘડીએ પણ કેવળ જ્ઞાનનો અનુભવ થાય.

આત્મ ભાવ તે સ્વભાવ અને પુદ્ગલ ભાવ તે પરભાવ. હવે આત્મભાવ, તે અર્ધસ્વભાવ અને અર્ધપરભાવ. કારણ કે આત્મજ્ઞાન થતાં પૂર્ણપણે આત્મજ્ઞાન નથી થાતું, અર્ધ પુદ્ગલ પરાવર્ત રહે છે અને અર્ધ પુદ્ગલ પરાવર્ત દૂર કરવામાં—એ પરભાવને દૂર કરવામાં વધારેમાં વધારે દશ, વીશ, લાખ કે કરોડો ભવ થાય, અને ઓછામાં ઓછા આજ ભવમાં, આજ વર્ષમાં, આજ દિવસમાં, અને આજ મુહૂર્તમાં એટલે કાચી બે ઘડીમાં એ અર્ધ સ્વભાવવડેજ અર્ધપુદ્ગલ પરાવર્ત દૂર થઇ શકે છે.

વળી પરભાવ દૂર કરવો સહેલો છે, કારણ કે પરઉપર- પારકાઉપર જેટલી એની પ્રીતિ હોય તેના કરતાં પોતા ઉપર તેની પ્રીતિ વ્યવહારમાં પણ ઘણીજ હોય છે. માટે સ્વભાવમાં આવતાં, પરભાવને દૂર કરવો એ સહેલામાં સહેલું લાગે છે. જેટલી પ્રીતિ આપણુને પોતામાં છે, તેટલી પ્રીતિ આપણુને જગત્ ઉપર કે જગત્ના જીવો ઉપર નથી. તેથી કરી સ્વાભાવિક એવી પ્રીતિવડે પરભાવ તજવાનું સહેલું થશે. ગુરુરત્ન આનંદઘન પણ કહે છેઃ—

**सत्ताथळमें मोह विदारत,**
**लागे काची दोय घडीरी;**
**केवल कमला अप्सर सुंदर,**
**गान करे रस रंगभरीरी.**

વળી આ વાત તો જીવે ખૂબ યાદ રાખવા જેવી છે કે, જેટલી મહેનત વસ્તુ ગ્રહણ કરવામાં છે, તેની લક્ષાંશે પણ ત્યાગ કરવામાં નથી. મનુષ્ય જાતિરૂપી ઉચ્ચતર–માળપર રહેલા આ જીવને કંઇ પણ પરવસ્તુ પુદ્‌ગલ વગેરે લેવાને નીચે આવવું પડે છે. પરંતુ પાસે પાસે જે પરવસ્તુ હોય, તેને ઉંચા માળ ઉપરથી નાંખી દેવી હોય તો જેમ પત્થરને પડતો મૂકે તેમ મૂકી શકાય છે. માટે જે જે પર જણાયું, જેમ જેમ પર જણાયું, તે તે ત્યજી દેવામાં—ફગોટી નાંખવામાં,—પડતી મૂકવામાં, ગ્રહણ કરવાની મહેનતની અપેક્ષાએ બિલકુલ મેહેનત રહેતી નથી, એમ કહેવામાં કંઈ ખોટું નથી.

પોતે પોતાને સૌ વહાલું એ વાત સિદ્ધ કરે છે કે, પર વહાલું નથી. તેનો ત્યાગ કરવોજ શું? જે વહાલું નથી તેને એક ફુંક મારિયે અને રજ ઉડી જાય, તેમ તે પરવસ્તુ પણ ઉડી જાય.

આ દૃશ્ય જગત્ એવી પરવસ્તુ છે, એ તો સર્વ માનવને ખબર છે. અને માત્ર તેને તો એમજ લાગે છે કે, આ શરીર જેટલો હું કે જેટલી હું છું. પછી આ દૃશ્ય જગત્નો ત્યાગ કરવામાં તેને મહેનત કરી લેવું શું? હવે તેને લેવાની કે ગ્રહવાની જરૂર જણાતી નથી.

પછી વિચાર કરવો કે આ શરીર જે હું એમ લાગે છે, તે હું છું કે, આ શરીરમાં રહી હું જે આ શરીરને જોઉં છું તે હું છું. આંખ મીંચી વિચારવું કે, આંખ ઉઘાડી

હતી ત્યારે મેં જોયું તો શરીર. હવે એ જે શરીર મને દે-ખાયું તે હું કેમ હોઉં ? કારણ આ ખડીઓ ટેબલપર છે, તે મને દેખાય છે, પરંતુ તે મારાથી અત્યન્ત ભિન્ન છે. તે-મજ મને જે કંઈ દેખાય છે, તે મારાથી અત્યન્ત ભિન્ન હોવું જોઈએ. એમ ખાતરી થઈ કે શરીર જે દૃશ્ય તે હું ન-હીં, હું તો દ્રષ્ટા છું એમ થશે. પછી વિચાર કે—આંખ મીં-ચી જોઉં એટલે તો કંઇ જગત્ કે શરીર દેખાતું નથી, પ-રંતુ અંદર વિચારો જતા આવતા જણાય છે. હવે જો એ પોતાને જણાય છે, કે એ વિચારો છે, તો જેમ પોતાને દેખાય તે વસ્તુ પોતાથી ભિન્ન છે. માટે મન કે જેમાં વિ-ચારરૂપ કલ્લોલો ઉઠ્યા, તે મન. પછી એ મનને જણાયું-દેખાયું, માટે એ મનને જાણનાર તે હું. હવે નિર્ણય થયો કે, શરીરભાવવડે આ જેમ બીજા શરીર કે દેખાતું જગત્ એ જેમ હું નથી, એમ જણાયું અને તે જણાયા પછી પારકું હોવાથી તેનાપર પ્રીતિ ન કરી, તેમ શરીર, વાણી, મન એ પણ હુંથી જણાયા—દેખાયા, માટે પારકા હોવાથી તેનાપર સ્વાભાવિક પ્રીતિ જીવને નથી. તેમ સ્થિ-રતા રાખી પરભાવ પ્રીતિને તોડી દેવી. ગાંઠ પરની સાથે બાંધવામાં મહેનત ખરી. સ્નેહે સગાં વહાલાં સાથે બંધાવ-વું કઠણ પણ સ્નેહ દોરી તોડી નાંખવામાં કંઇ તેવી મહેનત નથી, કારણ કે સ્નેહરાગ, પર ઉપર હોય છે. માટે એ સ્નેહ-રાગ કરતાં કરતાં, જીવને ઘણો ઘણોશ્રમ લેવો પડે છે, પરંતુ

સ્નેહરાગ ન રાખવામાં મેહેનત કંઇ નથી તેને તો પોતાનામાં સ્નેહ રાગ વધારે હોય છે, માત્ર પોતાના શરીર જેને લોકો દૃશ્ય હોવા છતાં હું સમજાયું તે ભાવને છોડી દેવો એટલે સ્વભાવ થઇ રહે છે. આવો ભાવ ચિલાતીપુત્રે, અને દૃઢપ્રહારીએ રાખ્યો, પરંતુ તેને પણ ઘણો વખત લીધો, તો, આપણે તેમની પછી તેમના શાસનમાં તેમના બંધુઓ હોવાથી. તે ક્ષણે જે વીર્ય રોપાયું તેના કરતાં વિશેષ ફોરવવાથી તેમને વધારે સન્માન જેવું છે. નાનાભાઇએ મોટાભાઇના જ્ઞાનની, પરાક્રમની દોલત વધારવી, તેમાં મોટાની પાયારૂપ મૂળરૂપ દોલતને લીધેજ વધે છે.

આ શરીર અને આ શરીર વડે જે હાલતો, ચાલતો, બોલતો, હોઉં એવો બહાર દેખાતો અને અંદર વિચારતો એવો હું એમ જણાય છે, તે અભ્યંતરે જીવ તે હું એજ આત્મભાવ, ને આ દેખાય છે તે હું નહીં. એટલે અહીં, આવ્યા પછી જે બોલે, હાલે, ચાલે, વિચારે છે તે કોણ છું એમ થયું કે, અંદર રહી બહાર બોલતો, ચાલતો, હાલતો, અને વિચારતો જે કાંઇ તેનું એ બોલાદિનો પ્રયત્ન થતો જણાય છે, વિચારવાનું શરૂ કયાંથી થાય છે; તે પણ જણાઈ રહે છે, અંદર એવી ક્રિયા કરનાર તે પણ સક્રિય જીવ કે સ-કર્મ જીવ હોવાને લીધે એ વિચાર કરતો તે પણ જાણનાર દેખનાર, કોઈ જણાઈ આવે છે. નિરન્તર પોતે નિશ્ચય નયનો આત્મા તે નિરન્તર હતો, છે ને હશે. પરંતુ આ પુદ્‌ગલાદિ આવે છે અને જાય છે, ભરાય છે અને ઠલવાય છે, માટે તે

હતો તે નથી, તે જતા રહશે. પરંતુ જીવ રહે છે માટે હું આત્મા અદૃશ્ય છું અને હું જેને દેખું છું તે હું નહીં.

જે કરતો ક્રિયા લાલનમાં.

તેને પણ જોનાર, જગત્ સૌ દેખું જૂદું હું આજ.

એમ છે તે હું પોતામાં રહ્યો એટલે પર મટી જશે. સ્વભાવે તજાઇ જશે. પરસંબંધ માત્ર સ્નેહની ચિકાસને લીધે રહ્યા છે, સ્નેહ લઇ લીધો એટલે તે સર્વ ધબ લઇને પડી જાય. જેમ ભિંતમાંથી ચુનો કહાડી નાખ્યો તો ભિંત પડી જાય, જેમ મંડપમાંથી થાંભલો દૂર કરવાથી મંડપ પડી જાય, જેમ તાડમાંથી તેના થડની વચલી નશ કાઢી નાખતાં એક બે મિનિટમાં તાડ પડી જાય છે, તેમ શરીરરૂપ તાડમાં અહંભાવરૂપી—હું ભાવરૂપી નશ કાઢી લો તો દેહભાવ તુરત ખસી જશે.

વળી સકળ આત્મભાત્ર દર્શન થવો એ સકળ પરભાવ તજ્યા વિના બને તેમ નથી. સો ટચના સોનામાં કે ચોવીસ કરેટ સોનામાં કંઇ પણ મેલ રહેવો જોઈએ નહીં. એટલે સકળ આત્મભાવ એજ કેવળ જ્ઞાન છે.

વળી જેટલે જેટલે અંશે પરભાવ, દૃશ્યનો, જડ પુદ્ગલનો, મનનો, વાણીનો, ઇંદ્રિયોના વિષયોનો ત્યાગ થાય છે. તેટલે તેટલે અંશે પણ આત્મભાવ થાય છે. મારો પરભાવ ત્યાગ એજ આત્મભાવ થવાની કુંચી. અને આત્મભાવની જેમ જેમ વિશેષ પ્રાપ્તિ તેમ તેમ કેવળજ્ઞાન, દર્શન, ચારિત્ર એ ઢુંકડું.

કષાયાદિ પરભાવ છે. તેમાંથી એક ઉદાહરણ લઈ પૂજ્યપાદ શ્રી દાનવિજયજી મહારાજે લાલનને ઉપદેશ દીધો કે, જ્યારે આપણે ક્રોધ વગેરેના આવેશમાં હોઇએ ત્યારે આવડતી પંક્તિ પણ ભૂલી જઈએ છીએ; અર્થાત્ ક્રોધાદિ પણ જ્ઞાનને અટકાવે છે. તો હવે ક્રોધાદિનો પૂર્ણપણે જેણે નાશ કર્યો છે, એવાથી વીતરાગદેવ એમને નિરન્તર જ્ઞાન બન્યું રહે. એમાં શું આશ્ચર્ય !

આ વાત લાલનને બુદ્ધિગમ્ય થાય છે; અને તે સર્વને બુદ્ધિગમ્ય થાય એવી છે, માટે ક્રોધાદિ પણ પરભાવમાં મમત્વથી થાય છે. માટે પરભાવ છૂટતાં ક્રોધાદી છૂટીને આત્મભાવ પ્રગટ થશે. કે જે આત્મભાવ મોક્ષનાં દ્વાર ઉઘાડવાની કુંચી છે.

પરભાવમાં રહેલા જીવને કંઇ અરૂચીકર થાય, એટલે પરભાવને હાનિ આવે એવું થાય કે, ક્રોધાદિ ઉત્પન્ન થઈ અશાન્તિ કરે છે. માટે ક્રોધાદિ જવામાં ને જ્ઞાન નિર્મળ રહેવામાં કરવાનું એજ કેઃ—

આપણને કોઇ ગાળ દે, કે તું મર, આમ કોઇ બોલ્યો કે વિચારવું કે, વાત સાચી છે કે આપણે મરીએ છીએ, અને ભૂલી જતી વાત તે યાદ દેવડાવે છે કે, આપણે મરવું છે, માટે તેમનો તો એક ગુરુની જેમ આપણી શુધ્ધિ ઠેકાણે લાવવા માટે ઉપકાર માનવો. કારણ કે તે સાચું છે.

વળી લાલનને કહે કે તું મર, તે લાલન આ દેહને

કહેવાય છે ને દેહ તો પરપુદ્ગલ છે. તે પરપુદ્ગલ હું નથી તો, પછી મને ગાળ લાગે શાની ! જે દેહાદિ પરભાવ તજવાને હું કોશીશ કરી રહ્યો છું. તેમાં ગાળ વગેરે આપી કે લાકડી મારી ને મર એવું પુદ્ગલને કહી મારા પરભાવ તજવામાં તે મદદ કરે છે. માટે તેનો મ્હારે ઉપકાર માનવો ઘટે છે.

વળી જે પુદ્ગલને મર કહે તે પુદ્ગલ તો મરે છે; પરંતુ એ મરતા, જન્મતા, વૃદ્ધ થતા, લાલન વગેરે થતા અંદર જે જે હું જોઉં છું તે પોતે મરતો નથી, પણ મરતાને જોવા કહે છે, એટલે આત્મદર્શન કરવા આપણને કહે છે. જે નથી મરતો તે ભાવ તેજ આત્મભાવ છે; ને તે લાવવાને પર કહેનાર ખરો ઉપદેશ દઇ લાલનને તો ચડાવે છે. જેમ આપણી પાસેથી હજારો, કરોડો માણસ, પશુ, પક્ષી જીવડાં વગેરે ચાલ્યાં જાયછે. પરંતુ પોતે તો સ્થિર રહે છે, ને સ્થિતિ દેહને ભ્રાંતિથી એટલે જે પોતે નથી તે પોતે માને તે તો મરેજ ( કારણ કે તે જન્મે છે ) જે જન્મે તે મરે એવો નિયમ છે.

જેમ એક માણુસ અંગરખો પોતે નથી, ને હું અંગરખો એમ માને તો અંગરખો તો ફાટેજ, પરંતુ પોતાનો દેહ કાંઈ ફાટતો નથી. તેમ દેહરૂપી અંગરખો ફાટે પરંતુ પોતે તો તે જેમ છે તેમ કાયમ રહે છે માટે મરણનો તે શો ભય!

એક મહાત્મા પરભાવ ત્યાગનો ઉપદેશ દેતાં કહે છે કે, જે ડગલો માગે તેને ડગલા ઉપરાંત કતીક–ઓવર કોટ

પણ આપ, કારણ કે, પરવસ્તુ તો વહેલી મોડી આપવા-નીજ. તો વહેલી અપાયતો વધારે સારૂં.

વળી કહેછે 'એક ગાલે તમાચો મારે તો બીજો ગાલ ધર' કારણ કે તમાચો જેને લાગેછે, જે હું ભાવે પોતાને માની રહ્યો છે, તેને એવાં કંઈ દુઃખ પડે ત્યારેજ તે વિચારે કે દેહને લીધે મને દુઃખ થાયછે, તો પરભાવ એવા દેહનો ત્યાગજ ઠીક છે વગેરે વગેરે.

આત્મભાવ કેવો છે?

**भाग्यवान नर धन्य ते, जेणे त्याग्यो परभाव;**
**लोकालोक प्रकाशतां, दीठो आतमराव. ६२**

ભાવાર્થ—જે પુરૂષે પરભાવ ત્યાગ કરી સ્વભાવ પ્રગટ કર્યાં છે, તેજ પુરૂષને ધન્ય છે. કારણ કે એજ નર ખરેખરો આ મનુષ્ય જન્મમાં ઉત્તમોત્તમ ભાગ્યવાન છેઃ એટલામાટે કે આત્મભાવ લોકાલોક પ્રકાશક છે, તેને તે પ્રાપ્ત થાયછે.

પરમાર્થ—જેમ સૂર્યને વાદળાં આવરણ કરી દેખવા ન દે, તેમ વિષયોની ઇચ્છારૂપી વાદળીઓ આત્મારૂપી સૂર્યને દેખવા ન દે, માટે જેમ સૂર્યની ગરમીથીજ વાદળાં પીગળે છે, તેમ આત્મામાં રહેલા તપસ્વભાવવડે વિષયલાલસા-રૂપી વાદળીઓને ગરમી લગાડી પીગલાવી નાંખવી. એ-ટલે વાદળી વગરનો આત્મા સર્વથા પ્રગટ થઈ રહેશે.

જેમ વાદળાં પવનને જોરે ઘસડાઈ જાયછે, તેમ મારા નો-કારસી, પોરસી, આયંબિલ, ઉપવાસ, સામાયિક, પ્રતિક્રમણ,

પૌષધ વગેરે વ્રતબળથી, વાહાલા પકવાન્ન ખાવારૂપ વાદળીઓ, તેમજ વિષય ભોગાદિક આત્માને આચ્છાદન કરનારી વાદળીઓ એટલો વખત ખસી જાયછે. એ તો સર્વે કોઇને સાનુભવ થતું હશે. પરંતુ વિષયભોગ ઇચ્છા જેટલી જેટલી વધે છે; તેટલી તેટલી તે આત્માને આચ્છાદન કરનારી વાદળી ઘટ થાય છે, ને અંધારૂં કરી જાગૃત છતાં જન્મ, જરા, મરણના સુખદુઃખના કાદવમાં રગદોળે છે. ત્યારે એ વિષયભોગની ઇચ્છાને માત્ર બાહ્યતપ કરીનેજ નહીં પરંતુ બાહ્ય તપ ઉપરાંત આભ્યંતર તપ કરી સમૂળગી કાઢવી એજ તેને પિગળાવી કાઢવાનો માર્ગ છે. પૂર્વે કહેલી ઇચ્છાને માટે પશ્ચાત્તાપ કરવો એજ વાદળાનું રડવું છે. અને નવીન ઇચ્છા ન કરવી એજ આત્મારૂપી સૂર્યને રાત્રંદિવસ ઉગેલોજ રાખવાનો ઉપાય છે.

માટે કવિરાજ કહેછે કે "જે પરભાવ છોડશે તે ભાગ્યવાન પુરૂષને ધન્ય છે," કારણ કે એમ કરી તેણે પોતાનો આત્મભાવ પ્રગટ કર્યો, આત્મભાવ એવો નિવડ્યો કે, લોકાલોક પ્રકાશક અર્થાત્ ચૌદરાજ લોકના અશેષ ભાવને જાણનાર એટલુંજ નહીં; પરંતુ લોકને અંતે રહેલા સિદ્ધમહારાજો, ને તેમ આલોકને પણ જાણનાર થયો.

કોડીઆના દીવાના પ્રકાશવડે અંધારૂં જઈ રાત્રિના પણ કેટલાક પદાર્થ દેખીયે, ઘાસલેટના દિવાથી વિશેષ દેખાય, ઈનકેન્ડે સ્ટાઈલ લાઇટથી તેથી વિશેષ, ઇલેકટ્રિક લાઇટથી તેથી વિશેષ, ચંદ્રના પ્રકાશથી તેથી વિશેષ, ને સૂર્યના પ્ર-

કાશથી ઘણીજ જગામાં પ્રકાશ થાય; પરંતુ એવો લોકા-
લોકપ્રકાશક આત્મા ઘણા લોકોથી કેમ નથી દેખાતો? તેનું
કારણ સહજ સમજાય એવું છે. આ રાત્રિના લાલનની
સામે દીવો બળે છે, પરંતુ હમણાં દીવાપર ધ્યાન આપ્યું
તો, દીવો દેખાયો, નહી તો આપણે દીવો જોતા નથી, પ-
રંતુ દીવાવડે જે પદાર્થો ઘર, બંગલા, વાડીમાં દેખાયછે,
તેજ જોવામાં રાત્રિ જાયછે. તેમજ દિવસ ઉદય થયો
ત્યાંથી સાંજસુધી આપણે હજારો લાખો પદાર્થ જોઇએ
છીએ. સેંકડો જનાવરો પક્ષીઓ નિહાળીએ છીએ પર્વત,
નદી, ઝાડ, વન, ગામ, શહેર દેખીએ છીએ, સગાં, વહાલાં
તથા મિત્રોને મળિયે છીએ; આ બધું જે જેથી દેખાય છે;
આ બધા જીવો અજીવોપર જેનો પ્રકાશ પડી રહ્યો છે
તેવા સૂર્ય તરફ તો થોડાજ માણસ નજર કરેછે. રાત્રે
જેમ ઘરમાં દીવો નહોય કે, ચંદ્રપ્રકાશ નહોય. તેમ દિ-
વસે જો સૂર્ય, સૂર્યનો પ્રકાશ નહોય તો લાખો પદાર્થો ને
કરોડો જીવો, મોજૂદ છતાં દેખતા નથી. તેમજ
આ આત્મા, આ સૂર્યને પણ પ્રકાશ આપનાર, છએ દ્ર-
વ્યને એટલે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય,
કાલ, પુદ્ગલાસ્તિકાય, અને જીવાસ્તિકાયને પ્રકાશનાર, એવા
આત્મા તરફ દૃષ્ટિ કરનાર, ઘણા થોડા છે, અને તેટલા
માટે એ થોડાજ આત્મજ્ઞાની તેને દેખી પછી છ દ્રવ્ય
જુએછે.

અરે જીવ જરા વિચારતો કરવો હતો કે, આ સૂર્ય, જે પ્રકાશ લોકમાં કરી રહ્યો છે, તે સૂર્યને કોણ જુવે છે, જેમાં ચેતન નહોય એવાં શબ કંઈ સૂર્યને જોઈ શકતાં નથી. તેમજ પૂતળાંઓ,ચેતન ન હોવાથી લોક પ્રકાશક સૂર્યને દેખતાં નથી. માટે એ લોકને પ્રકાશક સૂર્ય જેથી જોવાય છે, તે સૂર્યના સૂર્ય આત્માને તો જરા જોઉં? એમ એક વાર તો કર, એટલું કરતાંજ કેટલાંક આવરણ ખશી જશે.

'જેમ લોક પ્રકાશક સૂર્યના તરફ દૃષ્ટિ કર્યા વિના માત્ર લોકપ્રકાશ સૂર્ય અને પદાર્થો દેખાય છે, પણ પોતે આત્મા નહીં.' માટે આ લાલનનો દેહ જે આ ઘરમાં છે, અને આ ઘર જે મુંબાઇમાં છે, અને આ મુંબઈ જે હિંદુસ્તાનમાં છે, અને આ હિંદુસ્તાન જે એશિયાખંડમાં છે, અને આ એશિયાખંડ જે પૃથ્વીપર છે, અને આ પૃથ્વી જે ઘનવાતને તનવાતના ખોળામાં ઝુલે છે, અને આ સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહ, નક્ષત્ર જે ખગોળમાં દડાની પેઠે ઘૂમેછે, તે સર્વે જેના પ્રકાશથી જણાય છે તે કોણ? તેની તરફ જોતાં માલમ પડી આવશે કે, તે લોકપ્રકાશ સૂર્ય જેવો નથી, પણ લોકાલોક પ્રકાશક સૂર્યના પણ સૂર્ય જેવો છે. વળી જ્યાં હોય ત્યાં તે નિયત સ્થાનવર્તી હોવા છતાં,–જેમ કે આ ઘરમાં હોવા છતાં તેનો પ્રકાશ ઘણે ઘણે દૂર એટલે લોકાલોક ઉભયમાં પ્રકાશી રહે છે. જેમ સૂર્ય આકાશમાં હોવા છતાં તેનો પ્રકાશ પૃથ્વીપર પસરી રહે છે, તેમ આત્માનો પ્રકાશ સર્વત્ર પ્ર-

સરી રહેછે, માત્ર સૂર્ય અને આમાં તફાવત એટલો કે, સૂર્ય એકી વખત અર્ધ પૃથ્વીને પ્રકાશ આપે છે, અને આત્મા એકી વખતે ચૌદરાજ લોક તથા અલોક અને એ સૂર્યને પણ પ્રકાશ આપે છે.

સૂર્ય ઉદય પામેલો હોય છતાં, ઘરમાં બારણાં બંધ હોય તો તે જેમ દેખાતો નથી, તેમ આત્મા ઉદય પામેલો હોવા છતાં, ઇર્ષા, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભવડે હૃદયદ્વાર બંધ હોવાથી આત્મદર્શન થતું નથી. માટે ઇર્ષાના આંગળીઆને પ્રમોદથી ધકેલો, દ્વેષના તાળાને સમદૃષ્ટિથી તોડો, ક્રોધના કાંટને ક્ષમાનું તેલ લગાડો, માનને નમ્રતાથી મટાડો, માયાને સરળતાથી સીધી કરો; તો ઝટ હૃદય કબાટ ઉઘડી, આ લોક જે દુઃખમય જણાય છે, તે આનંદમય થઈ જશે એટલે કે

**ऐंद्रियश्रीसुखमग्नेन लीलालग्नमिवाखिलं ।**
**सच्चिदानंदपूर्णेन, पूर्णमिदमवेक्षितम् ॥**

અર્થાત્—જ્ઞાનાદિ લક્ષ્મીના વિલાસમાં મગ્ન થયેલા એવા અને સતચિત આનંદરૂપ એવા આત્માવડે આ સમગ્ર જગત્ જાણે લીલામાં પૂર્ણપણે વિલસતું ન હોય, તેમ દેખાઈ રહેશે.

માટે પ્રથમ આત્મદૃષ્ટિ થવા એ સૂર્યના સૂર્યતરફ જોવા બારણાં ઉઘાડો.

વિ. આ આખા બ્રિટીશ રાજ્યપર હાલ રાજા એડ-

વડે ધી સેવન્થ રાજ્ય ચલાવે છે, પરંતુ જરા વિચાર ક-
રોકે એ કોનું કામ કરે છે, કોને ત્યાં નોકર છે, કોને માટે
સર્વત્ર બંદોબસ્ત રાખે છે? તમારે માટે અને જો એ રાજા
તમારી પાસે–પગારરૂપ કર લઈ નોકરી બજાવતો હોયતો
તમે એ રાજાના રાજા નથી? છો. એ માત્ર રાજા છે., ને
તમારા સુખને માટે સર્વત્ર બંદોબસ્ત રાખે છે માટે તમે
રાજાધિરાજ છો.

તેમજ સૂર્ય જે પ્રકાશે છે, તે તમારા સુખને માટે
અર્ધ પૃથ્વીપર પ્રકાશ કરી રહેછે, તો તે સૂર્યને પણ તમેજ
આત્માજ પ્રકાશરૂપી તેટલો પગાર આપી રહ્યા છો, માટે
સૂર્ય પણ આત્મા માટે છે. આત્મા સૂર્ય માટે નથી.

પરંતુ એવું ચેતનનું રાજાધિરાજપણું કે લોકાલોક
પ્રકાશકપણું કયારે પ્રાપ્ત થાય,? જ્યારે પરભાવરૂપ ખોટી
સમજ મૂકી દો ત્યારે? પ્રથમ તો તમે જાણો છો કે કર્મ
એ તમારા રાખેલા, તમારા કરેલા નોકરો છે, તો તેને તમે
શામાટે વશ રહ્યા છો: તમારે વશ તેને રાખો, વળી તો-
ફાન કરતા એવા લૂટારા–ક્રોધ, માન, માયા, લોભ, આદિ
બારવટીઆને ફાંસીએ લટકાવીદો કે પછી જૂઓ કે આ
ચૌદરાજ લોકમાં તમને કયાં પણ અશાંતિ રહેતી હોય?
નહીં સર્વત્ર શાંતિ શાંતિ પ્રસરશે. હાસ્ય, અરતિ, રતી, ભય
શોકને, પરભાવરૂપી આન્ડા માન્ડ દેશવટો આપો, અ-
ર્થાત્ જંગલી દેશમાંની જંગલી વસ્તીમાં રહેવા દો, આર્ય દે-
શમાં, આ પૃથ્વીમાં નહીં.

આત્માના અમરપણાને-લૂટી વારંવાર હણનાર એવી હિંસાને, અમોઘ વાણીને ભ્રષ્ટ કરનાર જૂઠને, રત્નનો વરસાદ વરસાવનાર, અને મનોવાંછિત આપનાર એવા પ્રમાણિકપણાને ટુંપો દેનાર ચોરને, અજન્મ અર્થાત્ ફરીથી જન્મ નહીં આપનાર અને મેરૂને ટચલી આંગલીએ દાબનાર અનંત વીર્યને વણસાડનાર અબ્રહ્મચર્યને, અને લોકને અંતે વિરાજનાર ચેતનને નીગોદની છેક ઉંડામાં ઉંડી ખાણમાં ધકેલનાર લોભને જોઇ દશ વર્ષની સન્ટેસ ( શેન્ટન્સ ) માટે, અથવા તો જન્મકેદ આપો એટલે કે સર્વથા બંધ કરો, પછી જૂઓ કે તમે અહિંસા એટલે મારવાનું મૂકવાથી અમરપણું, આવતું અબ્રહ્મચર્ય જવાથી અજન્મપણું તમારા તરફ આવતું, જણાશે. હિંસા એટલે મારવું. અને મારવું ગયું એટલે મરવું જશે અને મરવું જવું તેજ અમરપણું અને એમ અક્ષય સ્થિતિ કે સાદિ અનંતત્વ મૈથુન ગયું, એટલે કોઇને જન્માવવું ગયું. કે અજન્મપણું આવશે. નહીં જન્મવાનો ઉપાય એ કે નહીં જન્માવવું. કોઇનું ન ચોરવું એ પોતાના જ્ઞાનાદિ રત્નત્રયને નહિ ચોરાવાનો ઉપાય છે. એટલું જ નહીં પરંતુ વાંછિત ફળને આપનાર છે. **अचौर्यस्थैर्यात् सर्वरत्नो पस्थानम्.** " ભગવાન્ વહોરવા ગયા ત્યાં રત્નનો વરસાદ વરસ્યા " એ અચોરીનો પ્રભાવ એ પ્રમાણિકતારૂપી કલ્પવૃક્ષનાં ફલો છે.

આવી આવી આત્માની અનેક અને અનંત સિદ્ધિ હોવા છતાં પરભાવ જેને વશ ફરવા જોઈએ, તેને પોતે વશ

થઇ ગયો છે. માટે કવિ કહે છે કે જેણે પરભાવ તજ્યો છે. તેજ નર ધન્ય છે કારણ કે એનાજ ખરે ખરો સુભાગ્ય છે કારણ કે લોકાલોક પ્રકાશ એવા આત્મભાવને તે દેખે છે. અને તે વડેજ પ્રકાશક છતાં દિવસે રાત્રે મોહનિદ્રામાં સુવાડનાર અંધાકાર જેથી દૂર થાય છે માટે—

---

શીઘ્ર મુક્તિનો ઉપાય તો એ કે:—

**मुनिजनके कोई ग्रही, जे रमता निजरूप,**
**शीघ्र मुक्ति सुख ते लहे, एम भाखे जिनभूप—६४**

**ભાવાર્થ**—ગમે તો મુનિમહારાજ હો કે, ગમે તો ગૃહસ્થો હો પરંતુ જે (પરમાત્મા છોડીને) સ્વભાવમાં રાચે છે, તે શીઘ્રમુક્તિ પદ પામે છે, એમ શ્રીજિનેશ્વરોમાં અગ્રણી, એવા તિર્થંકર મહારાજ કહે છે.

**પરમાર્થ:**—જે મુક્તિ સુખનો અનુભવ કરી રહ્યા છે એવા જિનેશ્વર મહારાજ, દેવાધિદેવ, રાજાધિરાજ, એમ કહે છે કે. શીઘ્ર મુક્તિ પામવાના ઉપાય જોઈએ તો ગૃહસ્થ હોય કે જોઇએ તો મુનિમહરાજ હોય, જે કોઈ પોતાનો દેહભાવ છોડી સ્વભાવમાં રમણુતા કરે, તે મોક્ષ પામશે.

ગૃહસ્થપણું અને મુનિપણું એ બન્ને દેહ આશ્રીય છે, આત્મા ગૃહસ્થ નથી, નથી મુનિરાજ, માટે જે કર્મોને લીધે ગૃહસ્થપણું આવ્યું હોય કે જે કર્મોને લીધે મુનિપણું આવ્યું હોય; તે અશુભ અને શુભ કર્મના કર્ત્તા અશુભ જીવને તે જીવમાંજ રહી જોયા કરે છે; જાણ્યા કરે છે, તે પર

લક્ષ આપવું એ દ્રષ્ટા જ્ઞાતા તે હું એમ દૃઢપણું નક્કી કરી, તેમાંજ રમણતા કરવી, તેજ ખરેખર તમારૂં સ્વરૂપ હોવાથી નિજસ્વરૂપ રમણતા થઇ. અને નિજસ્વરૂપ રમણતા એજ પર સ્વરૂપમાંથી સત્વર છૂટી મુક્તિ પામવાનો ઉપાય. એમ જેણે મુક્તિ પામી તે શ્રી જિન મહારાજના ભૂપ એવા તિર્થંકર મહારાજ પણ કહે છે. માટે કર્મજનિત એવા ગૃહસ્થપણાનું કે મુનિરાજપણાનું અભિમાન નહીં કરવું; પરંતુ અકર્મ એવા શુદ્ધ ચૈતન્યમાં રમણ કરવું કારણ કે અભિમાન પરવસ્તુને લીધે થાય છે, અપમાન પરવસ્તુને લીધે થાય છે. આત્મા જે અભિમાન અને અપમાનનો જ્ઞાતા છે, તે આત્મા પરવસ્તુરૂપ એવા ગૃહસ્થપણાથી ખિન્ન અને સાધુપણાથી ખુશી નહીં થાય, એ તો પોતાના સ્વભાવમાં રમણતા કરવા પ્રયત્ન કરશે કે જેથી ગૃહસ્થપણું જઇ મુનિપણું અને મુનિપણું જઇ તીર્થંકરપણું અને તે જઇ મોક્ષપદ પમાય.

દેહ એ હું એમ માન્યા પછી દેહને માટેજ થએલા વ્યવહારને લીધે ગૃહસ્થ એ હું એમ થાય છે., કે સાધુ એ હું એમ થાય છે. આમ નિશ્ચય દૃષ્ટિથી જોતાં દેહ જે હું નથી, તેને હું એમ માનવાથી, ભૂલોની પરંપરા ચાલે, એટલે કર્મો તેને આવીને ચોંટે, અને વિશેષ વિશેષ સાધુપણું, ગૃહસ્થપણું, મનુષ્યપણું એવાં એવાં મજબૂત દોરડાં અને સાંકળોથી, બંધાતો જાય પરંતુ એ દેહમાં પ્રતીતિ થતાં સાધુપણાને ગૃહસ્થપણાને કર્મજનિતપણું એ દેહપણ કર્મજ-

નિતપણું એમ અનુભવી, એ હું નહીં એમ કરી, પોતાના સ્વભાવમાં રહેવું એટલે કર્મને આધારે નહીં રહેવાથી ખરેખરા, સત્વર જીવને છોડી દેશે. જીવ પોતે મુક્તપણું પામી નિજાનંદમાં રહેશે.

કર્મ કે કર્મજનિત કંઈ પણ હોય, તેમાં હું એ રૂપી ચિકાશ છે, એ કર્મજનિતમાંથી હુંપણું કહાડી, પોતામાં હુંપણું રાખવાથી નિજસ્વરૂપમાં રમાય અને પરમાંથી ચિકાશ ગઇ—અભિમાન ગયું, કે ખરેખરી નિર્જરા થઇ અંતે મોક્ષ પમાય.

તત્વાભિમુખ કેટલા ?

**वीरला जाणे तत्वने, वळी सांभळे कोई;**
**वीरला ध्यावे तत्वने, विरले श्रद्धा जोई.** ६५

**ભાવાર્થ**—વીરલ પુરૂષોનેજ ખબર છે કે નવ, સાત, પાંચ કે બે તત્ત્વ (એટલે) પદાર્થ છે અને તે જીવ અજીવ એવું કંઈ છે. એમ છે એવી જેને ખબર છે, તેમાંથી વિરલ પુરૂષોજ તેનું યથાર્થ શ્રવણ કરે છે; અને શ્રવણ કરનારમાંથી થોડાજ, તેનું ધ્યાન કે મનન કરે છે, અને મનન કરનારામાંથી થોડાનેજ તેની યથાર્થ શ્રદ્ધા દેખાય છે.

**પરમાર્થ**—આ સંસારમાં પદાર્થભૂત એવા જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ એવાં નવ તત્ત્વ છે, એટલી ખબર પણ આપણે મનુષ્યમાંથી કોઇ વિરલા એટલે છૂટા છવાયા થોડાજ પુરૂષોને છે. અને જે થોડાઘણા પુરૂષોને માત્ર એવી સહજ ખબર

છે; તે પુરૂષોમાંથી ઘણાથોડાજ તેનું યથાર્થ શ્રવણ કરે છે, અને શ્રવણ કરનારા જે થોડાજ છે તેઓપણ એ નવતત્ત્વ યથાર્થ શ્રવણ કરી તેનાપર ખૂબ વિચાર કરનાર અર્થાત્ તેનાપર ખૂબ મનન કરનારા–તો તેથી પણ થોડાજ માણુસ છે. અને તેનું મનન કરનારા વિરલ પુરૂષોમાંથી પણ તે તત્ત્વનું યથાર્થજ્ઞાન કરી તેમાં પૂર્ણશ્રદ્ધા થઈ હોય એવા તો તેથી પણ વિરલ પુરૂષો છે, આ નવ તત્ત્વનો બે સત્વમાં તેમજ સાત તત્ત્વોમાં સમાસ થઈ શકે.

આ કાવ્યમાં આપણા અધ્યાત્મ રસિક કવિ તરવાનો માર્ગ તત્ત્વજ્ઞાન છે એમ સૂચવે છે પરંતુ અફસોસ છે કે, આટલી બધી જીવ જીવરાશી, ચોરાસી લાખ જીવ જાતિઓ તે ચોરાશીલાખ જીવજાતિમાં એક એક જાતિમાં પણ અનંત જીવો તેમાંથી આ નવ તત્ત્વની માહિતી ધરાવનાર કેટલા ? અને જ્યારે તેની માહિતી નથી, તો પછી શ્રવણ તો કયાંથી જ હોય; અને શ્રવણ નહીં તો મનન પણ શાનું; અને મનન થયા વગર અનુભવ જ્ઞાનપૂર્વક–ખાતરીપૂર્વક શ્રદ્ધાન પણ કેવું[1]? અને શ્રદ્ધા નહીં તો પછી સમ્યક્ત પણ કેમ થાય. અને તે થયા વિના પોતાને અને પરને

---

૧ પ્રિય વાંચક ! આ સંસારસાગરમાંથી જો કે વિરલા પુરૂષોને આ નવ તત્ત્વ છે, એવી ખબર છે, માત્ર તેમનાં નામ જાણનાર છે, અને સમજે એમ કે અમને નવ તત્ત્વ આવડે છે અથવા ભણ્યા છીએ; ભાઇઓ બેનો, ભણ્યા હોય તો હવે ગણોને, જીવ અજીવને ગણી. અજીવને તજો ત્યારે ભણ્યું કામનું નહીંતો ભણ્યાનો માનરૂપી માથે બોજો,

અનુભવ ન હોવાથી હેયોપાદેય પણ કેમ સમજાય. આવી સ્થિતી છે. માટે ન જાણુનારે જાણવાનો પ્રયત્ન કરવો માત્ર નામ જાણુનારે તે સમજવાનો પ્રયત્ન કરવો અને નામ જાણી સમજનારાયે એ તત્ત્વોના સાર ગ્રહણ કરવાનો અભ્યાસ કરવો. અને સારાસાર ગ્રહણની ઈચ્છા થઈ કે પોતાની મેળે ભગવાનની આજ્ઞા પળાશે. કલ્પનીક સુખ, ભ્રાંતીમય સુખ, અને દુઃખ જતું રહેશે તે શોધતાં પણ જડશે નહીં. અને આવ્યાબાધ, એવો પોતાનો આત્મા પોતાને જણાતો તે સારરૂપ લાગી, માત્ર તેનેજ ગ્રહણ કરવાની એટલે પરવસ્તુથી છુટો કરવાની ઈચ્છા થશે. અને તેમ થયું કે, અવ્યાબાધ સુખ પોતાની મેળે મળશે. પણ યાદ રાખવું કે માત્ર કલ્પના કરવાથી કાંઈ વળશે નહીં.

કયો જ્ઞાની નિર્વાણ પામે ?

**स्त्रीपुत्रो न कुटुंब मम, विषयभोग दुःखखाण,**
**जे ज्ञानी एम चिंतवे, ते पामे निरवाण. ६६**

**ભાવાર્થ**—સ્ત્રી, પુત્રો, કુટુંબ એ મારાં નથી. અને વિષય ભોગો છે એ દુઃખની ખાણ છે. એમ જે જ્ઞાનીને પ્રતિત થયું છે, તે નિર્વાણ એટલે મોક્ષ પામે છે.

**પરમાર્થ**—જ્યાં સુધી **લાલન** દેહને હું એમ માને ત્યાં સૂધી ( અથવા ઘણું તો દેહ પહોંચે ત્યાં સૂધી ) **મોઘી** એ સ્ત્રી ગણાય **લધ્ધુ**, એ **ઉજમ** એ છોકરાં ગણાય. **લાધી** એ માતા ગણાય ને કર્પૂર એ પિતા ગણાય. પરંતુ દેહજ હું

નથી. હું તો દેહમાં રહી. લાલનને આ બધા કુટુંબને જાણું છું. તે હું તો તે દેહની સ્ત્રી પુત્ર કુટુંબ તે મારાં ક્યાંથી હોય ? વળી વિષથી જેમ માંણુસ મરે છે તેમ વિષયોથી રીબાઇ રીબાઈ ભવોભવ મરતાં ચાલ્યાં જાય છે. એવા દેહથી ભોગવાતા વિષયો પણ મારા ક્યાંથી હોય, એ વિષયો પાંચે ઇંદ્રિયોના અને ઇંદ્રિયો તે શરીરની એટલે હું તો તેને દેખું.—જાણુંજ પણ એ હું ક્યાંથી ? આવો વિચાર કરનાર નિર્વાણપદ પામે.

માટે દેહની સાથે તજાતાં સ્ત્રી, પુત્ર, કુટુંબને વિષયભોગ વેહેલા મોડા તજવાના તો ખરા તો પછી આપણે હમણાંજ તજીને જરા છૂટા થઇ વિચાર કરીએ તો માલૂમ પડશે કે કેટલા બધા બંધનમાંથી પોતે છૂટયા !

સંસારરૂપ કેદખાનામાં પરિચયને લીધે ખબર પડતી નથી. પરંતુ જ્યારે લાલનને બ્રહ્મચર્ય પ્રાપ્ત થયું તે વખતેજ ખબર પડી કે—અર્ધ સંસાર તો જાણે કપાઇ ગયો. તો હવે સ્ત્રી, પુત્ર કુટુંબને છોડવાથી કેટલો હલકો માલૂમ પડશે.

વળી વિષયના કુવામાંથી નીકળેતો બહાર એટલે એકલી મનોભૂમિપર કેટલું દર્શન થાય છે! અસ્તુ. જ્યારે સ્ત્રી, પુત્રો, કુટુંબનો ત્યાગ કરીએ ને વિષ જેવા વિષયનો ત્યાગ કરીએ, ત્યારે પણ બીજી સ્ત્રી, પુત્રોની કુટુંબજાતના વિષયભોગ વળગે છે અને તેનો પણ ત્યાગ કરવો પડે છે.

દિક્ષારૂપી સ્ત્રીનું અભિમાન, ચેલારૂપી પુત્રોનું અભિમાન,

શ્રાવક, શ્રાવિકારૂપી કુટુંબનું અભિમાન, ઉપાશ્રયરૂપ ઘરનું અભિમાન, પુસ્તકાદિરૂપ મિલકતનું અભિમાન; એવાં અભિમાન ત્યાગવાં જોઇએ છીએ. કારણ કે દિક્ષારૂપી શુભ પણ સ્ત્રીથી પ્રાપ્ત થએલી તે વસ્તુઓ અભિમાન કે અહંકારને માટે નથી.

ત્યાર બાદ આંતર સ્ત્રી તે માયા, જે વિભાવિક છે, તેને તજવી; એટલે સરળતારૂપી સ્વાભાવિક સ્ત્રી સરલતા અંદર બેઠી છે, જે મોક્ષમાં પણ સાથે રહે તે પ્રાપ્ત થશે. ક્રોધ-માનરૂપ પુત્રોને તજવા. લોભરૂપ કુટુંબને તજવું અને મોહરૂપી વિષયવાસનાને તજવી, એટલે ક્ષિણમોહે અવાશે, એટલે ત્યાંથી પાછું પડી જવાનું નથી માટે જ્ઞાની આવા ભાવે રહી નિર્વાણપદ પામે છે.

મુનિ કેમ વિચાર કરે !

**इंद्र फणिंद्र नरेंद्र ए, नहि सरणुं दातार;**
**आत्माने आत्मा शरण, मुनि करे एम विचार. ६७.**

**ભાવાર્થ:**—ઇંદ્ર, ફણિંદ્ર કે રાજા એવું કોઈ આત્માને શરણ નથી. પોતેજ આત્મા આત્માનું શરણ છે, એમ મુનિઓ પોતાના આત્મામાં ચિંતવે છે.

**પરમાર્થ:**—દેવોના રાજા ઇંદ્ર, અને નાગલોકના રાજા નાગેન્દ્ર, તેમજ મનુષ્યના રાજા નરેન્દ્ર એ કોઈ શરણ આપે એવા નથી, કારણ કે એઓ પોતે પણ જો દેહ મમત્વ રાખે તો પોતાનું શરણપણું પોતે પાળી શકે નહીં, તો પછી તમને તો કયાંથી શરણ આપી શકે ?

કયા ઈંદ્રે, નાગેન્દ્રે, કે નરેન્દ્રે કોઇને જન્મમર્ણથી બચાવ્યો ? કોઇએ નહીં.

પરંતુ જેણે પોતાના આત્માનુંજ શરણું લીધું છે, તેમના કહેવા પ્રમાણે આપણે પણ આત્માનું શરણ લઇએ, તો આપણે ખરેખરા મુનિની માફક વિચાર કરત, પણ મુનિ તેજ કે પરવસ્તુનો વિચાર કરવાને પણ મૌન ધરે છે, એટલે સ્વવસ્તુ જે આત્મા તેનુંજ શરણ સ્વાભાવિક તેને થઇ રહે છે, તો એ બીજા ઈંદ્રાદિ ક્ષણિક શરણને શું કરે ?

* સ્વસત્તા ( આપબળ ).

**जन्ममरण पोते करे, भोगभोगवे आप;**

**दुर्गति शिवपद आप ते, दृढ धारी ए छाप. ६८.**

**ભાવાર્થઃ**—આવું તમારા હૃદયમાં ચોકસ સમજી લો કે, પોતાના જન્મમરણના કર્તા પણ પોતે છે, પોતે પોતાને સુખભોગ આપે છે. અને પોતે પોતાને દુઃખમાં રોળે છે, એટલુંજ નહીં પણ પોતે પોતાને નર્ક, તિર્યંચની નીચ ગતિમાં પણ ધકેલી દેછે. તેમજ પોતે પોતાને, (સુખના સાગર-રૂપ) શિવપદ એટલે મોક્ષપદે પણ ચડાવી દેછે.

**પરમાર્થઃ**—" જન્મમરણ પોતે કરે "

જન્મમરણ થવાં કે ન થવાં એ મારા હાથમાં છે. લાલન તારે ન મરવું હોય તો ન માર, કારણ કે ન મરવાનો ખરો ઉપાય ન મારવું છે. જ્યાંસુધી તું બીજા જંતુઓને હણે છે, ત્યાંસુધી તું હણાય છે. ખાવામાં તું

બીજાને મારે છે, પીવામાં તું બીજાને હણે છે, પહેરવામાં
તું બીજાનો ઘાણ કાઢે છે. મઢી, ઝુપડું, ઘર, હવેલી, બં-
ગલો અને મહેલ બાંધવામાં તું બીજા જંતુઓનો નાશ કરે
છે. હાલવામાં, ચાલવામાં, દોડવામાં, બોલવામાં કોઈનું અ-
નિષ્ટ ઇચ્છવામાં, તું જ્યાંસુધી બીજાને હણી રહ્યો છે—મારી
રહ્યો છે અનેક જીવના કસાઇરૂપે પ્રાણ લેછે, ત્યાંસુધી તારા
પ્રાણ લેવાય છે. માટે જો તારે અમર થવું હોયતો, અ-
માર થા; **અમરી** રહેવું હોયતો, તારા પિતાશ્રી **વીરપર-
માત્મા**એ, તથા શ્રી **પાર્શ્વનાથજી**એ જેમ **અમારી પડો**
વગડાવ્યો, તેમ **અમારી પડો** વગાડ; અને **મન, વચન,
કાયાથી** ત્રણે પ્રકારે, નિર્મળ હૃદયથી પ્રથમ નિયમ કર કે
**खामेमि सव्व जीवा, सव्वजीवा खमंतु मे; मित्ति मे सव्व
भूएसु, वेरं मज्झं न केणवी.** " સર્વ જીવો ( જેણે મને કોઇ
પણ કાળે, દેશે, દ્રવ્યે કે ભાવે હણ્યો હોય તે સર્વ જીવો )
ને હું ક્ષમા કરૂં છું, મને પણ તેજ રીતે સર્વ જીવો ક્ષમા
કરો. ( હવેથી ) સર્વભૂત અર્થાત્ સર્વ જીવોમાં મારી મૈત્રી
છે, અને વૈર તો કોઇપણ જીવ સાથે નથીજ. આવો [1]નિયમ

---

૧ લબાડ, લાલન તે વારંવાર પ્રવાહપ્રતિક્રમણમાં તું સર્વ જીવોને ખ-
માવું છું ( **खामेमि** ) એવું વચન આપતો, પણ તું કહે કે તે વચન
તેં પાળ્યું? વિચારશૂન્ય ઉચ્ચાર કર્યો પણ આચાર ક્યાં? માટે જે
રોજ રોજ **खामेमि सव्व जीवा** એમ **ઉચ્ચારે** છે. તેને પ્રત્યેક પ્રતિક્ર-
મણની અંતે **વિચાર** કર કે હવે કોઇ જીવ સાથે, કોઈકાળનું, કોઇ દે-
શનું, કોઇ પ્રકારે વૈર હોય છે. પ્રતિક્રમણનો અર્થ વિચારી તેમ ન
કરવા નિયમ લે. અને જે ઉચ્ચારે છે, તેને વિચાર ને જે વિચાર્યું

કરી પછી ખાવા પીવાદિમાંથી જે હિંસા થતી હોય, તે બીજાનું મરણ લાવનારી હિંસાને દૂર કર. એટલે કે દાખલા તરીકે "નવકારસી કર" એટલે રોજ બેઘડી ચાર જાતના આહારના જીવોને **અભયદાન** આપ. કારણ કે જેટલું તું બીજાને, અભય કરે છે, તેટલોજ તું પણ **અભય** થતો જાય છે, એવું થોડીવારમાં જણાઇ આવશે. આમ કરવાથી મહિનાદિવસમાં રોજની બેઘડી ખાવાપીવામાં, જીવને માર-વાનું બંધ કરેતો, ૬૦ ઘડી એટલે એક દિવસના ઉપવાસ જેટલું થયું. મહિનામાં એકદિવસ ભોજનાદિ સંબંધે અમારી પડો વજ્યો.

હે સર્વ જીવને અભયદાન આપનાર અમારી પડો વગા-ડનારા, જગત્ પિતાશ્રી **વીરના** પુત્ર, રાત્રિભોજન, બંધ કરી, **ચોવીહાર**–ચાર પ્રકારના આહાર કરવાના પ્રત્યાખ્યાન કર એટલે એ ચાર–ખાવા, પીવા, સ્વાદ કરવા, અને મુખ-વાસ વગેરે કરવારૂપી આહાર કરી જીવોને હણવાનું–મા-રવાનું, બંધ કર. આમ મહિનાની ત્રીસ રાત્રિ એટલે, ત્રીસ અર્ધા દહાડા, એટલે પંદર આખા દહાડા તું અણહારી રહ્યો. અને ખાવાપિવાઆદિમાં મરતા જીવોને ન માર્યા, તે રાત્રિ

---

તેને આચાર અણસમજુ **લાલન**, ઉપાશ્રયરૂપી નિશાળમાં કકો કે-વડો, ખખો ખાજલો; તેવી રીતે, વિચારશૂન્ય રીતે આટલા આટલા વર્ષો સૂધી **खामेमि सव्व जीवा,** એમ ગોખ્યે કંઇ ક્ષમાનો,–સર્વ જીવ-પરની ક્ષમાનો કકો આવડશે ?

ભોજન–પાન બંધ કરવાથી, રાત્રિ અર્ધ્ધ દહાડા પ્રમાણમાં હોવાથી પંદર ઉપવાસ કર્યાં બરાબર થયું.

આમ માત્ર રોજ નોકારસી કરવાથી, તથા રાત્રે ચતુર્વિધ આહાર ત્યાગથી એકને પંદર સોળ ઉપવાસ એક માસમાં બને છે. અર્થાત્ ભોજનાદિ સંબંધે જોતાં, આવું સહેજ વર્તન રાખતાંજ મહિનામાં ૧૬ ઉપવાસ થાય છે,–અમારી રહે છે. અને ચૌદ દિવસ આહારી હોવાથી મારી રહે છે. માટે તેમાંથી તું વીરનો પુત્ર હોવાથી તારા દાદાની પૂજા કરતાં રોજ બોલે કે **ऋषभचरण अंगुटडे, दायकभव जल अन्त.** આમ કહેતો તે અમારીના પગલે ચાલી, અમારી થવા વીર્ય ફોરવ. એક શુકલ પંચમીનો, બે પાખીના એમ, ત્રણ ઉપવાસ કરેતો, પૂર્વના સોળ દહાડામાં ત્રણ ઉમેરતાં, ઓગણીસ ઉપવાસ થશે. વળી બે અષ્ટમીને દિવસે એકાસન કરે, તોપણ એક ઉપવાસ જેટલું થશે. કારણ કે રોજના બે ભોજન તું કરે છે, તો બે અષ્ટમીએ બે ભોજન એટલે એક દહાડો ભોજનાદિની હિંસા વિનાનો ગયો, આમ રોજ નોકારશી કરતાં મહિનામાં ૧૫. બે અષ્ટમીના એકાસન કરવાથી મહિનામાં ૧, અને પંચમી, અને બે પાખીના ઉપવાસ કરવાથી મહિનામાં ૩. એમ સર્વ મળી ભોજનાદિ સંબંધે, અમારી એકમાસ જેટલા એટલે ત્રીસ દિવસમાં વીસ ઉપવાસ એટલેસુધી તો તું સહજમાં આવી શકે છે. અર્થાત્ મહિનાના દિવસ ગણતાં વીસ દિવસતો તારા ઉપવાસ થયા. એક મહિનાના વીસ ઉપ-

વાસ એટલે મહિનામાં બે ભાગ ઉપાવાસ અને એક ભાગ
નહીં. મહિનાનો મોટો ભાગ અણાહારી=અમારીનો રહ્યો.
તું ૨/૩ અમારી થયો. તારા પિતાને પગલે ચાલવા લાગ્યો:
અને અમરને અમારીને પગલે આગળ ચાલતાં ચાલતાં
તારૂં જે સ્વાભાવિક અણાહારી પદ છે, તેને પહોંચીશ, એ-
ટલે **અમારી** થઇ રહે, તો **અમરી** થઇ રહીશ, એટલે
**અમર** થઇશ. આતો ભોજનાદિ સંબંધે થયું,[1] તેમજ વસ્ત્રાદિ
છાપરાદિ સંબંધે સમજવું.[1] આમ જ્યારે **અમારી** થયાં
એટલે અમર થવાશે.[2]

હવે અજન્મ થવું પણ પોતાના હાથમાં છે, કુતરાંની
માફક જ્યાં ત્યાં ભટકી પરદારા કે પરપુરૂષ સેવવાનું બંધ
કરવું, અને સ્વદારામાં કે સ્વપતિવ્રતમાં આવવું. ત્યારે
જેમ જેમ બ્રહ્મચર્ય સ્થિર થતું જાય તેમ તેમ અજન્મતા
આવતી જશે. કારણ કે સર્વથા બ્રહ્મચર્ય માત્ર દ્રવ્યથી લે,

---

૧ દ્રવ્યભાવે, ઉચ્ચારે, વિચારે, ને આચરે. મુઠસીં, ગંઠસી કરી
અહિંસાભાવે નિરન્તર રહે તો ઉપરની હકીકત ખરી ઠરશે.

૨ માણસ હાલ ત્રણ ચીજની જરૂરીઆત ગણે છે. એટલે કે ભૂ-
ખના દુઃખથી બચવાને પેટ ભરવું. ટાઢથી બચવાને જાડાં, ને ગર-
મીથી બચવાને આછાં, વસ્ત્ર પહેરવાં. તડકા વર્ષાદિથી બચવાને
છાપરા નીચે એટલે ઘરમાં રહેવું. એમ ત્રણ જરૂર છે, અને તે પણ ન્યૂ-
ન કરી શકે છે પરન્તુ બીજી તો પરનાં હાણ જેમાં છે, એવી મોજ
શોખ છે. ઉપયોગ રહિત મોટા ધનાઢ્યો મહા હિંસક,-ધોળા કસા-
ઇઓ છે.

તો કોઇ પણ જીવનો તું જન્મ નહીં આપે, તો તારો જન્મ પણ નહીં થાય. જેમ કોઇનું મરણ નિપજાવાય એવી રીતે વર્તન ન કરવાથી પોતાનું મરણ ન થાય, એટલે અમર થવાય, તેમ સ્ત્રી કે પુરૂષ સેવન વડે કોઇને જન્મ ન અપાય એટલે જન્માવવાનું બંધ કરવાથી, જન્મવાનું પણ બંધ થશે. એટલે કે નહીં જન્માવવું તોજ અજન્મા થવાશે. માટે પ્રથમ હલાહલ ઝેર જેવા વિષયના વિષને છોડી પ્રથમ સ્વદારા કે સ્વપતિમાં, સંતોષ કરી પરદાર, પરપુરૂષના અબ્રહ્મચર્ય હોમી, પછી તેમાંથી પણ ઓછે ઓછે કરી, સર્વથા ત્યાગ કરવો, એટલે તમારાથી કોઇ જન્મ નહીં પામે, તો તમે પણ કોઇથી જન્મ નહીં પામો. આમ અજન્મ પરને કરશો, તો તમે અજન્મ થશો.

આ એક રીતે જોતાં અજન્મ અને અમરણ થવામાં અજન્માવવું અને અણમારવું ન્યાયપુરઃસર ઠરે છે.

બીજી રીતે વિચાર કરતાં જેટલા પરજીવ સાથે સંબંધ છે, તે સંબંધમાંથી કેટલાક સંબંધોમાં ગાઢ ઇચ્છાના સંસ્કારો રહે છે. અને બીજા સંબંધો પણ પૂર્વના કરેલા ગાઢ હોવાથી,-તે સંબંધ પૂરા થયા કે તે બીજા સંબંધોવાળાને મળવાને મરણસિવાય બીજા રસ્તા નથી એટલે પૂનર્જન્મ લઈ તે સંબંધ પૂરા કરે છે, વળી તે વચને, મને નવા સંબંધ બાંધે છે, કે જેને લીધે, તે સંબંધો પૂરા કરવાને, જન્મમરણ, મરણજન્મ પોતાનાજ કરેલા સંબંધને લીધે થાય છે.

માટે સર્વ પરજીવ સાથેના સંબંધો છોડી કેવળ આત્મા સાથે સંબંધ રાખવાથી, અમર ને અજન્મ થવાય છે.

ત્રીજી રીત એવી છે કે જેટલી જેટલી પરવસ્તુ છે, એ પરસ્ત્રી કે પરપુરૂષ જેવાં છે, અને તેને ભોગવવાં એ પરદારા કે પરપુરૂષ ભોગવવા બરાબર છે. એ એ વિષયભોગની ઇચ્છા એટલે નાનાપ્રકારની વસ્તુની પ્રાપ્તિની ઇચ્છામાંથી કેટલીક આ જન્મમાં પૂરી થાય ને કેટલીક પૂરી ન થઈ તેને પૂરી કરવા બીજો જન્મ આવે; વળી તે ઇચ્છાઓ પૂરી ન થતાં ત્રીજો એમ જન્મો લેવા પડે છે એમ પોતાની પરવસ્તુ પ્રાપ્તિની ઇચ્છાને લીધે જન્મ લેવા પડે છે. વળી જન્મમરણુ, અને મરણુ જન્મ કરનાર આવી વસ્તુપ્રાપ્તિ આપણા જીવને લોહચુમ્બકની પેઠે ખેંચે છે, તે છતાં આપણે તેવી વસ્તુ તરફ પોતાની ઇચ્છાથીજ ખેંચાઇ જઇએ છીએ; માટે જો અજન્મ—અમર થવું હોય તો, પોતામાં રહેલી શાશ્વત આત્મવસ્તુ તરફ મુખ કરવું એટલે અંતરાત્માની સન્મુખ થવું, એટલે પરવસ્તુરૂપી લોહચુમ્બક તમને ખેંચી જન્મમરણુ નહીં કરાવે અને આત્મામાં રહેવું એવું નિશ્ચય બ્રહ્મચર્ય થઇ પરવસ્તુનો સર્વથા ત્યાગ બનશે.

માટે પહેલાં તો વૃત્તિસંક્ષેપ એટલે, પૂર્વે જે જે જન્મમાં ઇચ્છા કરી હોય તેનો સંક્ષેપ કરવો: હવે પરજન્મમાં શી શી પરવસ્તુઓ ઇચ્છી હતી, તે સ્મરણમાં ન આવે તો, જેટલી યાદ આવે તેટલીની બંધી સંપૂર્ણ કરવી. હવે નવી ઇચ્છા ન વધારવી. અને સ્મરણ કરેલી ઇચ્છાના પદાર્થમાંથી

સર્વથા ન બને તો ન્યૂન કરી વૃત્તિસંક્ષેપ કરવો. વૃત્તિસંક્ષેપ એટલે ચિત્તને પરવસ્તુમાંથી ભટકતું રોકવું–પરવસ્તુ તે પરદારા–કે પરપુરૂષ એને વિષજેવાં સમજી છોડવાં.

આમ આ જન્મની વૃત્તિમાં ઇચ્છાનુરોધ થયો. પરંતુ પરજન્મમાં કરેલી ઇચ્છા, પરવસ્તુની ઇચ્છા ઉપજાવશે તો તેને જેમ ઉદય આવે તેમ છોડી દેવી. એમ કરતાં કરતાં પરજન્મની ઇચ્છા જતી રહેશે. આ જન્મની ઇચ્છાનું પ્રમાણ કર્યું છે, ને નવીન ઇચ્છા કરવી નથી. માટે આ જન્મની ઇચ્છાનું કરવું રહ્યું, હવે તેમાંથી પણ ઓછી કરી કરી કરી પરિગ્રહનું પ્રમાણ કરવું. માત્ર સાદું ખાવાપીવા, ઓઢવા, પહેરવા, જેટલું રાખવું, તેમાંથી પણ ઓછું કરી સાદું થવું. તેમાંથી પણ મમત્વતા તજી સ્વવસ્તુમાં પ્રવેશ કરવો. અને તે અજન્મ અમર—જે સ્વભાવ છે, તે અજન્મ અમર પ્રથમ જણાઈ, પછી તે બની રહેશે.

"ભોગ ભોગવે આપ;"

સુખ પણ પોતે કર્યું છે, કરે છે ને કરશે અને દુઃખ પણ પોતે કર્યું છે, કરે છે ને કરશે. સુખ પણ પોતાની કૃતિથી ભોગવે છે, અને દુઃખ પણ પોતાની કૃતિથી સહે છે. સુખદુઃખનું અધિપતિપણું પોતાની કૃતિજ છે, કારણ કે પોતેજ તેનો કર્તા છે, ને પોતેજ ભોક્તા છે, આમાંથી

**દુઃખ જો અનિષ્ટ છે એટલે ન સહેવું પડે તેનો ઉપાય શો?**

કોઈપણ જીવને દુઃખ ન આપવું કે જેથી દુઃખને દેશવટો અપાય. હડહડતા ચોરને કે ખૂનીને એન્ડામાન એટલે કા-

ળાપાણીએ મૂકે છે, તેમ પરવસ્તુને અન્યાયથી ગ્રહણ કરનાર, આન્ડામાનના કાળાપાણીમાં જઇ દુઃખજ ભોગવે છે. માટે દુઃખને દેશવટો આપવાને અન્યાયથી પ્રાપ્ત કરવાનું બંધ કરવું કે સુખના સ્વદેશમાં વસાય. અન્યાય, જૂઠું, છળકપટ વગેરે, બોલી, વર્તી-પરજીવને દુઃખ આપવાનું સર્વથા છોડવું એટલે દુઃખતો દૂરજ જતું રહેશે.

હવે સુખ જે વ્યવહાર-ન્યાયવડે મળે છે, એટલે સુખ આપવાથી, રક્ષા કરવાથી સુખ મળે છેઃ તો તે સુખપણ ક્ષણિક છેઃ જેમકે છોકરો જન્મતાં સુખ થયું, મરતાં દુઃખ. માટે સુખ અને દુઃખ, તે એક ઇચ્છિત વસ્તુના સર્વત્ર બે છેડા દેખાય છે. સુખને અંતે દુઃખ આવવાનુંજ એમ સર્વત્ર સમજવુંઃ માટે એ સુખપણ પરિણામે દુઃખરૂપ થાય છે. પરંતુ એવું કોઈ સુખ ખોળવું કે-જે હાલ સુખરૂપ અને હવે પછી સુખરૂપ હોય; અને તે એ કે શુભપ્રવૃત્તિ, શુભમાં વૃત્તિ, વર્તન-એટલે પુણ્યાનુબંધ પૂણ્ય. પરંતુ તે પણ તીર્થંકર, સુધીની ઉત્તમોત્તમ અવસ્થાસુધી લઈ જશે; પરંતુ તે પણ ક્ષયપ્રાય હોવાથી આત્મા જે અભ્યંતરમાં છે! ને જે સુખનો સ્વયંભૂરમણ છે, અને જ્યાંથી પૂણ્યાદિના તો માત્ર છાંટાજ બહાર ઉડે છે, આમ જોતાં તો સુખ ભોગવવું જેમ પોતના હાથમાં છે, અને દુઃખ સહન કરવું પણ પોતાના હાથમાં છે; તેમજ એ દુઃખને દૂર કરવા, અને ક્ષણિક સુખને મૂકી પરમસુખસાગરમાં મહાલવાનો ઉપાય પણ આત્મા તરફ વળવાથી બને છે એમ આગળ કહેશે.

## " દુર્ગતિ શિવપદ આપલે. "

એક વેળા એક રાજાની રાણી ગોખમાં બેઠી હતી; તેણે રસ્તામાં છાણુ જોયું, તેને વૃત્તિ થઈ કે નીચે જઇ છાણુ ખાઉં. પછી નીચે જઈ છાણુ ખાઈ રાજી થઈ. તેમ ત્રણ લોકની રાણીજેવી જીવવસ્તુ તે છાણુરૂપ અન્ન ખાવાને મનુષ્ય, તિર્યંચ, નારકી આદિ વિષય ભોગની ઇચ્છાથી, નીચે આવી[1] તે ચાખી રાજી થાય છે? કેટલાક લોકો કોઇ રાણીની પેઠે, પોતે એક જગાએ બેસી, પોતાના માણુસ પાસે છાણુ મંગાવી ખાય તેમ આ ખેડુત વગેરેની પાસેથી છાણુ મંગાવી ખાય છે, પરંતુ પોતે જ્યાં બેઠી છે. દુધપાક આદિ વસ્તુ છે, તેનો સ્વાદ લેતી નથી, તેમજ પોતામાં જે આત્મા સુખરૂપ, દર્શનરૂપ દુધપાક અને જ્ઞાનરૂપી શર્કરા અને ચારિત્રરૂપી કેશર પોતે ખાતી હોય તો શું નથી જીવાતું? તેમજ પોતે લોકાલોક સ્વભાવે પ્રકાશવાન હોવા છતાં પોતે જે પૃથ્વીપર જન્મ્યો, તેટલોજ પોતાને સમજી તેમાંજ રવડ્યા કરે છે. અનંત વીર્યવાન્ હોવા છતાં, હું શું કરૂં! અરે અરે! કર્મ કઠિણુ છે. એમ કરી બાપડો,–બિચારો,–રાંકડો,–થઇ જાય છે. પરંતુ તે કર્મના કર્ત્તાને જુએ છે તેમ હર્ત્તાને ન જોતાં, દુર્ગતિમાં પડ્યા પછી પણુ રગદોળાયાં કરે છે. પોતે સિદ્ધક્ષેત્રપર વિરાજી ત્રણુ લોકનો

---

૧ નિશ્ચય સ્વભાવથી નીચે આવી; આમ હોવાથી વ્યવહાર લખાયું છે. નીચે આવી આ શબ્દ અલંકારિક છે. કાર્યેથી કારણુ નિશ્ચય તરફ પ્રેરણા થાય માટે.

નાથ સ્વભાવે હોવા છતાં, અહીં બંગલા, મહેલ, હવેલી, ઘર, ઝુંપડાને મટીની કેદમાં પડ્યો છે? આમ દુર્ગતિમાં પડ્યો એમ પણ પોતે અને સદ્‌ગતિમાં કે મોક્ષમાં ચડે એ પણ પોતે.

પરંતુ અત્ર વચમાં કહેવાનું છે કે જીવને પડવું એ અ-સ્વાભાવિક છે-અને ચડવું એ સ્વાભાવિક છે. જેમ એક જલાશય સરોવરમાં એક સ્વભાવે હલકું એવું તુમડું હોય, તેને સરોવરમાં તરવું; સ્વાભાવિક છે, ઉપરજ ચડી, ત્યાં રહેવું તે સ્વાભાવિક છે, પરંતુ નીચે ઉતરવું બહુ કઠિણ છે. પડવામાં બીજી વસ્તુનો તેને ભાર હોવો જોઇએ. તેમ જીવને આ સંસારરૂપ મહાસરોવરમાં તરવું એ સ્વાભાવિક છે, ને પડવું કે નીચે જવું એ અસ્વાભાવિક ને કઠિણ છે-કારણ કે પર-વસ્તુંનો ભાર, તેને કરી આપ્યાવિના પડાતું નથી. ચડવામાં માત્ર જેમ માટી ખસેડવી પડે છે, તેમ અહીં શિવગતિમાં ચડવામાં કર્મરૂપી માટી ખસેડવી એટલુંજ છે. એટલે તે પોતાની મેળે ચડશે—એટલે ક્રોધરૂપી કાદવને ક્ષમારૂપી જલે ધોશે, માનરૂપી મેલને નમ્રતાના સાબુએ સાફ કરશે, માયારૂપી ચિકાશને સરળતારૂપી અરિઠાથી દૂર કરશેજ, લોભરૂપી હાયવોયની બળતરાને સંતોષરૂપી ગુલાબજળથી આનંદ આપશેજ. આમ થયું કે જીવ ઉપર ચડતો ચડતો સંસારરૂપી મહાસરોવરને અર્ધો તો ઉપર ચડી જશે. કારણ કે અર્ધ પુદ્‌ગલ પરાવર્ત થવાને માત્ર હલકો હોવાથી આ-ત્મદર્શન કરતાં પોતાની ખસેલી માટીથી તુમડું ખુલ્લું દેખાઇ

આવે તેમ પોતે પોતાને દેખાઈ રહેશે, પછી વિરતિ થતાં–ઘણોજ ઘણોજ સર્વવિરતિ ઉપર ચડશે. સર્વવિરતિ થતાં તેથી પણઉપર ચડશે અને છેવટે ઉપર,–સંસારસમુદ્રની ઉપર–ચૌદરાજની ઉપર સિદ્ધસિલ્લામાં તરી રહેશે. આમ નિરંતર મન દુર્ગતિ, પરવસ્તુ તરફ ન ઘસડાવાથી પોતેજ સ્વરૂપ મેળવતો સદ્દગતિ કે શિવપદ,–મોક્ષપદપર ચડવાને સ્વભાવે પ્રવૃત્તિ કરશે.

માટે આતો નિર્ણય છે, કે જન્મવું ને મરવું કોઈ બીજાના હાથમાં નથી, પણ પોતાનાજ હાથમાં છે. તેમ દુઃખ દૂર કરવું, ક્ષણિક સુખ મૂકવું ને શાશ્વત સુખ લેવું એ પણ પોતાનાજ હાથમાં છે. દુર્ગતિને દૂર કરી, સ્વગતિ,–મોક્ષપદમાં રહેવું. એપણ પોતાનાજ હાથમાં છે, એમ સિદ્ધ થયું.

અરે બાંધવો, બેનો, માતાઓ, અને પુત્રીઓ, કદાચ આપમાંના કેટલાકને અંદર જીવ સામર્થ્યે જોવાનું ન બન્યું હોય, તો જેણે સર્વથા સર્વ રીતે અભ્યંતર ને બહાર જોયું છે એવા આપણા પિતાશ્રી વીર, નવતત્ત્વના ઉપદેશક નવતત્ત્વની વ્યાખ્યા કરતાં કહે છે કે જીવ એકલો કર્મનો કર્ત્તા નથી, નથી એકલો કર્મનો ભોક્તા, પરંતુ કર્મનો કર્ત્તા છે. ભોક્તા છે, અને તે ઉપરાંત કર્મનો હર્ત્તા પણ છે. આશ્ચર્ય છે કે, ઘણી બેનોને, બાંધવોને, માતાઓને, પુત્રીઓને, આ વાતની ખબર પણ છે પણ ઉપયોગ હર્તા ઉપર નથી. શ્રી વીરવચનમાં શ્રદ્ધા પણ છે, છતાં કર્મનો હર્તા છે. એ વાત ભૂલી જઇ, શું કરિયે, ભાઈ, કર્મ કઠિણ છે, એમ કહી બાપડાં રડેછે;

પરંતુ જીવ કર્મનો હર્તા છે, અને હર્તારૂપે કેવો સવીર્ય છે તેને જોઇ કર્મને-કઠિણ કર્મને રડાવતા નથી, પણ પોતેજ રડે છે. શ્રીમદ્ ખાંતિ વિજયની "પેઠે બાપલડાં રે પાતકડાં હવે તમે શું કરશો" એમ નથી કરતા તેમજ ઘણા ખરા જોતા નથી કે સવીર્ય આત્મા પોતામાં કોણ છે? આત્માજ શક્તિમાત્ર સદ્વિદ્યાચારરૂપી સૂક્ષ્મદર્શક યંત્ર કે-વીર પરમાત્માના વચનમાં શ્રદ્ધારૂપ દુરબીનોથી પણ જોતાં જીવને જોતાં પોતેજ તે કર્મતો બિચારાં ભાગ ભાગ કરે છે. ક્યાં કેશરી-સિંહ જેવો આત્મા અને ક્યાં હરિણનાં જેવાં કર્મ, ક્યાં શ્રીવીરપરમાત્માના સિંહલંચ્છને જોઈ, પોતાનું શ્રાવક-(સાવક) સિંહપુત્ર લંચ્છન યાદ કરનારા ચેલાની, દૃઢ પ્રહારી, સુદર્શન, આનંદઘન, અને ક્યાં આજકાલના પોતાને અધ્યાત્મિક કહેડાવવાં છતાં રડતા કર્મથી રડતા-કર્મને નહીં રડાવતા, એ ખરા બિચારા ભાઇઓ નહિ પણ બંગડીબા-ઇઓ છે. હે વીરપ્રભુ, જેવાં શૂરવીર પુરૂષોને યોગ્ય એવું જિનદર્શન, ધર્મને પણ વેપાર કરનારા વાણિયાના હાથમાં કેમ શોભે! પરંતુ હે વીરપરમાત્મા, ઓ શાશન દેવતાઓ, આ વેપારીને વ્યવહારમાં વાણીઆ રાખી, પરમાર્થમાં વીરપુ-રૂષો—શૂરવીર પુરૂષો પણ દાખવવા કૃપા કરો. ઓ શાશન દેવતાઓ, આટલું તો કરો કે કર્મભીતિથી હારનારા ને ધગ-ધગતા ક્રોધને હિમાલયના હિમથી પૂર્ણપણે ઉપશમરૂપ હિદ્દ-ચાલયની ક્ષમારૂપી શીતતા પૂર્ણપણે ઠારનારા એ વીરપ્રભુ તારા દર્શની હો. પૌદ્ગલિક અભિમાન છોડી, આત્મિકમાનને,

ઉચ્ચ આશયે ચડાવો માયાના ખાબોચીઆમાંથી નીકળી સરળતારૂપી શત્રુંજીમાં સ્નાન કરાવી સ્વચ્છ કરો. અને લોભના દરિયામાંથી ઉપાડી, સંતોષામૃતના મહાસાગરમાં વર્ષી દાનના વહાણોપર ચડાવો. સંસારની પેલેપાર-સિદ્ધ ક્ષેત્રને મહાબંદરે પહોંચાડો. એટલુંજ નહીં પરંતુ અનુભવ કે શ્રી વીરવચનમાં શ્રદ્ધારૂપ દુર્બીનથી આત્મવીર્ય દેખાઓ. હવે સત્વર જાણો કે જન્મમરણ એ પોતાનાજ હાથમાં છે; તેમજ દુઃખમાં રગદોળાવું કે સુખના શિખરપર ચડવું એ પણ પોતામાં છે. તેમજ નર્ક, તિર્યંચ, દુર્ગતિ, કે દેવતાની હલકી કે મનુષ્યની ચડતી ગતિમાં ચડવું કે શિવપદમાં વિ-રાજવું, એ પણ પોતાને સ્વાધીનજ છે.

વળી જીવ શબ્દનો અર્થ જીવે છે, તે છે; તો તેને મરણ એ સ્વાભાવિક કેમ હોય? મરણ એ કઠિણ છે, અઘરૂં, પરંતુ જીવવું એ સ્વાભાવિક સરલ ને સહેલું છે; તો તેવા જીવમાં મન, તન, વચન રાખવાં, તેનાં અનુચર કરવાં.

નાનાપ્રકારના દેહોતો માત્ર કેદખાનાં છે, અને તેથી કઠિ-ણને અસ્વાભાવિકજ પરંતુ સ્વભાવેજ સ્વતંત્ર, એવો જીવ જન્મી જન્મી પરાધીન થવું કેમ પસંદ કરે. વળી સ્વભા-વેજ ચડતો, હલકો, ને સુખરૂપ તે નીચા ભારે એવા દુઃખમાં કેમ પડે? સુખ એજ આત્માનું નામ છે. તો તે દુઃખના અસ્વાભાવિકપણાને પકડે એ નવાઇ? એવું જ્ઞાન હવે સત્વર થાય એમ થવું જોઇએ. વળી દુર્ગતિમાં, પાડનારા કર્મરૂપી કાદવ, ને સ્વભાવે ઉંચે ચડનાર, તુંબડા જેવા હલકા જીવને

શિવપદ પ્રાપ્ત કેમ ન હોય? અર્થાત્ માત્ર કર્મના કાદવને લીધે, તેના ભારથીજ નીચે રહેવું પડે છે; પરંતુ આસપાસ ક્ષમાદિ પાણીની છોળો લાગવાથી તુંબડાપરનો કાદવ જઈ, ઉપર ચડશેજ.

પાપરૂપ કાદવના ખાડામાં નહીં, પરંતુ આ દયારૂપ જલાશયના જેવા જિનધર્મમાં આવેલું જીવરૂપ તુંબડું દયા જળની છોળો લાગી પૂર્વના કાદવને ધોઈ ધોઈ હલકું કરે તેમાં શું આશ્ચર્ય? આમ હોવાથી તે પોતાના હલકા એવા સ્વભાવથી જેમ જલાશયની છોળ લાગતાં ઉપરજ તુંબડું આવે, તેમ ચૌદરાજની ઉપરજ એટલે સિદ્ધક્ષેત્રમાંજ સ્વભાવે જીવ તરી રહેવાનો એમાં શું આશ્ચર્ય?

શિવરાજ્યની શીઘ્ર પ્રાપ્તિ કેમ થાય?

**जन्ममरण करनार तुं, तेथी तज परभाव;**

**ध्यावो निजस्वरूपने, शिघ्र बनो शिवराव. ६९.**

**ભાવાર્થ:**—તારાજ કરેલા પરભાવને લીધે તુંજ તારાં જન્મમરણ કરે છે, માટે તે પરભાવને છોડી, તારા નિજસ્વરૂપનું ચિંતન કરતો શિઘ્ર શિવપૂરનું રાજ્ય મેળવીશ.

**પરમાર્થ:**—તારા પોતાનાજ કરેલા પરભાવને લીધે, એટલે દેહાદિ અને જગત્ જે દૃશ્ય છે તેમાં હું ને મારૂં, તારે હાથેજ તે કરેલું હોવાથી જન્મમરણ તારાં થાય છે, માટે તેનો કર્ત્તાજ તું છો. હવે પરવસ્તુ જે પુદ્ગલાદિ છે તેમાંથી અંદર હું હું કરી રહે છે તેને જૂદો સમજ. અને એ જૂદો સમજાયો તો, અભ્યંતર હું તે કોણ છે તેની સાથે

તારા મનને રાખીને મનથી જો, એટલે તારૂં નિજસ્વરૂપ તને દેખાશે. એ દેખાયલા નિજસ્વરૂપી કિરણુને પકડી લે, એટલે વગર પ્રયત્ને તું ઉંચો ચડતો જણાઈશ. કારણ કે જીવ સ્વભાવે ઊંચગતિમાં ચડે છે માત્ર પરભાવે નીચે પડે છે; વળી ચડીચડીને મૂકી દઈશ તોપણ ગુણસ્થાનકે હોવાથી પગલે પગલે ઉપર ચડીશ. પરંતુ તે અંતરદર્શન થયેલ હું રૂપ કિરણુ—આત્મજ્યોતિ કિરણુ પકડી રાખીશ તો ઉપશમ ક્ષપક શ્રેણીવડે પેલીવારે, Elevaton, Lift ની પેઠે એકદમ બાર ગુણુસ્થાનક જેટલો ચડેલો જણાઈ રહીશ. અર્થાત્ સત્તાથલમાંથી મોહ જતો રહે, ને શ્રીવીરને અનન્યભાવે જોતોજ રહીશ તો આમ થતાં માત્ર કાચી બે ઘડી લાગશે. એમ લાલનના પિતૃરત્ન શ્રીમદ્ આનંદઘન કહે છે.

> **सत्ता थलमें मोह विदारत,**
> **लागे काची दोय घडीरी;**
> **चेतन चतुर चोगान लरीरी,**
> **चोगान लरीरी, चोगान लरीरी.**

પરભાવમાં જઇ જન્મવું, કે સ્વભાવમાં રહી અજન્મ રહેવું, એનો કર્તા તું છે. પરભાવમાં પડી મરવું, અને સ્વભાવમાં ચડી અમર હોવું એપણુ તારા સ્વાધીનમાં છે. સંસારમાં રખડવું, ભટકવું, રગદોળાવું અને શિવપુરીની લીફ્ટ (Lift) ઉપશમ ક્ષપકશ્રેણીપર ચડી બેસવું કે પોતાની મેળેજ

જેમ લીફ્ટ ચડે છે, તેમ ચડાઈ જવું એ પણ તારાજ હાથમાં છે. માટે શિઘ્ર શિવપુરીનો રસ્તો લે; ને તેમાં માત્ર સરત કન્ડિશન ( condition ) એટલીજ કે પરભાવને મૂક એટલે એની મેળેજ સ્વભાવ આવી જશે. અને સ્વભાવ તરફ વલણ થયું કે, પંચમ ગુણસ્થાનકરૂપ પગથી કે ઉપશમ ક્ષપકશ્રેણી હાથ લાગવાનીજ, કે તારે શિવપુરીમાં અવશ્ય જવું થવાનુંજ. કારણ કે પ્રયત્ન, માથાફોડ, કંટાળો એ બધાં પરભાવમાં ચેતનની વૃત્તિ દોડે છે તેથીજ છે પરંતુ અપ્રયત્ન, સરળ વિચારે ને સહજ ગતિયે ચડવું તેમાં તો આનંદ. આનંદ, આનંદ, દેખાય છે.[1]

અનુભવીને પુણ્ય પણ કેવું છે!

**पुण्य पुण्यने सौ कहे, पाप कहे सौ पाप;**
**पंडित[2] अनुभवी जन सहु, कहे पूंण्य पण पाप.७०**

---

૧ જેમકે સાચું બોલવું એ સ્વાભાવિક હોવાથી કંઇપણ મહેનતવિના બોલી શકાય છે, અને જૂઠું બોલવામાં કેટલાં જીવને આડાંઅવળાં કરવાં પડે છે. આટલા દાખલા ઉપરથી સત્ય જીવને કેવું સહજ-અપ્રયત્ન અને સરલ છે, તે જણાઇ આવશે. સીધું ચાલવું એ સહજ, આડાઅવળા ચાલવું એ અસ્વાભિક ને કઠિણ.

૨ જેને **पंडा** છે તે **पंडित. पंडा** એટલે **विवेकबुद्धि** અર્થાત્ જડ ચૈતન્યનો પૂર્ણપણે જે વિભેદ પાડે છે તે. પંડિત અર્થાત્ જડને જડજ અને ચૈતન્યને ચૈતન્યજ સમજે. તે એ (પંડિતરત્ન ગટ્ટુલાલજીનો શિખવેલો અર્થ.)

આશ્ચર્ય છે કે માત્ર સંસ્કૃત ભાષાજ્ઞો, વ્યાકરણબાલકો, જ્યોતિ-જ્ઞાનમાં બળવાન, તારક બાળકો, પુરાણાદિ ગ્રન્થના વૃત્તાંત મગ-

જમાં ભરનારા ઇતિહાસ બાલકો, અને ઘણું ઘણું મનમાં વાંચન ઉપાડનારા અર્થાત્ જીવતા પુસ્તકાલય (Library) જેવા માણસો પણ આજે પંડિત ગણાવા લાગ્યા ! !

આજે પંડિતો શાસ્ત્રોના એટલે વ્યાકરણના* વાદમાં, તર્કની તકરારમાં વિવેક બુદ્ધિની વાણુને લીધે, અમૂલ્ય વખત ગુમાવે છે !

આજે તેમ કરતાં પંડિતો ક્રોધને વશ થાય છે, પરંતુ ક્ષમાદિ રાખવાથી પંડા એટલે વિવેકખ્યાતિ, જડ ચૈતન્ય ભેદજ્ઞાન વિશુદ્ધ રહે છે, તેમ કરતા થોડા જણાય છે, છતાં નામ પંડિત ધરાવે છે.

આજે પણ્ડિત પરવસ્તુમાં મમત્વને લીધે કોર્ટમાં જઈ કજીઆ કરે છે પરંતુ જે જનાર એવી પરવસ્તુને પહેલી જતી જોઇ હર્ષ પામી, સ્વભાવમાં રમણ કરવા અપ્રયત્નવંત દેખાય છે.

જૈન પણ્ડિતો એટલે ચોથા ગુણસ્થાનકવાળા જૈનો એટલે કે પુદ્ગલને પુદ્ગલ ગણી પરવસ્તુ જાણનારા અને પોતાને ચૈતન્ય જાણનારા અર્થાત્ અખંડ સ્વભાવમાં રમણ કરનારા, નહીં કે પરભાવમાં ભટકનારા જે જે હોય તેજ પણ્ડિત કહેવાવા જોઈએ.

સાંખ્ય પણ્ડિતો એટલે સાંખ્યદર્શન પ્રમાણે વર્તનારા હોય તે. પ્રકૃતિ જે જડ પ્રકૃતિ (Prime ordial matter ) અને અસંગ પુરુષને યથાર્થ ઓળખે છે, તે પણ્ડિત કહેવાવા જોઈએ.

જે અસંગ પુરૂષ એટલે આત્મા અને ચૈતન્યના પ્રભાવવડે તેની સમક્ષ નાનાપ્રકારનાં નૃત્ય કરનારી પ્રકૃતિ પોતાથી સર્વથા ભિન્ન છે. એવા અનુભવવિના, એને પણ્ડિતો કહેવા, સાંખ્યશાસ્ત્રના મત પ્રમાણે પણ નથીજ.

વેદાંત પણ્ડિતઃ—આત્માને સાક્ષી અને દશ્ય જગત્‌ને માયા–ખોટું ઝાંઝવું; એમ યથાર્થ અનુભવવિના એ શાસ્ત્રના મતથી પણ પણ્ડિત નહીં કહેવાય.

ક્રિશ્ચિયન પણ્ડિતઃ—માણસ જ્યાંસુધી પૂર્ણ પવિત્રતાને ન પહોંચે

ત્યાંસુધી (Christ within) ક્રાઇસ્ટ વિધિન ન ઓળખે, અને આંતર ક્રાઈસ્ટ એ પૂર્ણપવિત્ર છે તેજ **પરમાત્માને** ઓળખે. માટે જે જે ક્રિશ્ચિયનો ક્રાઈસ્ટને એટલે અંતર આત્માને ઓળખે છે, અને એ અંતર આત્માવડે પરમાત્માનો અનુભવ પોતાના ચૈતન્યમાંજ કરી શકે છે તેજ ક્રિશ્ચિયન પંડિતો કહેવાય છે. જ્યાંસુધી Heaven is above એટલે સ્વર્ગ ઉપર છે, (God is in the heaven) અને પરમાત્મા સ્વર્ગમાં છે, ત્યાંસુધી તો ક્રિશ્ચિયન પંડિત કહેવાતા નથી. તેમજ God is at hand એટલે પરમાત્મા નજીક છે ત્યાંસુધી પણ ક્રિશ્ચિયન કહેવાય નહીં પરંતુ (God is within) પરમાત્મા આપણા અંતરમાં વિરાજે છે એવું અનુભવાય ત્યારેજ ક્રાઈસ્ટ થવાય,—એટલે અંતરાત્મા થવાય છે.-વિવેક ખ્યાતિવાળા થવાય છે.-**પંડા** એટલે વિવેક-બુદ્ધિ પ્રગટે છે, અને ત્યારેજ તેવા ક્રાઇસ્ટથીજ-અંતરઆત્માથી પર-માત્મા ઓળખાય એ સત્ય છે. લાલનને તો લાગે છે કે સર્વ જૈન-શાસ્ત્રોજ આખા જગત્માં છે.-સમ્યક્ છે, શ્રુતરૂપજ છે.

પંજાબ યુનિવર્સિટીના પ્રોફેસર અને એમ, એ; તથા સર્વ ત્યાગી, પરિગ્રહને નહીં સ્પર્શ કરનારા, દેહાદિની દરકાર પણ નહીં કરનાર હાલમાં અમેરિકામાં ભાષણો કરનાર, સંન્યાસી **રામતીર્થસ્વામી** એમ વ્યાખ્યા કરે છે કે, જ્યાંસુધી બ્રહ્મ કે પરમાત્માને **तस्यैवाहं "હું તેનો"** એવું જાણાય છે, તે શરણાગત થઈ રહે ત્યાંસુધી માર્ગમાં છે, **પરંતુ વિવેકી** નથી.-અર્થાત્ પંડિત નથી. પછી **तवैवाहं "હું તારો છું"** એ ઉપરનાની અપેક્ષાએ પવિત્રતાવડે પોતાના સમક્ષ પરમા-ત્માને જાણે છે. તોપણ તે હજુ **વિવેકી** નથી; પરંતુ જ્યારે **'त्वमेवाहं'** 'તું તેજ હું છું' એમ અનુભવાય ત્યારે વિવેકી કે પંડિત છે. એમ જાણવું એવું કેહે છે.

અત્રે પંડિત શબ્દની વ્યાખ્યા આટલી કરવાનું પ્રયોજન એ છે કે પંડિત શબ્દમાં રહેલા ભાવથી, વેગળા રહેનારા આજકાલ ઘણા પંડિત કહેવાય છે. તેઓને પોતાને અને તેમને વખાણનારાઓને જાગ્રતિ

આપવી, અને તેથી તેમાંના પંડિતો પોતાનું અને પોતાના વખાણનારાનું કલ્યાણ કરે, કારણ કે કલ્યાણ સર્વને વહેલું કે મોડું પ્રિય હોયજ છે.-કારણ કે તે ચૈતન્યને સ્વાભાવિક છે.

અથવાતો જે જે શાસ્ત્રના પાઠનેજ માત્ર નહીં પરન્તુ રહસ્યને મનનદ્વારા ઘોળીને, અને નિદિધ્યાસનથી પચાવીને જેણે જે જે શાસ્ત્રનો અનુભવ કર્યો હોય તે તેમાં પણ્ડિત કહેવાય તેમાં આ લેખકને વાંધો નથી,

તેમજ ધ્યાનદ્વારાએ, યોગપણ્ડિતોએ, પરવસ્તુને ત્યાગ કરી અંતરાત્માવડે પરમાત્માની સન્મુખતા કરી હોય એવા નિશ્ચય સમ્યકત્વવાન્ પણ ધ્યાન પણ્ડિત કે યોગ પણ્ડિત છે, એમ કહેવાનું જોઈએ.

પણ્ડિત અને પ્રાકૃતજનમાં ભેદ,-ભાષાજ્ઞાન સર્વ મનુષ્યોને છે, પરન્તુ યથાર્થ જ્ઞાન વ્યાકરણશાસ્ત્રના નિયમોનું રટણ કરી, તેમને અનુસરી પરિસ્ફુટ બોલે લખે તે ભાષાજ્ઞ મનુષ્ય પણ્ડિત હાલ ગણાય છે.

તેમજ ઈતર પ્રાણિથી ચડી મનુષ્યમાં આવતાં વિચાર સર્વ મનુષ્યો મનવડે કરે છે તથાપિ તત્ત્વજ્ઞો, જે આ જગત્ શું છે, હું કોણ છું ! મારે ને જગત્‌ને શો સંબંધ છે ? પરમાત્મા છે યા નહીં ? અને હોય તો તેનો અને જગત્‌નો સંબંધ શો છે મારો ને તેનો શો સંબંધ છે. આવા વિચાર શાસ્ત્ર કે તત્ત્વના નિર્ણયપર આવે ત્યારેજ તે તત્ત્વજ્ઞ પણ્ડિત ગણાય. પછી તે ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મિમાંસા કે વેદાંત; બૌધ કે જૈન, જે જે શાસ્ત્રનું મંતવ્ય હોય, તેને શાસ્ત્રના શ્રદ્ધાપૂર્વક શ્રવણ યા વાચન, મનન, અને નિદિધ્યાસન કરી અનુભવે તો તેજ તત્ત્વજ્ઞ પણ્ડિત કહેવાય, અથવા પોતેજ નૈસર્ગિકપણે વિચારે કે હું કોણ છું ? આ દેહ શું છે આ જગત્ શું છે ? દેહ અને દેહમાં હું હું કરે છે તેનો ને મારો સંબંધ શું છે ? એમ વિચારે અને હુંમાંથી પરભાવ પુદ્‌ગલ દૂર કરે તો તે આત્મજ્ઞાની અધ્યાત્મશાસ્ત્રવેત્તા પણ આત્મપણ્ડિત કહેવાય, બાકી તો આ લેખકને ભારવાહક કે વિચારભિક્ષુકો, કે વિચારશૂન્ય રહી ઉચ્ચાર પણ્ડિતો લાગે છે.

**ભાવાર્થ:**—પુણ્યને પુણ્ય અને પાપને પાપ આમ સૌ લોક જગતમાં કહેતા આવે છે, પરંતુ પંડિત ( અર્થાત્ વિવેકી આત્મા ) આત્માનુભવી તો પુણ્યને પણ ( મોક્ષ અપેક્ષાએ ) પાપરૂપે ગણે છે.

**પરમાર્થ:**—આ સંસારમાં રહેતા-ભ્રમણ કરતા મનુષ્ય આદિ જીવો પુણ્યને અર્થાત્ શુભ કર્મફલને સારી ગતિ આપનાર હોવાથી પુણ્ય કહે છે, અને પાપ એ અર્થાત્ અશુભ ફલ ને માઠી ગતિ આપનાર હોવાથી, પાપ વદે છે, પરંતુ પંડિતો જડ એવા શુભ પણ પુદ્ગલને પુદ્ગલરૂપ હોવાથી-બંધન કરનાર હોવાથી આત્મજ્ઞાનની સ્વભૂમિમાં કે મુક્તાવસ્થામાં અડચણ કરનાર હોવાથી પાપરૂપ દુઃખરૂપજ માને છે, આ દુહાપર હિંદુસ્તાનીમાં વિવેચન કરનારા મહંત છે જે દેવતા આદિના સુખમાં મગ્ન હોય છે, તેમને પોતાના સ્વરૂપ સુખની પ્રાપ્તિ થવી દુર્લભ છે, કારણ સંસારી મનુષ્યો તો પાપનાં ફળ એટલે દુઃખથી ડરી, આત્મસુખને સહેજ ખોળે છે, પરંતુ દેવતા આદિનાં સુખો પણ જે ક્ષણિક સુખો છે તેમાં પડી રહેલા એ દેવતાઓને આત્મસુખ ઉપર વૃત્તિ પણ થવી દુર્લભ છે કારણ કે એ ક્ષણિક સુખ તો સર્વનું ચાલ્યું જવાનું છે; પરંતુ તે ચાલ્યું તો જવાનુંજ અને એ ચાલ્યું તો જવાનુંજ ત્યારે દુઃખપણ આવવાનું જ્યારે હવે જે પરિણામે દુઃખ આવે તે પૂર્ણ પુણ્ય શાથી કહેવાય? માટે વિવેકી પંડિતો એટલે જેને આત્માનુભવ છે તે પુણ્યને પરિણામે દુઃખ આપનારૂં, તેમજ નાશવંતજ છે તેને દુઃખ-

રૂપજ સમજે છે, અર્થાત્ પાપરૂપજ સમજે છે, અર્થાત્ વિ-
ષ્ટા એ દુઃખદ છે એમ કહે. કેમકે દૂધપાક એ સુખદ છે
એમ ન ગણે કારણ કે જે તે પાકનું પરિણામ-વિષ્ટા-એ
ભૂલી નથી જતા. વળી કોઈ એમ કહે કે વિષ્ટા અમારા
ખાધામાં નથી આવતી એતો ગાયો ખાય છે ને પછી દૂધ
પાછું આપે છે, માટે જે પરિણામે વિષ્ટારૂપ હોય તે સુખદ
કે પુણ્ય કેમ કહેવાય ?

વળી સ્વર્ગસુખ હોય કે ધનાદિ સુખ હોય, કે સારા
અલંકારાદિ પેહેરવાનું સુખ હોય કે સ્વાદિષ્ટ ભોજનાદિનાં
સુખ હોય પરંતુ તે સુખ જતાં રહે ત્યારે કેટલાક અણ-
સમજુ માણસોને ને મૂર્ખ દેવતાઓને દુઃખ થાય છે, માત્ર
સુખરૂપ વસ્તુના અભવામાંજ દુઃખ ગણી લે છે, તેમના
સુખને પુણ્ય કેમ કહેવાય ?

જેમકે લાલન પાસે ૧૯૦૦ નવેંબરમાં શાલ નહોતી.
જામનગર વિશા શ્રીમાળી જ્ઞાતિના શેઠ માણેકચંદ જાદવ-
જીએ સભા સમક્ષ ઉમદા શાલ ઓઢાડી. પછી લાલનના
અમેરિકન માતૃરત્ન મિસિસ ટેલરને જ્યારે ગિરનાર તીર્થપર
યાત્રાર્થે લઇ ગયો, ત્યારે શાલ કોઇ માનવબંધુએ લઇ લીધી;
હવે આ બાબતમાં એટલે શાલ પોતાની પાસેની જવાથી દુઃખ
સમજે તો એના જેવો મૂર્ખશિરોમણી કોઇ નહીં. કારણ કે
શાલ એનીપાસે નહતી ત્યારે સુખદુઃખ કંઈ નહતું. પછી મળી
ત્યારે વ્યવહારમાં કહેવાય કે ઠીક લાગ્યું,-સુખ જણાયું. પછી
જાન્યુઆરીમાં કોઈ બંધુ ઉપાડી ગયો તો તે સુખનો લા-
લનને અભાવ થયો. પરંતુ દુઃખ કયાંથી થયું ? પ્રથમ જેમ

શાલ પ્રાપ્ત થયાં પહેલાં જેમ સુખ દુઃખ નહતું તેમ હવે પણ સુખદુખ નથી; છતાં દુઃખ માનનારા કેટલા મનુષ્યો, કે દેવતામાં હજુ પણ આપણી નજરે પડે છે, વળી જેમ લાલનને હતી ત્યાંસુધી, તો સુખજ આપ્યું તો હવે કોઇ તેનાજ માનવબંધુને સુખ આપે છે, એમ હોવું જોઇએ તેને બદલે શાલને દુઃખ આપનાર લોકો કેમ ગણુતા હશે? પરંતુ સ્વાર્થિઓ જે મમત્વ એટલે પોતાના છ ફુટના દેહને પોતે સમજનારા બિચારા બીજા દેહમાં વિરાજતા આત્મા તરફ કયાંથી જોઇ શકે ? તેના ઉપર પોતાની જેવી સમતા કયાંથી તેને લાગે ? કે બીજા દેહના રક્ષણમાં જેવી પોતાપર પ્રીતિ રાખે તેવી કયાંથી રાખી શકે ? તેથી તેઓને વ્યવહારસુખ પણ દુઃખરૂપ થાય છે.

તથાપિ તે સુખ પુદ્ગલિક છે. આ જે શાલ છે તે દોરડાં થઈ માણસને બાંધે છે, માટે પરવસ્તુ અશુભપણ પરિણામે દુઃખ હોવાથી અનુભવીની દૃષ્ટિએ પાપરૂપ ગણાય છે.

વળી સંસારસુખ ક્ષણિક છે, તો તે પછી સુખ તે શાનું. સુખતો અવ્યાબાધ હોય અને જે સાદિ અનંતકાળસુધી રહે તેજ અને તેજ લાલનનો **आनंद**. કારણ કે રાણા, રાજા, ચક્રવર્તી, વાસુદેવ, દેવો, દાનવોનાં સુખ ક્ષણિક છે. એ પણ આપણે જાણ્યું, એટલુંજ નહીં, પણ દેવદાનવ, મનુષ્ય, તીર્યંચ, સર્વેના નાયક શ્રી તીર્થંકર ભગવાન્ તેમનાં પુણ્ય પણ ખપી ગયાં માટે ક્ષણિક છે. માટે અનુભવી પંડિતો આત્મસુખને–નિજાનંદનેજ પુણ્ય કે પવિત્ર વસ્તુ માને છે, ને માનશે, અને સુખ પણ તેનેજ કહેશે.

માટે પ્રથમ પાપને દુઃખરૂપ જાણી, પછી પુણ્યને પરિણામે દુઃખરૂપ જાણી, પાપનો ત્યાગ થયા પછી, પુણ્યનો પણ ત્યાગ કર્યાવિના, સોનાની બેડીથી કે દેવતા મનુષ્યના દેહરૂપી હેડમાંથી, નીકળી સિદ્ધ ગતિ પમાતી નથી, માટે પ્રથમ પાપને છોડે, પછી પુણ્યને પણ છોડે એટલે પંડિત અનુભવી થઇ પિતાશ્રી વીરપરમાત્માની પેઠે આપણે તેમના અજ્ઞ બાળકો પણ પંડિત અનુભવી થઇ સિદ્ધ ગતિ પામીશું.

સોનાનાં કડાં પણ બંધનરૂપ છે એમ જણાવે છે.

**लोह बेडी बंधन करे, सोनानी पण तेम;**
**बंधनरूपी कार्यमां, भेद घटे नहीं एम. ७१**

**ભાવાર્થ:**—જેમ લોઢાની બેડીથી જીવ જાણે છે કે બંધન છે, તેમ સોનાનાં કડાં પણ તેને બંધનરૂપ છે એમ જાણવું જોઇએ. લોઢાનાં ડસકલાં ને સોનાનાં કડાં એ ઉભય બંધનનું કાર્ય કરે છે, તેમાં બિલકુલ ભેદ નથી.

**પરમાર્થ:**—જેમ લોખંડની બેડી પહેરેલા કેદીઓને જેલરો કેદખાનામાં ફેરવે છે, અને એક ગામમાંજ જૂદાં જૂદાં મહોલ્લામાં સિપાઈના પહેરા નીચે ફેરવે છે. તેમ સોનાની બેડી પહેરનારા છતાં કડાં પહેર્યાં છે એમ માનનારાં માણસો, આ સંસારરૂપી કેદખાનામાંથી છૂટી શકતા નથી. મોહરાજારૂપ જેલર તેમને પોતાની નજરથી બહાર જવા દેતોજ નથી, અને પોતાનાં ઘરથી બહાર જાય તો સગાં

વહાલાં આદિ સિપાઇઓ, કે ભઇઆઓ તેમની પછવાડેજ ફરે છે. એટલે તેમનાથી સંસારરૂપી કેદમાંથી છૂટાતું નથી.

વળી લોખંડની બેડીવાળા કેદખાનાથી કંટાળી, મોહરૂપી જેલરપર અપ્રીતિ રાખે છે. તેથી મોહપણ તેનાથી કંટાળી. કોઇ મહાપુરૂષનો દિક્ષારૂપ જન્મઉત્સવ થાય, ત્યારે તેમની ખુશાલીમાં લોખંડની બેડીવાળા કેદીઓને કેદખાનામાંથી છોડી મૂકે છે. પરંતુ સોનાની બેડીવાળા જે છે તેતો જાણે આ સંસારરૂપી અઘોર અને મોટા અહમદનગરની જેલમાંથી છૂટવા નજ માગતા હોય, એટલે ઘરરૂપી કેદખાનાના સેલરોમાં ભોયરામાં પડી રહેવામાં સુખ હોય કે ગામરૂપી કેદખાનાની કોટડીઓમાં રખડ્યા કરવું હોય, કે ગૂજરાતરૂપી ઓરડીમાંજ ભટકયા કરવું હોય તેમ વળી મોહરાજાની પ્રીતિ કરતા જાય છે. એટલે મોહરાજાને કહે છે કે તું અમને આવાં આવાં સોનાનાં કડાં પહેરાવ, અમે ખુશી છીએ. આમ હોવાથી પેલા લોખંડની બેડીવાળાની પેઠે મોહપર અપ્રીતિવાન નથી થવાતું, તેથી મોહને તેમનાપર અને સોનાના કડાવાળાપર પણ પ્રીતિ થવાથી આ સંસાર કેદમાંથી તેમને છોડતો નથી અને તે બિચારા ભટકયા કરે છે.

લોખંડની બેડીવાળા કહેવાતા દુઃખી માણસને સગાં, વહાલાં, કુટુંબનાં માણસો, સિપાઇઓ પકડી રાખતા નથી, તેમજ રાચરચીલાંની બેડીઓ પણ નથી. માટે જલદી મોહને

કંટાળો આપી છૂટે છે. પરંતુ ધનવાનને સગાંવહાલાં, કુટુંબ, નાતજાત, ગામવાસીઓ, નગરવાસીઓ, સ્વદેશીરૂપી સિપાહીઓ એટલા વળગી રહે કે એનાથી, નહીં તો બંગલારૂપી ભોંયરામાંથી નીકળાય કે નહીં તો, ઘરેણાં, દાગીનારૂપી બેડીઓ; તોડાય કે નહીં તો, મોહઉપર અપ્રીતિ થઇ તેને કંટાળો અપાય. એવી સ્થિતિમાં તે રહે છે.

લોખંડની બેડીવાળા અર્થાત્ દુ:ખી જીવોને ભય પણ થોડો હોય છે, સોનાની બેડીવાળાને મોહરાજા ભઇઆઓની ચોકીમાં રાખે છે કે રખે તે નાશી ન જાય, કે કોઇ ચોર આવી તેની સોનાની બેડીઓ કહાડી ન લે.

જેમ કસાઇ ઘેટાને કે બકરાને ખવરાવી પીવરાવી, પાળે, મસ્ત કરે તેમ, કષાય શિરોમણી મોહ, પાંચે ઈન્દ્રિયના હલાહલ વિષય જેવા અને ઉપરથી સ્વાદિષ્ટ અને મનોહર ઝેરો આપી, તેનો વધ કરે છે, અર્થાત્ સોનાની બેડી, મેળવવાવાળાને ઘણું કરી, મસ્ત હોવાથી, બહુ બહુ મરણજન્મમાં રખડાવે છે. જેમ લોખંડની બેડીમાં ભાર છે, તેમ સોનાનાં કડાંપણ ભારે છે. જેમ લોખંડનાં હલકાં કડાં પગને બરાબર ચાલવા દેતાં નથી, તેમ આ મારી બેનોના પગમાં જાડા જાડા અને કોઇના જાડા ન હોવાથી, દિલગીર થઇ વધારે જાડા કરાવેલા રૂપાનાં કડલાં-રૂપાના ભારે વજનવાળાં ડસકલાંવડે તે પણ બિચારીઓ ચાલી શકતી નથી.

જેમ લોખંડની બેડીઓ પરવસ્તુ એટલે પારકી જણુસો ચોરવાથી, પહેરાય છે, તેમ સોનાની બેડીઓ ચોરીનો માલ

રાખવાથી પહેરવી પડે છે: કેમકે સોનું પુદ્દગલીક વસ્તુ મોહરાજાનું છે. અને તે ખાણમાંથી ખાણ ખોદનારા, અમેરિકનોએ, આસ્ટ્રેલિયનોએ, ગોવલકંડાના મનુષ્યોએ, લઇ લીધું કે મોહરાજાની ખાણરૂપી ત્રીજોરીઓને પાવડા કોદાળાના હથિયાર વતી, ફોડી ખાતર પાડ્યું, તેમની પાસે જો પૈસાવાળાએ એ મોહરાજાનો ચોરેલો માલ વેચાતો રાખ્યો, માટે તેને હલકી વજનની નહીં, કારણ કે ચોરીના માલ રાખનાર, ચોરીને ઉત્તેજન આપે છે, માટે ભારે વજનના અને ઘણાં મૂલ્યનાં કડાંરૂપી બેડીઓ ઘાલવાને યોગ્ય કરે છે.

જેમ લોખંડની બેડી પહેરેલાં માણસ નીચું જુએ છે, ને સારાં માણસને એ મો દેખાડી શકતા નથી, તેમ આ સોનાની બેડીવાળા પૈસાદાર લોકો, સંસારમાંજ એટલે નીચું જોઇનેજ ચાલે છે. 'ઉંચે સિદ્ધક્ષેત્રતરફ જોવાની તેમને વૃત્તિજ ઘણું કરીને થતી નથી.' કારણ કે સોનાની બેડીનોજ એ પ્રભાવ છે. ગળામાં પહેરેલી સોનાની સાંકળોજ ઉંચી ડોક તેની કરવા આપતી નથી, વૈરાગ્યવાન્ સાધુજનો, સદાચારી એવા મનુષ્યની સામું પણ, તેઓ જોઈ શરમાઇ જઈ નીચું જોતા જણાય છે.

**નિષ્કર્ષ:**—આ ઉપરથી એમ ઠરે કે, લોખંડની બેડી ન કહેવાવી જોઇએ કારણ કે તે માણસને થોડા વખતમાં કંટાળી છોડી દેછે, માટે લોખંડનાં તો કડાં સાંકળાં કહેવાવાં જોઇએ. અને સોનાની તે નીબિડ, કઠિણ, સખ્ત બેડી કહેવાવી જોઇએ. કારણ તે માણસને એકદમ છોડી

દેતી નથી. માણુસના હાથ, પગને ગળામાં ચોંટીજ રહે છે.

અર્થાત્ લોખંડનાં કડાં ને સોનાની તે બેડી, એમ મોહરાજની દરબારમાં જણાઇ રહે છે, અને માનવરાજમાં તેથી ઉલટું ગણાય છે, એટલે વિશેષ બંધન કરનાર, સોનાની બેડીને કડાં, સાંકળાં કહે છે, ને લોખંડનાં કડાંને બેડી કહેવાય છે, એ પણ કેવો વિપર્યાસ–વિચારશૂન્યતા છતી આંખે મોહના અંધારને લીધે કયાંથી દેખાય!

તથાપિ બંધનકર્ત્તા તો એ બેઉ છે, માત્ર લોખંડ થોડું અને સોનું ઘણું, તફાવત માત્ર વખત (time) નોજ જણાય છે.[1]

મન નિર્ગ્રંથથી તું નિર્ગ્રંથ અને નિર્ગ્રંથ તે શિવપુર પ્રાપ્તિનું લક્ષણ.

**જો તુજ મન નિર્ગ્રંથ છે, તો તું છે નિર્ગ્રંથ;**
**તેથી રાગાદિક તજે, તો પામે શિવપંથ? ૭૨**

**ભાવાર્થ:**—જો તારા મનને નિર્ગ્રંથ એટલે સંસારમાંથી ઉદાસીનભાવે સ્થાપે તો પછી તું નિર્ગ્રંથ છે. કારણ કે એ ઉદાસીન નિર્ગ્રંથ ભાવેજ રાગદ્વેષથી રહિત થઇ, તું શિવમાર્ગને પામીશ.

**પરમાર્થ:**—જો તું તારા મનને સંસારપર ઉદાસીન ભાવે રાખે, એટલે નિર્ગ્રંથ ભાવે રાખે તો તું નિર્ગ્રંથજ છો, કારણ

---

૧ આશ્ચર્ય છે કે લોખંડની બેડી કોઈ બીજો નાંખે છે, અને સોનાની બેડીતો પોતાને હાથેજ પોતે નાંખે છે. લોખંડની બેડી પહેરનારો ગરીબ ગમે ત્યાં ફરી શકે છે, સોનાની બેડીવાળો ગામમાંજ કે ઘરમાં ઘુંચાઇ મરે છે.

કે આ સંસારમાં ગ્રંથી એટલે ગાંઠ તે મનની છે. જો તારા મનની ગાંઠ સંસારભાવથી છોડી નાંખ તો પછી તું નિર્ગ્રંથ છે. જે મનથી તું પરવસ્તુમાં મમત્વ રાખી રહ્યો છે કે, આ શરીર માંરૂ છે, તે મન ઉપર આત્મતેજ પડવા દઇ એમ સમજે કે આ શરીરતો પુદ્ગલ દ્રવ્યનું છે, ને હું તેને મારૂં કેમ કહું છું? આ સ્ત્રી, ધન, કુટુંબ, નગર, દેશ, જગત્ ચોદરાજ લોક એ સર્વ પુદ્ગલ દ્રવ્યનાં છે, તો તે મ્હારાં કયાંથી હોય; એમ સમજી એ જેના છે એટલે, પુદ્ગલના છે તો પુદ્ગલ એમાં મમત્વની ગાંઠ જાતે રાખે પણ તું તેમાંથી મમત્વ છોડી દે, એટલે ગાંઠ છૂટી જશે, એમ મનની ગાંઠ છૂટી એટલે તું નિર્ગ્રંથ ઉદાસીન થયો, અને ઉદાસીન થયો એટલે રાગદ્વેષ બન્ને જશે. કારણ કે સુવર્ણ અને કાચ; મિત્ર ને શત્રુ બધા સરખા થવાથી સમભાવ રહેશે અને એમ થયું કે આપશ્રી શિવમાર્ગમાં ચડતા જણાશો. ઘણું કરી પરિણામ મન આશરે રહે છે, માટે અશુભ માર્ગમાંથી શુભમાં ચડવા, ઇંદ્રિયોની શુભકાર્યમાં પ્રવૃત્તિ કરવી. પછી મનને શુદ્ધપરિણામમાં એટલે શુભ અશુભ કાર્યથી, વિરક્ત ઉદાસીન કરવું.

આ જગાએ કથિતવ્ય એ છે કે કેટલાક બાળજીવો જે અશુભમાંથી શુભમાં પ્રવૃત્ત થયા નથી; તેમને શુભોમાં પ્રીતિમાં ન રાખનારાપર ખેદ આવે છે તે યથાર્થ છે. એઓને ખેદ આવવાથીજ તેમની શુભપર પ્રીતિ ચોંટશે, ને શુભપર ચોટયાવિના શુદ્ધ કેમ થઈ શકે. પરંતુ જેણે પૂર્વ-

જન્મે ને આ જન્મે શુભ આચરણ કરી દેવતાદિ યોનિમાં પણ ભટકવાનું પસંદ નથી, એવા પુરૂષો આવા બાળજીવોની નિંદાથી તેમનાપર બિલકુલ અશુભ ભાવ લાવતા નથી. પોતે તેથી અશુભતો કરતોજ નથી, પરંતુ શુભઉપર પણ અપ્રીતિ ન હોવાથી, તેમજ પ્રીતિ ન હોવાથી સમભાવે રહી, અશુભવાળાને શુભભાવમાં ચડતો જોઈ મિત્રભાવે પ્રમોદ પામે છે. અને તેમને ઉપદેશ પણ શુભમાં પ્રવૃત્ત થવાનો કરે છે માટે પ્રથમ મનથી નિર્ગ્રંથ થઈ પછી તનથી નિર્ગ્રંથ થવું એ ઉત્તમ છે.

જે સ્વાભાવિક રીતેજ સત્ય બોલે છે, જેને સ્વાભાવિક રીતે સર્વપર મૈત્રી, મૈત્રી; કરૂણા કરૂણા; પ્રમોદ પ્રમોદ રહે છે. તેવામાં ક્રિયાજ ન જાણે તોપણ સર્વથા શુભનાં હોય; અને તે શુભ હોવા છતાં, તેમાં અનાસક્ત હોવાથી નિગ્રંથ થતાં શિવમાર્ગમાં ચડે.

હાલ આથી ઘણો ખરો ઉલટો માર્ગ ચાલે છે, અને તેથી એજ પરિણામ આવે છે. એટલે કે પહેલા તનથી નિર્ગ્રંથ થનારા પ્રથમ કુટુંબ, સગાં, વહાલાં છોડી દેછે. ઘર, વાડી, સોનું, રૂપું વસ્તી ઇત્યાદિ ત્યાગ કરે છે. પછી ચેલા ચેલી, ઉપાશ્રય એમ તનને લીધે મમત્વ તેનો ત્યાગ કરવો કઠણ થઇ પડે છે. આવી દશામાંથી ધીમે ધીમે વધે છે અને તેમાં સદ્દગુરૂ બચાવે તોજ તનમાં પણ વિરાગ આવતાં, વચનમાં આવે છે, અને વચનમાં નિર્ગ્રંથ થયા પછી મનમાં પણ નિર્ગ્રંથ થઇ શિવપંથે ચડે છે. બાકી આવી

દશામાંથી ઘણા પાછા પડે છે તેથી ઉત્તમ પ્રથમ મનથી, પછી વચનથી અને પછી તનથી નિર્ગ્રંથ થાય તો કેવું સરલ ને સત્ય થયું કહેવાય છે અને મનમાંજ ઉદાસીન ભાવ જેનાપર છે, ત્યાં વચન અને તન પણ નહીં પ્રવર્તે તો થોડા વખતમાં સર્વ સુખપ્રાપ્તિના સન્માર્ગરૂપ શિવપંથ હાથે ચડશે.

અથવા ચાર પ્રકારના ક્રોધ, ચાર પ્રકારના માન, ચાર પ્રકારની માયા, ચાર પ્રકારના લોભ, હાસ્યાદિ છ. મિશ્રને મિથ્યાત્વ મોહ ઈત્યાદિ મનથી ત્યાગ કર, એટલે આંતર નિર્ગ્રંથ થયો, અને એમ થયું કે રાગદ્વેષ પણ જઇ શિવપંથે ચડશે.

દેહમાં જીવ કેવી રીતે છે ?

**जेम बीजमां वड प्रगट, वडमां बीजज होय;**
**तेम देहमां जीव छे, ज्ञानी जाणे सोय;** ७३

**ભાવાર્થ:**—જેમ બીજમાં પ્રચ્છન્ન વડવૃક્ષપણું પ્રગટ થાય છે, તેમ સકર્મજીવમાં પ્રચ્છન્ન શરીરપણું દેખાઇ રહે છે, જેમ વડમાં બીજ ઉગી નીકળે છે, તેમ શરીરમાં જીવ જ્ઞાનાદિવડે જણાઈ આવે છે.

**પરમાર્થ:**—સજીવ વીર્યમાં જીવ પ્રગટ નથી દેખાતો, પરંતુ શરીરરૂપે તે થોડા કાળમાં પ્રગટ થાય છે. તેમ શરીરમાં રહેલો જીવ, જ્ઞાનાદિવડે આગળ જતાં સ્પષ્ટ થતો જાય છે. એકેન્દ્રિ નિગોદ સોઈના અગ્ર ભાગથી પણ અતિસૂક્ષ્મ, તે જ્ઞાનાદિમાં વધતો વધતો મનુષ્ય અને છેલ્લો તીર્થંકર પણ થાય છે.

પરમાત્મામાં જીવ તેમ હું પણ જીવ.

**जेम जीव परमात्ममां, तेवो हुं नहीं अन्य;**
**यंत्र मंत्रथी मोक्ष नहीं; एम माने ते धन्य; ७४.**

**ભાવાર્થ:**—જેવો પરમાત્મામાં જીવ છે તેવો મારામાં જીવ છે, તેથી કંઇ જૂદા લક્ષણવાળો નથી; માટે યંત્ર મંત્રથી મોક્ષ નહીં થાય; પરંતુ જેવો જીવ છે તેવો માનવાથી મોક્ષ થશે; અને ધન્યપણુ તેને છે કે જે જીવ પરમાત્મામાં છે એવા પોતાના જીવનેજ પોતે માને છે.

**પરમાર્થ:**—જેમ નેશનલ બેંકની લગડીમાં પરિપૂર્ણ સોનું છે, તેમ આ અમેરિકામાં બેનમિસ શેરમને લાલનને પહેરાવેલી વીંટીમાં છે. નેશનલ બેંકની લગડીમાં ધારો કે સોએ સોટચ સોનું છે. અને આ વીંટીમાં પોણો ભાગ સોનું છે, માટે જેટલો ભાગ તેમાં સુવર્ણ છે, તેટલો ભાગ તો, નેશનલ બેંકની લગડી જેવોજ છે, માટે આત્મદૃષ્ટિએ જેટલો ભાગ નેશનલ બેંકની લગડી જેવો પોતાનામાં છે, તેટલાનેજ પોતે માનવું એટલે જીવનેજ હું માનવું. અને તેમાં ભળેલ કર્મભાગના ભેગને–દેહભાગને હું ન માનવું. આમ કરી પોતાના શુદ્ધ ચૈતન્ય જીવને પરમાત્માના જીવ સાથે એકરૂપે ધારે છે,[1] અને બીજા મંત્ર યંત્રની ખટપટમાં પડતો નથી તેને ધન્ય છે.

---

૧ યંત્રદ્વારા પૌદ્ગલિક પદાર્થોના ગુણાકાર થતા ચાલી, નાનાપ્રકારની વસ્તુઓ માણસને મળે છે, અને જેમ જેમ પૌદ્ગલિક સુખ મનુષ્ય

પરમાત્માની ગુણોવડે ઓળખ.

**बे त्रण चार ने पांच छ, सात पांच ने चार;**
**नव गुणयुत परमात्मा, कर तुं ए निरधार. ७५.**

ભાવાર્થઃ—બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, નવ, વળી પાંચ અને ચાર, એટલા ગુણ જેમાં આવતા હોય, તેને તું પરમાત્મા છે, એમ નક્કીપણે ઓળખ.

પરમાર્થ ૨ { રાગ અને દ્વેષ એ બે અવગુણે રહિત.–નિષેધ.
દર્શન અને ઉપયોગ આ બે ગુણે સહિત.–પ્રાપ્તિ.

૩ { રાગ, દ્વેષ, અને મોહ એ ત્રણ અવગુણે રહિત–નિ.
દર્શન, જ્ઞાન અને ચારિત્ર આ ત્રણે સહિત.[1]–પ્રાપ્તિ.

૪ { ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર અવગુણે રહિત.–નિષેધ.
ક્ષમા, નમ્રતા, સરલતા અને ઉદારતા આ ચાર ગુણોએ સહિત.–પ્રાપ્તિ.

---

મેળવતો જાય છે, તેમ તેમ આત્મજ્ઞાનથી દૂર થતો જાય છે, પોતાથી પોતે આઘો જણાતો જાય છે.

મંત્ર પૌદ્‌ગલિક છે અને તેમના ઉચ્ચારાદિથી પણ પૌદ્‌ગલિક વસ્તુ એટલે પરિણામે દુઃખજ મળે છે.

માટે સર્વ મંત્રમાં અને સર્વ યંત્રમાં શ્રેષ્ઠ મંત્ર એજ કે અંદર હું હું કોણ કરે છે, તેને જોઈ પરમાત્મામાં જીવ અને એના પોતામાં જીવ એમાં ફરક હોય તે શોધી ફરક મટાડી દેવો. આ જ્ઞાન, દર્શન અને ચારિત્રને રત્નત્રયી પણ કહે છે.

૫ હિંસા, મૃષા, ચોરી, કુશીલ અને પરિગ્રહ એ મહાપાપરૂપ પાંચ અવગુણે કરી રહિત–નિષેધ. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ–પ્રાપ્તિ.

૬ પૃથ્વી, પાણી, અગ્નિ, જલ, અને વનસ્પતિ એ પાંચ નિયત સ્થાનવર્તી સ્થાવર જીવોની, તેમજ બીકથી જ્યાં ત્યાં ભાગતા ફરતા, એવા સઘળા ત્રસ જીવોની હિંસાથી રહિત. ચામડી, જીભ, નાક, આંખ, અને કાન એ પ્રાંચે ઇંદ્રિયો અને છઠ્ઠું મન એઓને રોકનાર.

જુગાર, ચોરી, માંસ, મદિરા, વેશ્યા, પરસ્ત્રી અને શિકાર એ સપ્તવ્યસનરૂપ[1] મહાદુ:ખકારી અવગુણોને છોડનાર.

દિક્ પરિમાણવ્રત,[2] ભોગની[3] વસ્તુઓ, અને ઉપભોગની વસ્તુઓનું પ્રમાણ કરે એટલે ભોગોપભોગ પરિમાણ વ્રત, અનર્થદંડવિરમણ વ્રત આ ત્રણ વ્રત પાપોથી અટકાવનાર હોવાથી ગુણવ્રત કહેવાય છે તે અને સામાયિક, દેશાવગાસિક,[4] પૌષધ,[5] અને અતિથિસંવિભાગ,[6] એ ચાર શિક્ષાવ્રતો,[7] એ પ્રમાણે ત્રણ ગુણવ્રત, અને ચાર શિક્ષાવ્રત, એ સાતે ગુણે કરી સહિત.

---

૧ વ્યસનનો અર્થ દુ:ખ પણ થાય છે. ૨ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દ-

હવે નવદોષે રહિત અને નવગુણે સહિત કહે છે.

હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, ગ્લાનિ,[8] સ્ત્રી, પુરૂષ અને નપુંસક એ ત્રણ વેદ, એ નવ નોકષાયરૂપ[9] અવગુણે કરી રહિત.

પાંચ પ્રકારના પરાવર્તનથી રહિત, અને નારકી, તિર્યંચ; મનુષ્ય અને દેવ એ ચાર ગતિને છોડી પાંચમી ગતિ જે સિદ્ધગતિ તેને પામનારા.

જન્મ, જરા, વ્યાધિ અને મરણ એ ચાર જીવને મહા અવગુણરૂપ છે તે ચાર દુઃખોથી રહિત.

અને અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ,* અને

---

ક્ષિણ એ ચાર દિશા; અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય, અને ઇશાન એ ચાર વિદિશા એમ આઠ. તેમજ ઉંચે અને નીચે એમ દશે દિશાનું પ્રમાણ કરવું; એટલે અમુક હદસુધી જવું આવવું. ૩ ભોગ તે એકવાર ઉપયોગ આવે, જેમકે ચંદન, પુષ્પ વગેરે, ઉપભોગ તે વારંવાર ઉપયોગમાં આવે, જેમકે વસ્ત્ર ઘરેણાં વગેરે. ૪ દિક્‌પરિમાણ વ્રતમાં આખા એક જીવન સુધીના સામાન્યતઃ નિયમ હોય છે. અને દેશાવગાસિકમાં એક દિવસનું અથવા કોઈ અમુક કાળ સુધીનું, ને તે આટલીજ હદસુધી એટલે પૂર્વે હમેશને માટે છે તેમાંથી પણ ટુંકી મર્યાદા કરવી એમ વિશેષતઃ દિશા વગેરેનો વિચાર તે દેશાવગાસિક શિક્ષાવ્રત ગણાય છે. ૫ સર્વ પ્રપંચથી, નિવૃત્ત થઇ આત્મગુણની પુષ્ટિ કરનાર તે પૌષધ. ૬ સુપાત્રને દાન આપવું તે. ૭ અનાદિ અશુદ્ધતા અને વિભાવ મટાડી સ્વભાવમાં લાવી, તેનો આસ્વાદ ચખાડનારાં વ્રતો તે શિક્ષાવ્રતો. ૮ દુર્ગચ્છા. ૯ કષાયને ઉત્પન્ન કરનારા. * અનંતચરિત્ર.

અનંતવીર્ય આ ચાર તે અનંત ચતુષ્ટયરૂપ ગુણે કરી જેસહિત હોય તેને દેહવર્તિ હોય કે ન હોય તોપણ તું પરમાત્મા છે એમજ કરી માન.

ટુંકામાં મોક્ષ કોણ લહે ?

**बे त्यागी बे गुण सहित, जे आतम रस लीन;**
**कहे जिनवर ते भवी लहे, मोक्ष कर्म करी क्षीण.७६**

**ભાવાર્થ:**—બે પરવસ્તુનો ભાવથી ત્યાગ, અને બે સ્વવસ્તુનો ભાવથી ભોગી થઇ જે આત્માનંદના આસ્વાદનમાં લીન હોય તે ભવી[1] પુરૂષ સકલ કર્મને ક્ષીણ કરી મોક્ષ લહે.

**પરમાર્થ:**—બે વસ્તુઓમાંથી એકતો ગમતી પણ પરવસ્તુ પરનો રાગ, અને અણગમતી પરવસ્તુ ઉપરનો દ્વેષ એ બીજો એમ, એ બે મહા અવગુણને છોડી, એ પરવસ્તુનાં દ્રવ્ય ગુણ પર્યાયને સામાન્ય ઉપયોગે એટલે, દર્શનોપયોગે, અને વિષયોપયોગે એટલે જ્ઞાન ઉપયોગે દેખે-જાણે, અને દર્શનોપયોગ, અને જ્ઞાનોપયોગમાં પોતે રહી, એજ ઉપયોગ તે આત્મા અને તેથી થતો જે આત્માનંદ તેના આસ્વાદનમાં લીન હોય, એટલે કે આ જે જૂએ છે, તેજ હું. તે જોવા જાણવારૂપ આનંદ[2] તે રૂપે કરી જે સહિત હોય, તે

૧ જેના ભવોનો વહેલો મોડો અંત આવે છે તે.

૨ દર્શનાનન્દની કંઈક છાયા. આ ગ્રાંટરોડ ઉપરની આવેલી વાડીમાં લાલન ફરે છે, અને તે વાડીનો માલિક પણ તેમાં ફરે છે. તે જે આનંદ ભોગવે છે, તેજ આનન્દ લાલન ભોગવે છે. માત્ર ફરક એટલો કે

ભવી પુરૂષ સકલ કર્મોને ક્ષીણ કરી, મોક્ષ પામશે. એવું શ્રી જિનેશ્વરદેવ કહે છે.

ફરીથી હવે વિશેષ વર્ણનમાટે કેટલાક ગુણો સાથે લઈ કહે છે.

શાશ્વત સુખ કોણ પામે ?

**त्रण रहित त्रण गुण सहित, स्वात्मा करे निवास;**
**ते पामे सुख शाश्वतां, जिनवर करे प्रकाश. ७७.**

**ભાવાર્થ:**—ત્રણ દોષથી રહિત અને ત્રણ ગુણેથી સહિત આત્મા હોય તેજ પોતાના નિજસ્વરૂપમાં નિવાસ કરી શકે છે; અને તેજ શાશ્વત સુખ સાદિ અનંત સુધી પામે છે. એમ શ્રી જિનેશ્વર ભગવાન પોતેજ પ્રકાશે છે.

---

તેના માલિકને સંભાળવાની ઉપાધિ છે, એટલે તેનું માલકીપણાનું સુખ પણ દુઃખે કરી મિશ્રિત છે. **લાલનને** માલિક નહીં **હોવાથી તેને** તે સંભાળવાનું દુઃખ નથી તેથી ઉપાધિ નથી, માટે કેવળ સુખ છે એમ, ઘરના માલિક ને-બંગલાના માલિકને, દેશના ધણી રાજાને, ચક્રવર્તી, સ્વર્ગના રાજા ઇંદ્ર વગેરે સર્વેને ઉપાધિવડે સુખદુઃખ મળેલું તે નાશવંત હોવાથી વર્તનમાં પણ દુઃખ કરનાર હોય છે. પરંતુ **દ્રષ્ટાને** નાશવંત, જીવની ઉપાધિ નથી. અને જ્યારે સ્થિત હોય ત્યારે આનંદ છે. એમ દર્શનાનન્દ કંઇક ગણાય. કારણ કે **ચૌદરાજલોકરૂપી** વાડીમાં આત્મા જોઇ રહ્યો છે, અને જાણી રહ્યો છે માટે જાણવું ને જોવું એટલે જ્ઞાન અને દર્શન એ બેઉજ સુખરૂપ છે, અને એ બે લક્ષણ તેજ **આત્મા** પોતે છે, તો આનન્દ પણ પોતે થયો, એમ સહજ છે. એવું સાબિત પણ થાય છે, ( William Stead's Eyes and no Esyes )

વિલિયમ સ્ટેડની સુદષ્ટિ અને કુદષ્ટિ ઉપરથી સૂચિત.

૧ જેને શાશ્વત સુખ પ્રાપ્ત થયું છે એવા સકલકર્મના જેતા ને નિજાનન્દ સકલસિંધુમાં મગ્ન તે શ્રી જિનેશ્વર ભગવાન કે સિદ્ધ ભગવાન

પરમાર્થઃ—રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ ઘણું કરી અ-નાત્મ અને જડ વસ્તુપરના ભાવને લીધે થાય છે; તો અ-નાત્મ એટલે આત્મા નહીં, તે હું નહીં. એવી પરવસ્તુપર રાગ કરવાથી શું? અને એવી જડ વસ્તુપર દ્વેષ કર-વાથી પણ શું? અને જે વસ્તુ પોતે નથી તેવી વસ્તુમાં પોતે એવો ખોટો મોહ પામવો પણ શું? આમ વિચારી એ ત્રણે અવગુણને દૂર કરે છે કે ત્રણે ગુણો દેખાઇ આવે છે. એ ત્રણે ગુણ તે સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન અને સમ્યક્ ચારિત્ર છે. આ ત્રણે ગુણની પ્રાપ્તિ જીવને થતી નથી, તેતો સ્વભાવિકજ છે. માત્ર પરભાવે એટલે પરવસ્તુમાં રા-ગના પડળને,–પરવસ્તુ, જડવસ્તુપર દ્વેષનાં ચડતાં વાદળાં અને મોહરૂપ લાગતાં ગ્રહણને દૂર કરવું. એટલે માત્ર લોક-પ્રકાશ નહિ પણ–લોકાલોકપ્રકાશક એવો અનંત સૂર્ય જેવો, આત્મા પ્રગટ થઇ રહે છે. અને એ લોકાલોકપ્રકાશક આત્મા તેજ પોતે હોવાથી ચૌદરાજ લોક પોતાના સકળ દ્રવ્યગુણ, પર્યાય યથાર્થ રીતિએ નિજપ્રકાશમાંજ તેનું બિંબ પડવાથી જણાઇ રહે છે.

જેમ રાહુની છાયા સૂર્યચંદ્રની આડે આવે છે, ને પૃથ્વી-પર થોડા કલાક ગ્રહણ થઈ અંધારૂં રહે છે; તેમ ક્ષયોપશમ અને ઉપશમવાળા સૂર્યચંદ્ર સરખા આત્માની આડે, હુંપ ણાનાં મોહનું ગ્રહણ લાગે છે, અને તેથી તે બહિરાત્મારૂપ પૃથ્વીપર અજ્ઞાનરૂપ અંધારૂંજ રહે છે, પરંતુ જેમ ગ્રહણનું અંધારૂં થોડા કલાક રહે છે–પછી સૂર્ય ચંદ્ર સ્વપ્રકાશે, જેમ

સદા પ્રકાશે છે, તેમ થોડાક[1] જન્મો સુધી તે ગ્રહણ રહે છે, અને પછી સ્વપ્રકાશે સદાસર્વદા, પ્રકાશવાન્ રહે છે.

આટલુંજ આત્મસ્વરૂપને ઉપનયપણું બસ નથી, પરંતુ ચન્દ્ર મહિનામાં પંદર રાત્રી સુધી રહે છે, અને તેપણ પ્રથમ વધતા ને પછી ક્ષીણ થતા પ્રકાશપણે, અને સૂર્ય સવારે વધતા અને સાંજે ક્ષીણ થતા પ્રકાશવાળો છે. આમ માત્ર દિવસે, સૂર્ય રોજ ઉદય અસ્તવાળો છે અને વધતાં તથા ક્ષીણ થતા, પ્રકાશવાળો ચન્દ્રમા છે પરંતુ આત્માતો ઉદય થયો કે શાશ્વત્ પ્રકાશી રહે છે, લોકાલોકના સર્વ ભાવ સર્વથા જાણે છે; સાદિ અનંતકાળે પ્રકાશે છે.

જેમ આંખે પડળ આવ્યાં હોય તે કોઇ વૈદ્ય દૂર કરે, તેમ સદ્ગુરૂ મહારાજ સમ્યકત્વરૂપ અંજન આંજી પર વસ્તુની પ્રીતિરૂપ રાગનાં પડળ દૂર કરે છે અને તેથી સમ્યક્તવાન જીવો નિશ્ચયરૂપ હૃદયમાં રાખી વ્યવહારમાં પ્રવૃત્તિ કરેછે.

વળી આત્મારૂપી સૂર્યની આગળ, પરઉપરના દ્વેષરૂપી વાદળાં આવ્યાં હોય, તોપણ દેખાતું નથી. જેમ રાગના પડળવડે કંઈનું કંઈ દેખાય કે ન દેખાય, તેમ દ્વેષનાં વાદળ આગળ આવ્યાં હોય, ત્યાંસુધી પણ કંઈ દેખાય નહીં. માટે પરવસ્તુપર દ્વેષ ન થતાં-પરધર્મઉપર તિરસ્કાર ન થતાં જ્યારે તેમના ઉપર કરૂણા થાય, જ્યારે સર્વ જીવોઉપર-

---

૧ કારણ કે શાશ્વત્ પ્રકાશવાળા આત્માની પાસે-શાશ્વત્ તે સાદિ અનંત ભાગે કેહેવાય, તેથી કરોડો અને અબ્જ ભવપણ થોડા કલાક જેવાજ કહેવાય એમાં શું આશ્ચર્ય ?

એટલે નારક, તિર્યંચ, માણુસ ને દેવો જે કોઇ અંતરાત્મ થઈ પરમાત્માનાં દર્શન કરવાને યોગ્ય ન થયા હોય, તેવા સર્વે જીવો ઉપર એક સરખી કરૂણા ન થાય, ત્યાંસુધી દ્વેષનાં વાદળાં ન જાય; ત્યાંસુધી સૂર્ય ઉદય હોવા છતાં અર્થાત આત્મસ્વરૂપ નિશ્ચયનયે જ્ઞાનસ્વરૂપ હોવા છતાં તેમનો લાભ ન મળે. માટે જેમ રાગનાં પડળ દૂર કરવાં જોઇએ, તેમ દ્વેષનાં પણ કરવાં જોઇએ " સવી જીવ કરૂં શાસન રસી " આ પૂર્ણ ભાવનારૂપ સુવાયુવડે ખસેડવાં જોઇએ.

જ્યારે સર્વ જીવો અકામ યા સકામ નિર્જરા કરી શાતા વેદનીયના ઉદયવડે " શુભ માનવ જન્મ પામ્યા, તેવા માનવ બાંધવો ને બેનો; પોતાના કર્મવડે તે તે જિનધર્મમાં બિંદુઓ જેવા અન્ય દર્શનરૂપી નદિયો થયા, શ્રી સકળ જીવપર દયામય જૈનધર્મ સમુદ્ર તરફ રફતે રફતે આવે છે. તો તેઓને પરાસ્ત ન કરતાં પોતાના તરફ આવવા દેવા, એજ કરૂણા સપ્રયોગ કહેવાય, અને જ્યાંસુધી બીજાપર દ્વેષ છે ત્યાંસુધી વાદળાં છે અને ત્યાંસુધી નિષ્પક્ષપાત રીતે બીજાને યથાર્થ જોવાય નહીં, કારણ પક્ષપાતનાં વાદળ બીજાપર અરૂચિ કરાવે તેજ દ્વેષ કહેવાય.

ગંગામાં સ્નાન કરી, શરીરને પવિત્ર કરનારા આપણા માનવ બાંધવોમાંના બ્રાહ્મણાદિ મનુષ્યરત્નોને કરૂણા નદીમાં અથવા કર્મશત્રુના પાપરૂપ મલથી પવિત્ર કરનાર શત્રુંજી નદીમાં સ્નાન કરાવી પવિત્ર કરાવી, સકળ કર્મને ડગલે ડગલે જ્યાં હણાય છે, એવા શત્રુંજય ઉપર શ્રીઆદિનાથ

મહારાજનાં દર્શન કરાવવા એ કેટલું તેઓને, તેમજ નિજ દર્શનને કલ્યાણપ્રદ છે! સકળ જંતુ ઉપરની કરૂણારૂપી નદીમાં નાહીને પવિત્ર થતા હૃદયવડે નિર્મળતાથી પરવસ્તુના મળને દૂર કરી, સ્વવસ્તુ અર્થાત્ આત્મારૂપ શ્રીઆદિનાથ તરફ જતાં ડગલે ડગલે કરોડો ભવના કર્મશત્રુઓ શું નથી હણાતા? હણાય છે. ઘણા એક આપણાજ પૂર્વ બાંધવોએ તે શત્રુઓને જરા વારમાં હણ્યા છે, હણે છે અને દ્રવ્યભાવે કર્મને હણશે પણ ખરા.

ત્રીજો મોહ છે. રાગ પડળ છે, દ્વેષ વાદળાં છે અને મોહ ગ્રહણ છે. અર્થાત્ આંધળો માણસ કેમ દેખે? અહીં સમજવાનું એમ છે કે આંખ દેખતી નથી. પરંતુ આંખ તો દેખવાનું એક સાધન છે, કારણ કે આંખતો જીવ ગયા પછીનાં મુડદાંને પણ હોય છે, પરંતુ તે દેખતી નથી. તેમજ આંખ હોય, પરંતુ કોઇ વાદળાંનું આવરણ હોય, તોપણ દેખાતું નથી; માટે તેપણ વચમાંથી દૂર થવું જોઇએ. વળી એમ પણ કહેવાય છે કે આંધળાં માણસને આંખ નથી માટે દેખે નહીં, પરંતુ તે વાત હાલની અમેરિકન શોધથી ખોટી પડે છે. કારણ કે મગજ ઉપર અમેરિકન ડાકટરનું યંત્ર મૂકવાથી આંધળા માણસો આસપાસની વસ્તુ દેખે છે, અને તે દૂર કર્યું એટલે દેખાતું નથી. માટે આંખજ દેખે છે, અને આંખ ન હોય તો ન દેખાય, એ વાત હાલ વ-

ધતી જતી Psycology થી પણ અસિદ્ધ ઠરે છે. વળી આ દેશમાં ત્રાટકાદિ સાધનારા, તેમજ પ્રત્યાહાર કરતા માણસો, આંખને બંધ કરી દૂરના પદાર્થ મનોયંત્રવડે યથાર્થ દેખે છે. એથી દેખનાર ચર્મચક્ષુજ છે એમ ઠરતું નથી. તેમજ મનોનેત્ર પણ દેખતું નથી. માત્ર જોએલી ચીજ આપણે યાદ કરીએ છીએ, ત્યારે જેમ તે સ્થળમાં તે ચીજ ઉપર પ્રકાશ પડી દેખાય છે, તેમજ નહીં જોએલી ચીજ પણ પાંચેન્દ્રિયોને પ્રત્યાહાર કર્યા પછી મનમાત્ર ચોરફાનસની માફક તેમાં રહેલાં કિરણોને, તે નહીં જોએલી વસ્તુપર નાંખે છે, અર્થાત્ રાત્રિફાનસના કાચવડે, અંદરના દિવાના કિરણો દૂર જઈ તે વસ્તુ ઉપર પડે છે. માટે રાત્રિફાનસના કાચ જેવું યોગીનું નિર્મળ મન પણ તે વસ્તુને આત્મા વિના દેખી શકતું નથી. અર્થાત્ એ મનપણ આત્માનું બાહ્ય સાધન છે, પરંતુ જેમ તે રાત્રિફાનસમાં દિવો છે, તેમ આપણા શરીરરૂપી પ્રાસાદમાં મનોરૂપી ફાનસ છે. તેમાં ઇંદ્રિયોરૂપી કિરણો છે, અને આ ફાનસમાં આત્મારૂપી **દીવો છે.** અને સૂર્ય, ચન્દ્ર, તારા, નક્ષત્ર વગેરે નાના નાના બિચારા નિસ્તેજ દિવાઓ. એ દીવાની જ્યોતમાંથી પ્રગટાવેલા હોય એમ જણાય છે.

માટે આવરણ દૂર કર્યું કે, નિજસ્વરૂપ પ્રગટ થશે, અથવા જેમ જેમ આ અંદર હું કોણ તે તું ચિંતવ, એટલે

---

૧ "The sun, the moon, the stars are but shining parts of the soul. ( Emerson )

પડળરૂપ વાદળું, ખસશે એટલુંજ નહીં, પરંતુ મોહરૂપી અંધાપો પણ દૂર થશે.

કોઇ કહેશે કે મોહરૂપી પડળ એશું અંધાપો છે? હા, કારણ કે તેમ ન હોય તો તમે દેહમાં રહેનાર આત્માને મૂકી દેહને હું રૂપ કેમ જાણો! આતો શરીર બંધાય, કે મોટું નાનું થાય, કે દેહરૂપી કવરમાં આવે કે જાય, એટલે દેહ મરે ત્યારે હું મુઓ એમ કેમ કહો છો? અલબત્ છતી જીવ-રૂપી આત્માની મનરૂપ આંખ છતાં અંધાપો નહીં તો શું? વળી તમે કહી શકો કે મારો દેહ. પણ મારો આત્મા એમ કેમ કહો છો? તમે કોણ? તમે તેજ આત્મા છો. પરંતુ દેહને હું માનો ને દેહને આત્મા માનો એ અંધાપા વિના બીજા કોણથી કંઈનું કંઈ મનાય? જેમ આંધળા આગળ નાટક ફોકટ, તેમ આ બધું દેખવું પણ, મોહરૂપી અંધકાર હોવાથી વિપર્યાસરૂપ છે, પરંતુ જેમ દેખતો નાટક દેખે છે, તેમજ સિદ્ધપરમાત્મા, તેમજ તેમના અનુભવી બાળકો, આ જગત્‌ને એક નાટકની માફક દેખી રહે છે. વળી દ્રવ્ય, ગુણ પર્યાયના નાનાવિધ નાટકો જોયા કરે છે, એ નાટકને દર્શનરૂપ નેત્રવડે જોઈ, જ્ઞાનરૂપ પ્રકાશે જાણી ચારિત્રરૂપ વર્તનમાં લાવી, નિજાનંદમાં શાશ્વતો કાળ વિલસી રહે છે.

આત્મામાં કેમ રમાય, અને રમી શું થવાય?

**चार कषाय रहित थई, जे धारे गुण चार;**
**आत्मामां जे जन रमे, ते थाए ए अविकार. ७८.**

**ભાવાર્થઃ**—ચાર કષાય છોડી દઈ, જે ચાર ગુણો ધારણ

કરે, અને એ ચાર ગુણોને ધારણ કરી જે માણસ નિજ સ્વરૂપમાં રમણ કરે, તે માણસ અવિકાર એટલે વિકારરહિત એવા અવ્યય[1] પદને પામે છે.

પરમાર્થઃ—કષ્ એટલે સંસાર–દુઃખ; તેને વારંવાર આણનારા તે કષાય. એવા કષાય ચાર છે, તેઓ કાળા ક્રોધ, રાતા માન, મેલી માયા, અને પાંડુઆ લોભ એવા નામે ઓળખાય છે. આ કષાયના વચમાં આવેલા, આંતર આચ્છાદાનથી અભ્યંતર સ્વરૂપ કે બાહ્ય સ્વરૂપ યથાર્થ દેખાતું નથી; તથાપિ કષાયનું સ્વરૂપ દેખાડી, તેને દૂર કરવાના માર્ગ પૂર્વાચાર્યોએ ઘણા ઘણા દેખાડ્યા છે.

ઉદ્દાહરણ તરીકે ક્રોધ લો, ક્રોધરૂપી અંધકાર માણસને હોય ત્યારે ગાંડામાણસની પેઠે માણસ ગમે તેમ બકે છે તેમ આનું થાય છે. "એને બરોબર થોડો વખત યાદ પણ આવતું નથી કે, હું શું કહું છું. આવડતી પંક્તિઓ પણ ભૂલી જવાય છે," એમ મહારાજ **શ્રીદાનવિજયજી** કહેતા હતા. ત્યારે પહેલાં તેને સમજવાને આપણે એક દૃષ્ટાંત લઇએ.

ધારો કે કોહિનૂર કરતાં લક્ષાવધિ પ્રકાશમાં શ્રેષ્ઠ એવો

---

૧ અવ્યય પદ તે મોક્ષપદ છે, તેમાં કંઇ ફેરફાર થતો નથી, એક અખંડ જ્યોતિસ્વરૂપ અવ્યાબાધ સુખરૂપ છે, અર્થાત્ જેમ પૃથ્વીપર રાત્રિદિવસ, છે એમ નહીં પરન્તુ સૂર્યમાં જેમ અખંડ પ્રકાશ છે તેમ. બહિરાત્માને જેમ ભરતીરૂપ સુખ, અને ઓટ થતાં દુઃખ થાય છે, તેમ નહીં, પરન્તુ ભરતીઓ રહિત ભૂમધ્ય સમુદ્રની પેઠે શાંત સુખમયન્ગ.

લક્ષાવધિ રૂપીયાની કિમ્મતનો હીરો સર્વે મનુષ્યાદિ જીવો પાસે અવશ્ય છે, તે હિરાની આસપાસ લોખંડ વીગેરેના ચાર પડદા આવેલા છે. જ્યાંસુધી આ પડદારૂપ આવર્ણ હોય, ત્યાંસુધી તે હિરો દેખાતો નથી. આ લોખંડના આવર્ણ તે કષાય. તેમાં પેહેલો ક્રોધ આપણને છતે હીરે દે-ખવા દેતો નથી. તે ક્રોધને આપણે અનુતાનુબંધી કહીશું. હવે ધારો કે એ અનુતાનુબંધી લોખંડની દિવાલોને ક્ષમારૂપી ગદાથી તોડી નાંખી તો હીરો કઇ કંઇ કદાચ દેખાય પરંતુ ખરૂ જોતાં અનુતાનુબંધી લોખંડની દિવાલ પછી પણ બીજાં આવરણો હોય છે, અને તે લાકડાની પેટીઓ લોખંડ દિવાલોવાળી ત્રિજોરીમાં હોય છે, એવી લાકડાની પેટીની બાજુઓને પણ કરૂણારૂપી હથોડીવડે તોડવી જોઇએ; એ લાકડાની પેટી જેવી અપ્રત્યાખ્યાની ક્રોધની દિવાલો છે પરંતુ તેમને તોડી આગળ જાય તો, ત્યાં એક કોડીઆ કાચની પેટી છે, તેમાં તે હિરો છે. તે કોડીઆ કાચની પેટી તે પ્રત્યાખ્યાની ક્રોધ છે, તેમાંથી, પણ હિરો યથાર્થ દેખાય નહીં. એ કાચની પેટીને સર્વ જીવપરની દયા-રૂપી કુંચીવતે ઉઘાડવી જોઇએ તેમાંથી એક સ્ફાટિકની પેટી નીકળશે; તે સ્ફાટિક નિર્મળ, અંદર, જેવું છે તેવુંજ દેખા-ડનાર હોવાથી, તે હીરો સ્પષ્ટ દેખાય છે. એ સ્ફાટિકની પેટીને આપણે, સ્વંજલનો ક્રોધ કહીશું અને સર્વ જીવની

રક્ષા રૂપી કુમળા હસ્તવડે બહાર કહાડીશું તો તે [1]હીરો તે કોહિનૂરનો કોહિનૂર એવો આત્મા જણાઈ રહેશે. આમ ક્રોધના ચાર ભેદ એટલે લોખંડની દિવાલોની ત્રિજોરીમાં પડેલો, એટલે અનંતાનુબંધી ક્રોધમાં પડેલો, વળી લાકડાની પેટીમાં બંધ કરેલો, એટલે અપ્રત્યાખ્યાની ક્રોધમાં રસાએલો, અને કોડીઆ કાચની પેટીમાં આવેલો, એટલે પ્રત્યાખ્યાની ક્રોધમાં નંખાયલો તેમજ સ્ફાટિકની દાબડીમાં આવેલો એટલે સ્વંજલમાં રહેલી એક પછી એક ઉત્તરોત્તર ક્ષમા, કરુણા, દયા અને રક્ષાના અધિકપણાવડે દૂર કરી તે હીરાનું હીરારૂપે આત્મદર્શન થઇ શકે છે.

તેમજ લાલ સડક જેવા માનને, અભિમાનની કેફમાં ગુલતાન થએલાને પણ color-blind એટલે રંગથી થતી ભ્રાંતિથી યથાર્થ દેખાતું નથી, જેમ ક્રોધવડે અંધાપો છે તેમ માનવડે પણ પદાર્થ બરોબર દેખાતો નથી. ક્રોધને નમ્રતારૂપ બ્રામી સુંદરી આવી કહે કે "વીરા ગજ થકી ઉતરો" તેમ અશુભ શુભ સર્વના માનથી ઉતરાય ત્યારેજ યથાર્થ સ્વરૂપ દેખાય; અને સર્વમાં સમદૃષ્ટિ થઇ રહે અર્થાત્ નમ્રતાવડે, નીચમાં નીચ જે હોય તેમાં પણ ગુણના ઘરરૂપ આત્મસ્વરૂપ મનાય તો સ્વરૂપ દર્શન થાય.

---

૧ કોહીનૂર, હાલ, **એડવર્ડ ધી સેવન્થના** બ્રિટિશ રાજ્યના મહાન્ ચક્રવર્તિ રાજાના મુકુટમાં છે, જે કૃષ્ણ વાસુદેવ પાસે, પછી અર્જુન પાસે હતો એમ કહેવાય છે. કોહીનૂર એ ફારસી શબ્દ છે. કોહી એટલે પર્વત, અને નૂર એટલે પ્રકાશ કોહીનૂર એટલે પ્રકાશનો પર્વત.

માયારૂપી કાદવોણ્ણા સરળતારૂપી નદીના નિર્મળ જળથી ધોવાવા જોઇએ. તોજ આ હિરો સ્વચ્છ જણાશે. તેમ જ લોભરૂપી એબ પણ હુશિયાર કારીગર પાસે દૂર કરાવવી જોઇએ. કારણ કે એ લોભ પરવસ્તુની તૃષ્ણા છે, ને સ્વવસ્તુના જ્ઞાનરૂપ હીરાકણીથી, વિવેક જ્ઞાનથી, ભેદ જ્ઞાનથી ઘસી કહાડવી જોઇએ. આમ કરી યા બીજા ઉપાયો કામે લગાડી, ક્રોધની જગાએ, ક્ષમા, માનની જગાએ નમ્રતા, માયાના સ્થળે સરળતા અને લોભની જગાએ સંતોષ કરવાથી એ ક્રોધાદિ ચારથી રહિત થવાય છે.

તેમજ એ ચાર કષાય જઇ અર્થાત્ સંસારતરફ ઘસડનારા ચાર લૂટનારા ભાગી જઈ મોક્ષતરફ આકર્ષનાર ક્ષમાદિ ચાર આવે છે, ત્યારે ઉત્તરોત્તર નીચેના ગુણ પણ પ્રગટ થાય છે અને—

તે ગુણો દર્શન, જ્ઞાન, ચરિત્ર અને વીર્ય એ ચાર છે.

આ દર્શન જ્યારે અનંત હોય, જ્ઞાનપણ અનંત હોય, તે સામાન્ય ઉપયોગરૂપી દર્શન, અને વિશેષ ઉપયોગરૂપ સાકારજ્ઞાન અને એ ઉભયમાં રમણતાથી, એટલે સાકાર ઉપયોગમાં નિરાકાર ઉપયોગ, અને નિરાકારમાં સાકાર ઉપયોગ તે ચરિત્ર ને તે ધારણ કરવાનું સામર્થ્ય કે વીર્ય મહાભાગ્યને અનંત ભાંગે પ્રાપ્ત થાય છે. તે આ ચાર ગુણ આત્મામાં રહેતા અવિકારી પદ જે મોક્ષ પદ તેને પામે છે.

અંતરાત્મા કોણ થઇ શકે? અને અંતરાત્માવાળો શું થાય ?

**संगरहित, दशदश सहित, लक्षण दशगुणयुक्त;**
**ते थइ अंतर आतमा, थाये जगथी मुक्त. ॥ ७९ ॥**

**ભાવાર્થ:**—જે દશવિધ પરિગ્રહથી રહિત થઇ, જગતમાં અસંગ રહે! અને દશવિધે યતિધર્મને યથાર્થ ધારણ કરે તે અંતરાત્મા થઈ, તેજ અંતરાત્માવડે જગતથી મુક્ત એવો પરમાત્મા થાય.

**પરમાર્થ:**—પરિગ્રહ એટલે ચારે બાજુએથી ઘેરનાર. એ દશ પ્રકારના પરિગ્રહ મનુષ્યને હોય છે, જેને વિશેષ પરિગ્રહ તે વિશેષ ઘેરાએલા અને તે જરાપણ છૂટી શકતા નથી.[1] એ દશવિધ પરિગ્રહ તે આ પ્રમાણે છે. ધન, ધાન્ય, ક્ષેત્ર, ઘર[2], રૂપું, સોનું, ઇતર ધાતુ, ચાકર; પશુ, વાસણ કુસણ, રાચરચીલું, એ દશથી માણસ ઘેરાયલો છે, પરંતુ જેને એનું મમત્વ છૂટી જઈ, મહા દુઃખના મૂળરૂપ સંસાર કેદખાનામાંથી છૂટવા ન દેનાર એવા પરિગ્રહને જેણે દ્રૃષથી પણ ઉણો કર્યો છે.—ઓછો કર્યો છે. તે આ સંસારરૂપી મહા ઉષ્ણકાળના ઉન્હાળાને મૂકી મહાબલેશ્વર જેવા સ્થાનમાં આનંદ કરતો જણાશે.

અને જેણે સર્વથા પરિગ્રહ છોડયો હોય, તેઓ સીમલામાં હોય તેવા આનંદ ભોગવશે. કારણ કે તેને કોઈ રોકનાર નથી. પરિગ્રહ હવે તેમને બાંધનાર નથી. **कस्तान् निवारयति संचरतो यथेष्टम्** " જેણે તારા ગુણો ધારણ કર્યા

---

૧ બહાર જાય તો પણ કેદીની માફક પહેરગીરો જેવા ભઈઆઓ સાથે, ફરવા જાય તો જેમ કેદીને એમ્બુલૂશનમાં બેસાડે તેમ આ ગાડીમાં બેઠેલો માલમ પડે અને નાશી ન જાય માટે આગળ પાછળ સિપાઇ હભાજ હોય? ૨ વાડી, બંગલા, મહેલ.

તેને યથેચ્છ વિહાર કરતાં કોણ અટકાવી શકે? આમ દ-શવિધ પરિગ્રહ ત્યાગ કરી, દશવિધ ધર્મ અંગિકાર કરે છે, અને તે આ પ્રકારે છે. ક્ષમા, [1]માર્દવ, [2] આર્જવ, સત્ય, શૌચ, નિર્લોભ, તપ, ત્યાગ, અકિંચિન, બ્રહ્મચર્ય, આ દશ ગુણવાળા હોય તે અંતરાત્મા હોય છે એટલે સ્વને ઓળખી પછી સ્વ-ગુણ જ્ઞાનાદિએ ઉપજતી, મુક્ત એવી પરમાત્મ દશા પામેછે.[3]

આત્મા કેવો છે?

**आत्मा दर्शन ज्ञानमय, आत्मा चरित्रवान्;**
**आत्मा संयम शियळ तप, आत्मा प्रत्याख्यान.॥८०**

---

૧ નમ્રતા. ૨ સરળતા, કંઇપણ પરવસ્તુ જેની પાસે નથી. ૩ દશ-વિધ પરિગ્રહ ત્યાગની બાબતમાં હાલ **લાલન** લખી શકતો નથી તેનું કારણ કે તેને જેવું પરિગ્રહમમત્વ પાંચ, છ વર્ષપર અમેરિકામાં ગયું હતું તેવું હાલ નથી; રોજ દિવસ શ્રીમદ્ **મોહનલાલજી** મહારાજના સુવર્ણની ઘુઘરી જેવા શબ્દોના ભણકારા વાગતા કે "પરિગ્રહ મમતા પરિહરો, પરિગ્રહ દુઃખનું મૂળ સલૂણે; પરિગ્રહ મમતા પરિહરો" આમ કરતાં કરતાં **લાલને** ત્યાં પરિગ્રહ ત્યાગ કર્યો. કેટલાક અંશે દેહા-દિને વોસરાવ્યાં, અને જે પોતાના નિજસ્વરૂપે લક્ષ આપ્યું અને નિર્ણય કર્યો કે "આ સર્વ વસ્તુ સર્વની છે. અને મારે કંઇ નથી જોઇતું. આ તન, વચન, અને મન પણ સર્વ જીવની સેવામાં ખર્ચાવાં એમ થતાંજ અનુભવ ભોર થયો. પ્રભાત ઉગવા જેવું થયું. અને નિજસ્વરૂપનું ભાન વસ્તુનું સ્વરૂપ શકત્યનુસાર દેખાઈ ગયું "મોત મરી ગયું, ને ભય ભાગી ગયો." પરંતુ તે ઉપશમ હોશે, નહીં તો પાછું આવું પરિગ્રહ મમત્વ થાય નહીં. હવે અવકાશે શોધી ક્ષયોપશમપર આ-વવા તેને પાછો પ્રયત્ન કરવો પડશેજ.

**ભાવાર્થ:**—આત્મા તેજ દર્શન, આત્મા તેજ જ્ઞાન, આત્મા તેજ ચારિત્ર, આત્મા તેજ સંયમ, આત્મા તેજ શિયળ, આત્મા તેજ તપ; અને આત્મા તેજ પ્રત્યાખ્યાન છે.

**પરમાર્થ:**—નવપદ પૂજામાં નવપદો, જેમ અરિહંત તે આત્મા, સિદ્ધ તે પણ આત્મા, આચાર્ય તે પણ આત્મા, ઉપાધ્યાય તે આત્મા, સાધુ તે આત્મા, દર્શન તે આત્મા, જ્ઞાન તે આત્મા ચારિત્ર તે આત્મા, અને તપ તે આત્મા-એમ કહ્યું છે તેમજ આ દુહામાં પણ દર્શનાદિરૂપ આત્માનેજ કહ્યો છે.

આત્માનાં લક્ષણ નવતત્ત્વમાં આ પ્રમાણે આપ્યાં છે.

**नाणं च दंसणं चैव चरितं च तवो तहा**
**वीरिअंच उवओगअ एअं जीवस्स लख्खणम्**

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ. એ જીવનાં લક્ષણ છે.

અનુભવગત કંઇક આત્મસ્વરૂપ આલેખવા યથાશક્તિ લાલન અહીં પ્રયત્ન કરવા જાય છે. લખાય તે ખરૂં.

આત્મત્વ એ અરૂપી. સામાન્ય ઉપયોગ તેજ દર્શન, તેમાંજ પ્રથમ [1]સ્ફૂર્ણ થતાં, સાકારોપયોગ તે જ્ઞાન. તો એ તે આત્મત્વ એ દર્શનરૂપ તેજ આ સમયે જ્ઞાન પદે વ્યવહરાય અને એ જ્ઞાનરૂપ સાકારગત સામાન્ય નિરાકાર ઉપયોગ, એટલે જેમ અલંકારોના સર્વ સમૂહમાં સૂ-

---
૧ શબ્દને અભાવે પૂર્ણ કહેવાય છે.

વર્ણ ઉપયોગ તે દર્શન, અને એ સૂવર્ણ-મયતામાં સર્વ સાકારોપયોગ અલંકાર જણાય તે જ્ઞાન. વળી તે ઉભયમાં રમતા થાય તે [1]સમયમાં તે આત્મત્વ તેજ ચારિત્ર સર્વ વૃત્તિનો નિરોધ કરી, નિજમાં રહેવાસારૂ તપ તેપણ પોતેજ કહેવાય. તેમજ સ્વ સ્વરૂપ ધ્યાન, સ્વરૂપનીજ ધારણા ને સ્વરૂપમાંજ સમાધિ એ ત્રણ જ્યાં એકત્ર હોય છે, તે સંયમે પણ આત્મત્વમાંજ હોય છે. નિજસ્વરૂપમાં રહેવું તેજ બ્રહ્મચર્ય છે. પરસ્વરૂપમાં જવું તે પરસ્ત્રી કે પરપુરૂષ ગમન જેવું છે. માટે જે સ્વરૂપમાં રાખે તે સામર્થ્યરૂપ બ્રહ્મચર્ય આત્મત્વમાં સમયાંતરે ઉપયોગાય છે. મારે પરવસ્તુ નહીં, એવું પ્રત્યાખ્યાન પણ તે આત્માજ કરે છે. તે પણ આત્માતત્ત્વમાં સમયાંતરે ઉપયોગાય છે.

આ સ્વરૂપ નિશ્ચય નયનું છે, અને નિશ્ચયનયથી એકજ માણુસ જેમ જૂદી જૂદી અપેક્ષાએ, બાપ, પુત્ર, ભાઇ, ભત્રિજો, પતિ વગેરે હોઈ શકે તેવું એકજ સામાન્ય એવું આત્મત્વ, દર્શન, જ્ઞાન, ચારિત્ર, સંયમ, બ્રહ્મચર્ય, તપ, પ્રત્યાખ્યાન વગેરે એકજ સમયે હોઈ શકે.

નિશ્ચયનય પ્રમાણે આત્મા સર્વથા પોતાનું સ્વરૂપ છોડતો નથી એટલે પ્રત્યાખ્યાનમાંજ છે, એમ થાય છે. એટલે અરૂપી આત્મારૂપી થતોજ નથી. રૂપતો પુદ્દગલ છે અર્થાત્ અરૂપી પૂર્ણપણે અરૂપીજ રહે છે અર્થાત્ આત્મા તે પોતેજ આત્માપણે હોય છે. બીજાના તેને પ્રત્યાખ્યાન હોયછે.

---

१ त्रयमेकत्र संयमः (पंतजलि योगदर्शन).

વળી એકજ વેળાએ એકજ માણસ કોઇનો બાપ, કોઈનો પુત્ર, કોઇનો ભાઈ, કોઇનો પતિ વગેરે હોઇ શકે છે. તેમ આત્મા એકજ વેળાએ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય, ઉપયોગ, શિળ, સંયમ, પ્રત્યાખ્યાનરૂપ હોય છે. આમાં પૂર્વાચાર્યના બે મત છે, એટલે જ્યારે જ્ઞાનોપયોગ હોય છે, તે વેળાએ દર્શનોપયોગ ન હોય, અર્થાત્ સમયાંતરે હોય. વળી સમયનો ઉપયોગ એ બહુ સૂક્ષ્મ વાત છે.[1]

સંન્યાસ નિશ્ચયથી કયો ?

**जो जाणे तुं आप पर तो निश्चय परत्याग;**
**तेज खरो संन्यास छे, बोले जिनवड भाग. ॥८१**

**ભાવાર્થ:**—જો તને હું કોણ અને આ પરવસ્તુ શી એ ખબર પડતી હોય તો જે પરવસ્તુ દૃશ્ય છે, તે તું નથી,

---

૧ પરંતુ હાલ તુરત તો એકજ સમયે સર્વ ઉપયોગ હોય એમ સંભવ થાય છે, આગળ જતાં વિશેષ ક્ષયોપસમે ફેરફાર થાય તે ખરો. લાલનને આગ્રહ નથી, સરલતા રાખી છે ને રાખશેજ, માટે યુગપત્ અશેષ ઉપયોગ એટલે જ્ઞાનોપયોગ, દર્શનોપયોગ, વગેરે છે એમ અભિપ્રાય છે ને તે કોઇ શ્રીવીરપરમાત્માના, નાના મોટા અનુભવરસી બાંધવો યા બેનો, તેથી અન્ય રીતે સમજાવશે તો લાલનને માનવાને કંઈ વાંધો નથી. ખરેખર તેથી તેનાપર મોટો ઉપકાર થશે.

એક સમયે બે ક્રિયા ન થાય એવું આ મૂળ લેખક માણેકલાલના ધ્યાનમાં છે. આ ઉપયોગની બાબત છે ત્યાં આ વાત જો લાગુ ન પડે તો મી. લાલનના સમજવાથી મારા સમજવામાં ફેર પડતો નથી પણ ઘણી સૂક્ષ્મ વાત છે માટે તેનો નિર્ણય વિશિષ્ટ જ્ઞાનીઓએ યોગ્ય કરવાનો છે. તત્વ કેવલીગમ્ય છે.

એમ થયું માટે પરને તું બરાબર તજીદે, તો તું ખરેખરો સંન્યાસી થયો; એમ મહાભાગ્યવાન શ્રીજિનેશ્વર કહે છે.

**પરમાર્થ:**—હું, આ જે શરીરાદિને, તેમજ આ જગતાદિને જોઈ રહ્યો છું, ને જાણી રહ્યો છું, તેજ હું છું. ને એ-વડે જે જણાય-દેખાય છે, તે જ્ઞેય કે દૃશ્ય હું નથી હું જે સાક્ષી તેજ પોતે-અને આ જે જડ-દૃશ્ય હોય તે પર મારાથી અત્યંત ભિન્ન છે, એવું બરાબર સમજી, એ સમજને બરાબર અનુસરી જે પરનો સર્વથા ત્યાગ કરે છે, તે સાધુ મહારાજ ખરેખરા સંન્યાસી છે, એમ શ્રી જિનેશ્વર કહે છે.

**વિ. વિ.** સંન્યાસ શબ્દ સંસ્કૃત છે. અને તેની શબ્દ વ્યુત્પત્તિ આ પ્રમાણે છે. (**संन्यास सम्+नि+अस्**) હવે **अस्** એટલે ફેંકવું **नि**-નિરંતર **सम्** સર્વથા. સર્વથા-નિરંતર પરને ફેંકી દેવું તે **સંન્યાસ** અને જે જીવ સર્વથા, સર્વ પ્રકારે પરને ફેંકી દે, તે જીવ સંન્યાસી છે. જ્યારે પરને ફેંકી દે ત્યારે સ્વમાંજ રહે. માટે પરનો ત્યાગ એજ સ્વની પ્રાપ્તિ. ગુણરૂપ આત્મસ્વરૂપ પામવાને માત્ર પર ત્યાગજ બસ છે, એટલે સ્વ પોતેજ હું છું તેવો લોકાલોકપ્રકાશક કે સૂર્યાદિને પણ જાણનાર એવો જણાઈ રહીશ.

સમ્યક્ દર્શન શું, ને ચારિત્ર શું?

**सम्यक् दर्शन तेज छे, आत्मानुं ओळखाण;**
**चेतन रहे निजरूपमां, ते चारित्र पिछाण. ॥८२॥**

**ભાવાર્થ:**—આત્માને ઓળખવો તેજ સમ્યક્દર્શન અને

તે આત્માને એટલે ચેતનને ઓળખી તેના સ્વરૂપમાં રમવું તેનું નામજ ચારિત્ર છે.

**પરમાર્થ:**—આત્મા એટલે ચેતન અને એ શરીરવ્યાપિ હોવા છતાં, શરીરથી બહાર પણ જોનાર–જાણનાર, જેમ સૂર્ય આકાશમાં પોતાના નિયત સ્થાનમાં પ્રવર્તતો હોય; તથાપિ પોતાના પ્રકાશવડે, જગતમાં આવેલાં દ્રવ્યોને જાણે જૂએ તેમ એ શરીરવ્યાપી એવો આત્મા સૂર્ય અને લોકાલોક સર્વને જુએ–જાણે. જેમ સૂર્ય સાવરણ હોય તો તે લોકમાં પ્રકાશક હોવા છતાં સર્વ જોઇ–જાણી શકાય નહીં, તેમ આત્મા ચેતન સાવરણ હોય તો લોકાલોક પ્રકાશક હોવા છતાં સંપૂર્ણ જાણી જોઈ શકે નહીં. પરંતુ તે વખતે સૂર્યને પોતે પોતાને જોવું એટલે હું કોણ છું. એતો સહેલ છે, તેમ લાલન સુદ્ધાં આપણે સાવરણ હોઇએ ત્યારે, પણ પોતે એટલે આ ચેતન શરીરમાં કોણ છે, તે સહેલથી જાણી શકીએ. હવે સૂર્ય સાવરણ હોય, ત્યારે પોતે કોણ એમ સૂર્ય કહેવા જાય, એટલે પોતાનો પ્રકાશ દેખે, તેમ આપણે માનવાદિ જીવો, અમે કોણ, એમ કહેવા જતાં શરીરવર્તી આપણ પોતાનો પ્રકાશ દેખીયે, એટલુંજ નહીં પણ જેમ સૂર્ય પોતાને પોતાતરફ જોતો જાય તેમ તેમ તેમની ગરમી અને પ્રકાશ વધે તેમ આપણે પણ આપણા નિજસ્વરૂપ તરફ જોતાં જઇએ તેમ તેમ આપણું તપ અને પ્રભાવ વધતો જાય છે. વળી એજ ગરમીવડે

સાવરણ સૂર્ય વાદળાને પિગળાવે છે, અને પછી આકાશને સ્વચ્છ કરી સર્વત્ર પ્રકાશને જાણે-જુએ છે તે તેમજ ચેતનને પોતાને જોતાં પોતાની તપરૂપી ઉષ્માથી, અર્થાત્ પોતાના, અભ્યંતર તપ કે ધ્યાનરૂપ ઉષ્માથી, આવરણરૂપ વાદળાને પિગળાવી કર્માવર્ણ દૂર કરતો સર્વત્ર જાણી-જોઈ શકે છે.[1]

આ ઉપરથી લાલનના માનવ-બાંધવરત્નોને એ શિક્ષા લેવાની કે પરને પ્રથમ જોતાં, જાણતાં સાવરણપણું નડે પરંતુ પોતાને સાવરણ હોવા છતાં પણ બહુસમિપમાં પોતે છે. શરીરથી, મનથી, શ્વાસોચ્છ્વાસથી પણ આપણી સર્વની પાસે આપણે પોતેજ છીએ તો તે સાવરણપણું ન નડી સુગમમાં સુગમ જલદીથી પ્રથમ કંઈ જોવા જતાં જણાઈ જાય, અને જો ધ્યાન ધારા ચલાવીએ તો વિશેષ વિશેષ આપણે જણાતા જઈશું. અને તે વિશેષ વિશેષ જણાયું કે એ ધ્યાન તપની ઉષ્માથી આવરણવાદળાં ગરમીથી પિગળી રહે એટલે તે વરસે તેમ પિગળીને સર્વત્ર નિર્મળતા ફેલાવશે અને આ પ્રમાણે પ્રથમ

---

૧ આત્મદર્શનાભિલાષીને કંઇક મદદ મળે માટે બુદ્ધિગમ્ય ઉદાહરણ અનુભવને ચિતરવા લખ્યું છે. તે એ કે નિશ્ચયદૃષ્ટિપૂર્વક પ્રત્યેક વ્રત કરવાથી (અર્થાત્ બાહ્ય તપ કરવાથી) આંતરઉષ્મા-ગરમી વધે છે. અને ધ્યાન તો આભ્યન્તર તપ છે, તે તો જાણે સુવાયુ હોય તેમ છે. હવે ઉષ્માવડે બાહ્ય પશ્ચાત્તાપ થઈ કર્મવાદળાં પિગળી જાય છે, અને એ સુવાયુવડે તે વારંવાર વિખરાઈ પણ જાય છે. તેમ તેમ આત્માને સ્વચ્છ નિર્મળ આકાશમાં સૂર્યનીપેઠે પ્રકાશતો કરે છે.

પોતાને જોતાં, નિરાવર્ણ થતાં સ્વ અને પર-પોતે અને લોકાલોક યથાર્થ જાણી શકાશે.

આ પ્રમાણે જેને દેખવાથી પોતે અને પર યથાર્થ દેખાય તેજ સમ્યક્દર્શન એટલે સાચું જોયું કહેવાય. તો પ્રથમ તો પોતાને જોવું કે આ શરીર વિમાનમાં ચાલતો-લોકાલોક પ્રકાશક હું એ કોણ છે? અને એ હું જેમ જેમ જણાયો તેમ તેમ પ્રથમ પોતાને-પછી તરતજ પોતાની આસપાસનાને અને થોડા વખતમાં સર્વને દ્રવ્ય ગુણ, પર્યાય સહિત, ખુલ્લાં સ્પષ્ટ દર્શાવી અપાશે. માટે પ્રથમ આત્માને ઓળખ. એજ ખરેખરૂં દર્શન કહ્યું: એનું નામજ સમ્યક્દર્શન.

અહો! જ્યાંસુધી આપણે આ માનવરત્નો પોતાને ઓળખતા નથી ત્યાંસુધી આપણી કિમ્મત Value આપણે કયાંથી જાણી શકીએ? આ ઉપર એક દર્શનકાર દૃષ્ટાંત આપે છે. તેનો સાર આ પ્રમાણે છે.

[1]એક રાજાના કુંવરને દરબારમાંથી કોઈ ઉપાડી ગયું. પછી તે જંગલમાં કોઇ ભીલથી પાળી પોષી મોટો કરાયો. આ રાજપુત્ર ભૂલથી પોતાને ભીલપુત્ર જાણવા લાગ્યો, અને શિકાર કરી નિર્વાહ કરવા લાગ્યો. કાળાંતરે રાજ્યચિન્હ જાણનાર કોઇ પુરૂષે તેને કહ્યું કે-"તું રાજપુત્ર છે" પરંતુ તે ભીલના સહવાસમાં રહેલો રાજપુત્ર માને નહીં, પછી તે રાજ્યચિન્હવેત્તા ત્યાંથી રાજ્યદરબારમાં લઈ ગયો. ત્યાં તેને બીજાઓએ પણ ઓળખ્યો. તેમ મોહરૂપી ભીલ ચેતનને આ ચૌદરાજલોકરૂપી જંગલમાં ઉપાડી ગયો છે, અને આ

---

૧ સાંખ્યદર્શનકાર.

ભીલ જેવા માનવોની સાથે લાલનાદિ જીવો રહી પોતાને મનુષ્યજ ગણી નાનાપ્રકારની આ જંગલમાં હિંસા કરે છે, અને જાણતો નથી કે હું રાજપુત્ર છું. પરંતુ મહારાજાધિરાજ અને દેવાધિદેવ, **શ્રી** મહાવીરનો પુત્ર છું. આ સત્યવાતની ખબર ન હોવાથી, આ પૃથ્વીરૂપી જંગલમાં ભટકી હિંસા કરતા, લાલન અને તેમના બાંધવોને એમાંથી શિક્ષા એ લેવાની છે કે જ્યારે આપણે કોણ છીએ ? કોના પુત્ર છીએ; એ ન જણાય ત્યારે રાજ્યચિન્હવેત્તા-આત્મરામજી ચિન્હશાસ્ત્રી-વા **આનન્દઘન** મહારાજ જે આ પૂર્વે થઈ ગએલા શાસ્ત્રીઓ આપણને કહે, એટલુંજ નહીં પરંતુ આપણને આત્મરાજની દરબારમાં લઇ જાય, ત્યાં આપણો આપણા પિતાશ્રી ત્રણ જગત્‌ના નાથ શ્રી વીરપરમાત્માને ઓળખાવે. માટે તેવા રાજ્યચિન્હવેત્તાની સાથે જઈ પોતાનું બિર્દ તપાસવું, તોજ પોતાની ખરી કિમ્મત જણાય-તોજ બકરાંના ટોળામાં ભૂલેલો[1] સિંહસાવક પોતાને સિંહરૂપે દેખે. ત્યારે પોતે જાણે કે હું આ ચૌદરાજલોકના નાથ શ્રી **વીર**-પરમાત્મા જેવો લોકાલોક પ્રકાશક છું. આમ પોતાને ઓળખવું, તે સમ્યક્ દર્શન અને તે ઓળખી તે સ્વરૂપમાં રહેવું, તે નિજાનંદનો આસ્વાદ લેવો, અર્થાત્ પોતે જે અનંત જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય, ભોગ, ઉપભોગ, લાભ, દાનરૂપ છે, તેમાં રહેવું તે ચારિત્ર છે, એમ તું સમજ.

૧ લાલનને ૧૮૯૭ ના ફેબ્રુઆરી માસમાં ચિકાગો-યુનૈટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાના જંગલમાં ભટકતાં **શ્રી**મદ્ **આનંદઘનજી** મહારાજે કરૂણા કરી કહ્યું કેઃ—

**" કયા સોવે ઉઠ જાગ બાવરે !"**
**લાલન કંઈ સમજ્યો નહિ;**
**અંજલિ જલ જયું આયુ ઘટતહે;**
**લાલન કંઇ સમજ્યો નહિ.**
**દેત પહોરિયાં ઘડીય ઘાઉ રે;**
**લાલન કંઇ સમજ્યો નહિ.**
**કયા સોવે ઉઠ જાગ બાઉ રે;**

**લાલન** વિચારે છે કે હું તો જાગું છું અને કોઈ પુરૂષ " **કયા સોવે,** કયા સોવે" કેમ કહે છે ? અને " **અંજલિ જલ જયું આયુ ઘટતહે**" વગેરે કંઈ સમજાયું નહીં જરા સ્તબ્ધ થઇ જોયું તો, આ વચન પછીનું વચન એવું આવ્યું કે આંખમાંથી નિદ્રા ઉડવા લાગી અને કાનની તમર ઉઘડવા માંડી, અને તે વચન આ પ્રમાણે હતું:—

**" ઇંદ્ર, ચન્દ્ર, નાગેન્દ્ર, મુનિન્દ્ર ચલે; "**

આમાં ચલે પદ ઉપર કોઈ એવી તો **લહેરી** આવી કે **લાલન**ની નિદ્રા ઉડી. આ આત્માર્થી જીવોને કાંઇક ઉત્તેજન મળે માટે **લાલન**ને પોતાના અધ્યાત્મજ્ઞાનની બનેલી બારાક્ષરીનો પ્રથમ કક્કાનો પદ કહેવો પડયો છે અને કકકો તો બેન ધનબાઇ સાથે શ્રી દેવચંદ્રજીની પાસે શ્રી નેમિનાથના સ્તવનમાંથી જણાયો, ભણાયો, ને છેવટે યથાશક્તિ ગણાયો પણ. અને તે શ્રી દેવચન્દ્રજી મહારાજનો શિખવેલ અધ્યાત્મ કક્કો તે આ પ્રમાણે.

" પ્રીતિ અનાદિની પરથકી, જે તોડે હો, તે જોડે એહ. "[૧]

આશા છે કે સજ્જનો તેનો સાર લઈ કોઈ આત્મરાજ્યચિહ્નવેત્તા, આપણા ખરેખરા પિતાશ્રી **વીર**ને દેખાડે તો પછી હઠ કરી, આ સંસારરૂપી કાનનમાં હરિણની પેઠે બીતાં બીતાં ન ફરવું. પરન્તુ તેમની સાથે જઈ કેશરિસિંહના લંચ્છને અંકિત એવા પિતાશ્રીને નિહાળી

પોતાના સિંહસાવક ( સિંહપુત્ર ) તરીકેનું સ્વરૂપ ઓળખાવવું એજ લાલનનો અત્ર શુભ આશય છે.

૨ મેઢાંના ટોળામાં ભૂલું પડેલું સિંહનું બચ્ચું.

એક વેળા એક મેઢાંના ટોળામાં સિંહનું બચ્ચું કોઈ **ભૂલથી** આવી ગયું. પોતાને આ સિંહસાવક **મેઢું** સમજવા લાગ્યું, તેમનીસાથે પોતાને મેઢું માનવું, ફરવા–હરવા કૂદવા લાગ્યું, એટલામાં કોઇ **સિંહે** દૂરથી આ પોતાના જાતભાઇને જોયો, તો તે સિંહનું બચ્ચું જણાયું. પછી સિંહરાજાએ તે મેઢાંના ટોળામાંના, સિંહસાવકને કંઇક છૂટું જોયું, તેમની પાસે જઇ સિંહરાજે કહ્યું:—"અરે! સિંહબાળક તું મેઢાંના ટોળામાં શામાટે ફરે છે ? સિંહ બાલ બોલ્યો કેમ નહિ ફરૂં ?

સિંહરાજ બોલ્યા–તું તો મારા જેવો સિંહ છે.

સિંહબાલ બોલ્યું:—નહીં, નહીં જુઓ તમે. આ જુઓ, મારા, મા, બેન, ભાઇ બધાં આ ઘેટામાં છે. આ ટોળામાં છે ( એમ કહી ઘેટાનું ટોળું દેખાડયું ) આમ કહી નાસવા લાગી ટોળાતરફ દોડે છે એટલામાં સિંહરાજ તેમને ઉભો રાખી કહે છે કે:—

"જરા જોતો ખરો. આ મારૂં પૂછડું દેખે છે કે નહીં ?" સિંહબાળ બોલ્યું. "હા તેમાં શું ?"

સિંહરાજ બોલ્યા:—"ત્યારે હવે તારૂં પૂછડું જો તે કેવું છે ?"

સિંહબાળક જેને અત્યાર સુધી હું કોણ છું, એ જોયું જાણ્યું નહોતું. તે હવે પોતાને જોવા લાગે છે, ( આટલી વાત વાચક ભાઇ–બહેનોએ ખૂબ યાદ રાખી તેમ કરવું એવી **લાલન**ની તેમને પ્રાર્થના છે ) અને પોતાનું પૂછડું સિંહના જેવું જોઇ વિસ્મય પામતો સિંહને કહેવા લાગ્યો કે:—

"સિંહરાજ, મારૂં પૂછડું આપના જેવું છે પણ મારૂં આપના કરતાં નાનું છે"

---

૧ જુઓ શુદ્ધોપયોગ. પાનું ૫ મું. ૨ સાવક એટલે બચ્ચું એમ સંસ્કૃત શબ્દનો અર્થ પણ છે.

સિંહરાજ કહે છે:—" બરાબર, નાનું તો ખરૂં, પરન્તુ છેતો મારા જેવું કે નહિ?"

સિંહબાલક:—વિચારમાં વિસ્મય પામતું બોલ્યું " હા, છે તો તમારા જેવું "

સિંહરાજ કહે છે—" હવે તારાં પૂર્વનાં ભાઇબેનો, માતાપિતા જેને તું ભૂલથી કહે છે કે હું એઓના જેવો છું, તેમનાં પૂછડાં ( એમ કહી મેઢાંનું ટોળું દેખાડે છે) જો."

સિંહબાલકે તેમ કર્યું અને પોતાનાં માતાપિતા, ભાઈબહેનો, જેને માનતો હતો, તેમનાં પૂછડાં જોયાં તો વાંકાં નાનાં સરખાં દેખાયાં. એમ થયું એટલે તો તે મોટી ગમગીનીમાં પડી ગયો, અને જાણે દિગ્મૂઢ હોય તેમ ઉભો રહી, થોડીવારે બોલ્યો કે" નહીં મારૂં પૂછડું તો આપના જેવું છે તેઓના જેવું નથી, માત્ર આપ કરતાં નાનું છે." આમ સિંહરાજે પોતાનું પૂછડું પ્રથમ બતાવી પછી તેનું પૂછડું બતાવ્યું, અને મેઢાંઓનાં બતાવ્યાં, અને સિંહબાળે તેની સાથે પોતાનું પૂછડું સરખાવ્યું તો માલમ પડયું કે પોતે તો એકલો સિંહને મળતો આવે છે. પરન્તુ થોડીવાર રહીને પૂર્વનાં મેઢાં સાથેનો સ્નેહ સ્ફૂર્યો; અને જરા ગુસ્સામાં બોલ્યું કે:—

" સિંહરાજ! ચાલ્યા જાઓ; હોય તેમાં શું! એક પૂછડામાં ફેર આવ્યો તેથી શું મારાં માતાપિતા, ભાઇબેહનને મૂકી દઉં ? હોય, જેમ કોઇ માણસને છઠ્ઠું આંગળું હોય, કેટલીક ગાયને પાંચમો પગ હોય છે; તેમ મારા પૂછડામાં–મારા આ દેખાતાં ભાઈબેન, માતાપિતાનાં પૂછડાં સાથે જરા જૂદો પડયો એટલે શું? એમ કરી પાછો નાસવા જાય છે? એટલામાં સિંહરાજા તેમને થોભાવે છે. "સબૂરતો કર, જરા જોતો ખરો–એમ કહી સિંહરાજા કહે છે કે:—

" મારૂં શરીર જો તે કેવું છે?"

સિંહબાળ—મેઢાંરૂપી સગાં વહાલાંના સ્નેહમાં ગુસ્સામાં ને ગુસ્સામાં બોલ્યું ?" જોયું સાહેબ! તમારૂં શરીર પીળું છે"

સિંહરાજ ધીરજથી બોલ્યાઃ—"તારૂં શરીર કેવું છે તે હવે જરા **પાછો** વળી જો."

'સિંહબાળે તેમ કરી જોયું તો તેવું જણાયું.' એટલે વિચારમાં પડી ગયું. પરન્તુ બોલ્યું જે. "સાહેબ આપના જેવું છે, પરન્તુ નાનું છે."

સિંહરાજે કહ્યું "હવે જે જે મહાભૂલથી તું તારાં સગાંવહાલાં કહેછે અને પોતાને પણ તેના જેવો સમજે છે, તેમનું શરીર જો, સિંહબાળે તેમ કર્યું. તો ઉપર ઉનનાં રૂવાં, કાળાં, ધોળાં જોયાં. આમ સિંહબાળની જેમ જેમ ખાત્રી થવા લાગી કે આ તે શું! આ સિંહના જેવું મારૂં પુછડું અને આ મારૂં શરીર પણ તેના જેવું, ને મારાં સગાંમાનું છું તેની સાથે મારૂં શરીર પણ મળતું નથી. તેમ મા' પુછડું પણ મળતું નથી. આમ જોઇ હવે **પોતેજ પૂછવા લાગ્યું** કે સિંહરાજ આગળ સાબિતી આપો કે હું આપના જેવો છું ને મારાં વહાલાં મેઢાંઓ કે જેને આપ કહો છો કે ભૂલથી ખરાં સગાંવહાલાં માનું છું તેવો હું વાસ્તવિક નથી.

સિંહરાજઃ—સ્મિત વદને બોલ્યા—"બચ્ચા- (એમ કહી પાસે જઇ બોલે છે) હવે મારા પગ જો.

સિંહબાળક "બચ્ચા" એમ સાંભળતાં પાછું હઠયું હતું તે બોલ્યું "સાહેબ, જોયા તે પંજા છે."

"હવે તારા પંજા જો"

સિંહબાળ બોલી ઉઠયુંઃ-"મને આપના જેવા પંજા હોયજ નહીં."

સિંહરાજ બોલ્યાઃ—જરા જોતો ખરો.

સિંહબાળકે તેમ કર્યું, સિંહરાજની વાત ખરી માલમ પડી, અને ઢીલે **મોઢે બોલ્યો.**—

" સાહેબ, પંજા પણ મને આપના જેવા લાગે છે. "[1]

હવે આ મેઢાં જે તું ભૂલ કરી તારાં સગાંવહાલાં માની બેઠો છે, અને તને પોતાને પણ તેવો સમજી બેઠો છે; તેમના પંજા જો." એમ જ્યારે વ્યંગમાં પંજા એમ કહ્યું ને તે સિંહબાળ, તે મેઢાંના પંજા જોવા જાય છે, તો ખરી દીઠી. ત્યાંસુધી તેને ખબર પણ નહોતી કે મેઢાંને ખરી હોય છે ને મને પંજા છે; કારણ કે પોતાને કોણ જુએ? આટલી આટલી વાતો મળતી આવતી જોઇ સિંહબાળની ખાત્રી થઇ કે હું તો સિંહરાજ જેવો છું અને તેથી હવે હિમ્મતથી ફરી પૂછવા લાગ્યો કે " સાહેબ, **આપ જેવો** હું છું. આ મેઢાં જેવો હું બિલકુલ નથી." હવે **भगवन्तः प्रमाणम्** આપ જેમ કહો તેમ કરૂં–એમ કહી **સિંહની પાસે** થડમાં જઇ ઉભું રહ્યું. જ્યારે સિંહસાવકે આમ કહ્યું ત્યારે સિંહરાજ બહુજ નજદીકમાં ઝરા પાસે લઇ ગયા. તેને કિનારે કિનારે પેલાં ઘેટાં પણ થોડે દૂર ચરતાં હતાં; આ ઝરામાં સિંહનું આ સિંહબાળકનું તેમજ પેલાં ઘેટાંઓનું પ્રતિબિમ્બ પડતું હતું તે સિંહરાજે આપણા સિંહસાવકને જોવા કહ્યું. સિંહ કહે છે:—"આ ઝરામાં જો મારૂં મોઢું તને દેખાય છે?" સિંહસાવક કહે છે. "હા મહારાજ દેખાય છે."

સિંહરાજ કહે છે. " હવે તારૂં મોં જો."

" હા, સાહેબ, આપના જેવુંજ યાળથી ભરેલું, પરન્તુ આપ કરતાં નાનું, એવું મારૂં મોઢું દેખાય છે."

સિંહરાજ:—" હવે પેલાં મેઢાંનાં મોઢાં જો ને તે કેવાં છે?"

" નથી તે આપનાં મુખ જેવાં, નથી તે મારાં મુખ જેવાં, કેવાં એ બેડોળ મુખનાં ગરીબડાં, જેવાં તેઓ દેખાય છે."

---

1 આ વાકય વાચકે હૃદયના આશયપુરઃસર વાંચવું જોઇએ. કારણ કે હજી સૂધી આવો દેખાવ દેખાડવાનાં લેખ ચિન્હો યોજાયાં નથી.

આત્માનો સ્વાભાવિક ગુણ, દર્શનરૂપ સામાન્ય નિરાકારોપયોગ, અને જ્ઞાનરૂપ વિશેષ–સાકારોપયોગ તેમાં રમણુતા કરવી તેજ છે અને એ ઉભયમાં રમણુતા તેજ નિશ્ચય ચારિત્ર છે, તો આત્માને પોતાના નિજસ્વભાવમાં રમવાને કહેવું. એ પોતાને પોતાનું કૂળ ઓળખાવા બરાબર છે. ભૂલેલા રાજકુંવરને રાજ્યગાદિ પોતાની છે. એમ દર્શાવી, રાજ્ય ચલાવતો જોવો એવું છે. ભૂલેલા સિંહબાળ જેવા વીરપુત્રો શ્રાવકોને સિંહરાજ શ્રી મહાવીરને જોઇ, પોતાનું કૂળ યાદ કરી તે પિતાને પગલે શુરવીર થઇ કર્મનાં જેતા-

---

સિંહરાજે કહ્યું કે:—કેમ હવે ખાતરી થઈ કે તું કોણ છે ?

સિંહબાળ બોલ્યું:—હા સાહેબ, ઘણીજ ખાતરી થઇ. હું **આપનું** યા આપના જેવા કોઇનું બચ્ચું છે, આ **મેંઢાંનું** નહીં.

સિંહરાજ કહે છે હવે ખરેખર તારે જાણવું હોય તો હું કોણ છું, **તે** તને દેખાડું. એમ કહી **ગર્જના** કરી, તે જોઇ સિંહસાવકે પણ ગર્જના કરી કે હું **સિંહ** છું આટલી ગર્જના થતાં મેંઢાંઓ બકરાંઓ બેં બેં કરી ત્યાંથી ભાગી ગયાં.

પ્રિય વાંચનાર ![1] આ દૃષ્ટાન્તનો ઉપનય કે સિદ્ધાન્ત જો તું સહૃદય હોઈશ તો તારા મનોદર્પણમાં તેનું ચિત્ર ખડું થયું હશે, અને એ ચિત્રને જોઈ, તું કોણ છે ? તે તારા હૃદયસરોવરમાં નિહાળી લઇશ.

---

૧ દૃષ્ટાન્તનો ઉપનય જાણી જોઇ નથી લખ્યો. પરન્તુ પુછડું, શરીર. પંજા, મુખ, ને છેવટ અનાહતનાદરૂપ **સોહં** એ બધું લાગુ પાડી શકાશે, એટલુંજ નહિ પણ સહૃદય હોશે તે તો બીજાં ઘેટાંથી જરા દૂર આવ્યો એટલે સિંહે કહ્યું તેનો ભાવાર્થ પણ સમજી લેશે.

રૂપે રાજ્ય ચલાવવાનું છે, નહીં કે બીકણુ મેઢા જેવા કેટલાક શું કરિયે "ભાઇ કર્મ ભારી છે" એમ કહી બેં બેં કરે છે, જાણે કે રાંકડાં મેઢાં જેવા, કર્મથી બીતાં ન હોય; અને યાદ નથી કરતા કે પોતે કોના પુત્ર છે અંતરાત્મા સર્વ શક્તિમાન-અનંત વીર્યવાન્ છે, તેની તરફ નજર નથી કરતા. જરા નજર કરતાંજ, જરા આત્મદર્શન થતાંજ બિચારાં કર્મ બેં બેં કરી નાસે છે. એટલુંજ નહીં પરંતુ सोहं ગર્જના આ કર્મરૂપી બકરાંઓને કાચી બે ઘડીમાંજ ભગાડે છે.

सता थलमें मोह विडारत, लागे काची दोय घडीरी,
चेतन चतुर चोगान लरीरी जीत ले मोहरायको लश्कार.
मिसकर छांड अनाद धरीरी,चेतन चतुर चोगान लरीरी.चे.

## કયો આત્મા તીર્થતુલ્ય ?

जे आत्मा त्रय रत्नयुत, तीर्थतुल्य ते जाण;
तंत्र यंत्रथी मोक्ष नहीं, आत्मा एकज भाण.८३

ભાવાર્થ:—સમ્યક્ દર્શન, સમ્યક્જ્ઞાન, અને સમ્યક્ ચારિત્ર, એ ત્રણુ રત્ન સહિત જે આત્મા હોય તેજ આત્મા તીર્થ તુલ્ય છે એમ તું જાણુ અને એ તીર્થની ભક્તિવડે પવિત્ર થતોજ આત્મા મોક્ષસુખ દેખાડનાર સૂર્ય સમાન છે. અસ્તપ્રાય એવા તંત્ર મંત્ર રૂપ તો ખદ્યોત જેવાં છે ને તેથી મોક્ષમાર્ગ મળતો નથી.

પરમાર્થ:—કોઈ એક વસ્તુ હોય કે જેનું નામ આપણુને આવડતું નથી, હવે તે અકથ વસ્તુને સુચિંત્ય કર્યા પછી તે એકજ વસ્તુ ત્રણુસ્વરૂપે દેખાય છે, જેમકે તે વસ્તુના ધ-

ટસ્વરૂપને આપણે બરફ (Ice) કહિયે છીએ, તેના પ્રવાહી સ્વરૂપને આપણે પાણી એ શબ્દથી વ્યવહરિયે છીએ; અને ધૂમ જેવા તેનાજ સ્વરૂપને આપણે બાષ્પ (વરાળ-સ્ટીમ Steam) કહિયે છીએ. તેમજ એક વસ્તુ છે તે અકથ્ય છે, તથાપિ આપણે તે વસ્તુમાં થતા વિવિધ ઉપયોગવડે એજ વસ્તુને ત્રણરૂપે વ્યવહરીએ છીએ; એટલે કે જ્યારે સામાન્ય કે નિરાકાર ઉપયોગ હોય; ત્યારે તેને દર્શન કહીએ છીએ, વિશેષ કે સાકારોપયોગ હોય ત્યારે તેને જ્ઞાન કહિયે છીએ, અને એ ઉભય રમણતારૂપ ઉપયોગ હોય ત્યારે તેનેજ આપણે ચારિત્ર કહિયે છીએ; તે એક વસ્તુ જે જૂદે જૂદે ત્રણે ઉપયોગે કરી સહિત, એટલે એ ત્રણ રત્ને કરી સહિત તેને આત્મા કહે છે, અને એ ત્રણ રત્નયુક્ત આત્માજ તીર્થતુલ્ય છે. કારણ કે એ આત્માની જેમ ભક્તિ થાય, તેમાં જેમ જેમ પ્રેમભાવ જામે, તેમ તેમ મન, વચન ને કાયા પવિત્ર થાય છે, અને તીર્થ એટલે પવિત્ર સ્થળ. વળી તીર્થનો અર્થ "**जेहथी तरीए ते तीर्थ रे**" જેથી આપણે તરિયે તે તીર્થ. તો સમ્યકદર્શન, જ્ઞાન અને ચારિત્ર એવા ઉપયોગ વડેજ આપણે આ સંસારરૂપ મહાસાગરને તરી શકીએ છીએ. વળી આ તીર્થથી પવિત્ર થતો આત્માજ મોક્ષ પામે છે, યંત્ર, તંત્ર જેવા ખદ્યોત કે તારા પ્રકાશથી મોક્ષ મળતો નથી: પરંતુ હમેશ ઉદય પામેલા, એવા આત્મારૂપી સૂર્યવડેજ મોક્ષ પમાય છે.

વિ. વિ:. જેમ શ્રી ગૌતમસ્વામી મહારાજ; શ્રી વીરપરમાત્માના મહા જ્યેષ્ઠપુત્ર અષ્ટાપદ ઉપર ચડ્યા, ને ત્યાં

શ્રી આદિશ્વર દાદાનાં દર્શન કર્યાં, તેમ આપણા પોતાના શરીરમંદિરના હૃદયગંભારામાં વિરાજતા શ્રી આદિનાથ મહારાજનાં દર્શન કરવાને પણ અષ્ટાપદ ઉપર ચડવું જોઈએ. હવે ગૌતમસ્વામી મહારાજે જેમ સૂર્ય કિર્ણ પકડયું હતું, તેમ નિજાત્મા એટલે આ અંદર હું હું કરતો કોણ છે! તે આત્માનુંજ જે કંઈ કિરણ બહાર જણાતું હોય, તે ઝાલીને ઉપર ચડવાનું છે. જેમ અષ્ટાપદને આઠ પગથીઆં છે, ને તે એક એક યોજનનાં છે, તેમ–યોગરૂપ અષ્ટાપદ પર્વતનાં આઠ પગથીઆં[1] છે.

શ્રી ઉમાસ્વાતિ સ્વામી તત્વાર્થસૂત્રકરંડમાં પણ કહે છે.

**सम्यक्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः**

એટલે સમ્યક્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર, એજ મોક્ષમાર્ગ છે, એ સમ્યક્દર્શનાદિ રત્નત્રય તે આત્મામાં છે, તો એવા આત્માવડેજ મોક્ષ સાધ્ય છે, યંત્ર તંત્રથી નહીં.

યંત્ર, તંત્રથી સિદ્ધિઓ પ્રગટે પરંતુ તે સંસારનો હેતુ છે, મોક્ષનો નહીં. જેમકે આકાશગામિની વિદ્યા તો મચ્છરને છે, પક્ષીને છે, તો મનુષ્યરત્ન કરતાં ન્યૂન એવા પ્રક્ષીનું અનુકરણ શામાટે કરવું? જે આકાશમાં ઉડી નીચે આવે છે. તે આકાશ લોકાલોકના પ્રકાશરૂપ આત્મારૂપી પાંખવડે

---

૧ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, એ સ્થૂળ. અને ધ્યાન, ધારણા, સમાધિ, એ સૂક્ષ્મ બાહ્ય અંગ છે, યોગદષ્ટિમાં પણ એમ છે. અને સૂક્ષ્મ પણ નિર્બીજ સમાધિની અપેક્ષા એ બહિરંગ છે "**तदपि बहिरंगं निर्बिजस्य**" પાતંજલ યોગદર્શન. ૩ પાદ, ૮ સૂત્ર.

ઉડતું કે લોકને અંતે ત્રણ જગતનો પ્રકાશ કરતાં બિરાજી રહેવાય. બાકી આકાશગામિની વિદ્યા જેવી શુભ સિદ્ધિને ઇચ્છવી. તો પછી પક્ષિના શરીરમાંજ રહેવું હતું તો આ-કાશગમન થાત.

આજ લાલનના પગ અને તે પગને લાકડાના પગ જેવી આગગાડી જોડી ભૂમીગમન અને આ લાલનના હાથ પાં-ખ જેવા ને તેને વહાણ જોડી સમુદ્ર તરણ તો કર્યું. એમ અગીયાર હજાર માઇલથી અધિક પૃથ્વીગમન તો પગ હા-થરૂપી પાંખોએ કર્યું. પરંતુ તારે આકાશગમન કરવું હોય તો, અને સકળ સિદ્ધિના સમૂહ મેળવવા હોય તો જ્યાં સિદ્ધોજ રહે છે, ત્યાં જવું હોય તો એ પક્ષીની પાંખથી થતા ગમન, અને દેવતાદિથી થતા આકાશ ગમન કરતાં વિશેષ ગમનવાળા મનોગમનવડે આહારક શરીર બનાવી જ્યાં જવું હોય ત્યાં લોકાકાશમાં જઈ શકાશે માટે પક્ષી જેવા આકાશગમનની ઈચ્છા છોડી, આહારક શરીર બનાવી મ-નોગમન યોગારૂઢ થઇ કરવું એજ શ્રેષ્ઠ છે.

## માટે તંત્ર મંત્રથી મોક્ષ નથી.

તંત્રથી કંઇ મોક્ષમાં ન જવાય. આગગાડી એ તંત્ર છે. અને પગથી માણસ એક દિવસમાં ઘણું તો ૬૫ માઇલ ચાલે. અને કદાચ લાંબા પગરૂપી અમેરિકન આગગાડીમાં બેસી કલાકના ૬૫ માઈલથી એક દિવસમાં ૧૫૬૦ માઇલ ચાલી જવાય. પરંતુ જાય કયાં? દોડી દોડીને પણ પૃથ્વી

ઉપર, કંઇ એ તંત્રોવડે મોક્ષે ન જવાય. હાથ કે વહાણુવડે સમુદ્ર તરાય. ને સ્ટીમરને હાથ વળગાડી મહાસાગર તરાય. પરંતુ હાથથી મોક્ષે ન જવાય.

મોઢેથી જીભવડે અવાજ કરી અર્ધ માઇલ અવાજ લઇ જવાય, અને ટેલીફોનની લાંબી જીભથી વધારે માઇલ વાત થાય અને લાંબા કાનની માફક સેંકડો માઈલથી સંભળાય. પરંતુ મોક્ષ સુધી જીભનો કે લાંબી જીભનો અવાજ પહોંચે નહિ તેમ ત્યાંથી કોઇ કહાવે નહીં.

"કોઇની સાથ ન કેહેણુ કહાવ્યું." (દલપત-પિંગળ) આંખથી જોવાય. ને લાંબી આંખ જેવા દુર્બીનથી વિશેષ જોવાય પરંતુ મોક્ષસુધી ન જોવાય.

તથાપિ સમાધિમાં મનોયોગવડે સર્વત્ર જોવાય-સંભળાય. દેવતાના મનોભાવ જણાય અને તેમને કહેવાય. અને જ્યાં જવું હોય ત્યાં જવાય પરન્તુ તેથી પણુ મોક્ષમાં ન જવાય. તેથી મનોયોગને પણુ રૂંધી નિર્બિજ મન કરી મોક્ષને જોવાય. માટે મંત્ર તંત્ર મૂકી મહા મંત્રરૂપ સમ્યક્દર્શન એટલે આત્માની ઓળખાણુ કરવી કે જેથી સરવાળે સર્વજ્ઞત્વ, સર્વદર્શીત્વ, સર્વ આનંદમય થઈ રહેવાય.

જ્યાં ચેતન ત્યાં ગુણુ-

**ज्यां चेतन त्यां सकल गुण, केवली बोले एम;**
**प्रगट अनुभव आपनो, निर्मळ करो सप्रेम. ८४.**

**ભાવાર્થ:**—જ્યાં ચેતન છે ત્યાંજ જ્ઞાન અનંત, દર્શન અનંત, વીર્ય અનંત, સુખ અનંત એવા અનંત અનંતા ગુણો

વિરાજે છે. એમ જેને જ્ઞાનાદિ અનંત એવા અનંતા પ્રાપ્ત કર્યાં છે એવા તે કેવલીભગવાન પોતેજ આપણને કહે છે. એટલુંજ નહીં પણ વિશેષ એમ પણ વદે છે કે તમે પોતે એટલામાટે નિર્મળ થઇ પ્રેમપૂર્વક ઉત્સાહવડે પોતાના ચેતનનો અનુભવ કરી લો એટલે અનંત અનંતા ગુણમય ચેતન તમારા પોતામાંજ પ્રગટ થઈ રહેશે.

પરમાર્થ:—આ સંસારમાં પણ આબાલવૃદ્ધને એવો અનુભવ છે કે કોઈ રાજા છે, કોઈ મહારાજા છે, અને કોઈ ચક્રવર્તિ છે, ઇત્યાદિ ઘણા સમૃદ્ધિવાન્ ગુણોવાળા કહેવાય છે. કોઇ વિદ્વાન્ છે, અને કોઇ તત્વજ્ઞ છે, પરન્તુ જે શરીરમાં ચેતન ન હોય તો, તે રાજાઓ, ચક્રવર્તિની, મહારાણી વિક્ટોરિયા, અને વિદ્વાન્ બધાં એકસરખાં માટી છે, ત્યારે આ મોહાંધકારના ગાઢ આકાશમાં રહેલા સંસારમાં પણ રાજા એટલે હજારો પ્રજાના મનુષ્યના નાયક, મહારાજા, હજારો રાજાના, અને ચક્રવર્તિની મહારાણી એટલે સેંકડો મહારાજાના પણ ઉપરી, બીજા તેથી, ઉત્તરતા માત્ર તેનાજ હાથ પગો જેવા હોય છે, તેમાં પણ રાજાદિની માનવાદિથી; અને મહારાજાઓની રાજાથી, અને ચક્રવર્તિની મહારાણીની, મહારાજાઓથી વિદ્વાનોની સાધારણ સમાજના માણસોથી અને તત્વજ્ઞોની વિદ્વાનોથી વિશેષ કિમ્મત થાય છે તેનું કારણ ચેતન છે, જો ચેતન તેમાં ન હોય, તો તે બધાએ એટલે રાજા, રાણા, મહારાજા, ચક્રવર્તિની; વિદ્વાન અને તત્વજ્ઞો આ બધાએ ફુટીબદામના છે—માટી માત્ર છે, જનમ્યા ત્યારે માટી હતી, અને મુઆ ત્યારે માટી બધાએ એકસરખા.

માટે કિમ્મત કે ગુણ તો ચેતનનો છે અને આ માટીરૂપી દેહ તો, તે ચેતનરૂપી કોહિનૂર કે કૌસ્તુભરત્નને રહેવાનો કરંડ કે ડાબલો છે; માટે ડાબલાને બાઝી ન રહો. એ ડાબલો પણ ડાબલા જેટલી કિમ્મતનો ત્યારે છે કે ચેતન અંદર હોય ત્યારે અથવા ચેતન તેને ધરે ત્યારે, નહીં તો લાકડાનો કટકો, માટીનો ઢગલો છે.

## ચેતનમાં ગુણ કેટલા છે?

આપણા સકળગુણના નીધિ-નિધાન શ્રીવિતરાગ મહારાજે તે અનંતજ્ઞાની, અનન્તદર્શી, અનંતસુખી, એમ અનન્ત છે. ગણ્યે પાર આવે એમ નથી. સંખ્યામાં એટલા અંક નથી. એવા એક એક અનંત ગુણ જેવા અનંત ગુણોવાળા કહેવાય છે પરંતુ તે પણ દોષરહિત કહેવા હોય તો અષ્ટાદશ દોષોએ કરી રહિત, આમ કહેવાનું કે દોષ ગણ્યા ગાંઠ્યા, અઢાર પણ ગુણો અનંત છે. માટે આટલા ગુણોએ કરી સહિત કેહેવુંજ અશકય. વળી દોષ પરિમિત, કારણ કે તેનો ક્ષય થાય છે. પરન્તુ ગુણ તો અપરિમિત કે અનન્ત એટલે અંત વગરના છે, વળી દોષ અનાદિ પણ શાંત છે, એટલે કે અનાદિકાળથી જીવ સાથે છે, પરંતુ તેનો અંત આવી જાય છે. પરન્તુ ગુણ અનાદિ અનન્ત છે, એટલે અનાદિકાળથી આપણામાં તે અનંતગુણો અનંતરીતિએ ભરેલા છે; અને રહેવાના પણ અનાદિ કાળસુધી. કાળનો અંત આવે પણ ચેતનગુણનો અનંતમા ભાગનો પણ અંત આવે નહીં. આમ અનાદિકાળથી ગુણો અપ્રગટ છે એટલુંજ. દોષરૂપ અઢાર

વાદળાં દૂર કરવાં જોઇએ એટલે અનાદિ અનંત, ભાગે તેના સકલ ગુણ પ્રગટ થઇ રહે છે.

## એક જ્ઞાનગુણ કેટલો છે?

ચેતન એ પોતે જ્ઞાનરૂપ ઉપયોગ તેના અનન્તમા ભાગવડે સર્વ કાળના સર્વ દેશના સર્વ દ્રવ્યના ગુણપર્યાયને અશેષ જાણી રહ્યો છે તેમજ, દર્શનગુણ પણ તેવો છે તેમજ સુખ, અવ્યાબાધ સુખ. જે સુખ પૂર્ણ અખંડ ને અનન્ત છે, એને સકળ કાળના સકળ દેવેન્દ્રોના અને સર્વ જાતિના જીવમાત્રના સર્વ સુખ એકત્ર કરતાં તેના એટલે ચેતનના એટલે અનન્ત આનન્દના એક અનન્તમા ભાગ જેટલું પણ ઉપરના દેવાદિ વગેરે સર્વના સુખનો સમૂહ થતો નથી. આજ પ્રમાણે એક એક ગુણ, અનન્ત ગુણ એવા અનન્ત ગુણો જેનામાં ગુપ્ત યા પ્રગટપણે રહ્યા છે, તે ચેતન સકળગુણનિધાન છે.

ઇંદ્રિયદ્વારા એ જ્ઞાન પરિમિત, મનોદ્વારાએ પરિમિત, પરન્તુ ચેતનદ્વારાએ અપરિમિત જણાય છે.

કારણ કે અહીંથી આકાશમાં સૂર્ય ચક્ષુવડે દેખાય છે, અને દૂરબીન સહાયથી વિશેષ દૂર એવા, તારાઓ પણ દેખાય છે, પરન્તુ ઇંદ્રિયોનો પ્રત્યાહાર કરવાથી વિચારદ્વારાએ વિશેષ દેખી શકાય છે.

આ મનરૂપ મહા આકાશમાં સર્વત્ર સ્ફુરતું દેખાઇ રહે છે, પરન્તુ એ મન અને મનના પર્યાય અને સર્વકાળે સર્વ દેવાદિ વગેરે ચેતનથી દેખાઇ રહેછે.

ચેતન, સદાસર્વદા પ્રકાશમય હોવાથી આ સૂર્ય, ચન્દ્રની મસાલો જોઈ હસવું આવે છે, કારણ કે આ સર્વત્ર સર્વ પ્રકાશમય ચેતનના તેજ પાસે સૂર્ય ચંદ્રની મસાલો બિચારી ઝાંખી પડે છે.

આ સૂર્ય છે અને આ ચંદ્ર છે. એવું જાણે છે તેજ ચેતન છે, અને જે વખતે તે આ સૂર્ય છે, આ ચંદ્ર છે એમ જાણે છે તેજ વખતે બીજા અનંત દ્રવ્યના ગુણપર્યાય પણ જાણી રહ્યો છે. એ સઘળું યુગપત્ એટલે એક કાળે જ્ઞાનપ્રકાશમાં પ્રતિબિમ્બિત થતું જણાય છે.

### ચેતનના ગુણ કેમ જોવાય?

આ શરીર અને ઇંદ્રિયો સનિયમ કરીને મનને સ્થિર કરવાથી, ચેતનના ગુણોનું દર્શન, સ્થિરચિત્તમાં પ્રતિબિમ્બિત થાય છે.

હવે શરીર અને ઇંદ્રિયોને સનિયમ કેમ કરવી?

શરીર એક નથી પણ પાંચ[1] પ્રકારનાં છે, અત્રે પ્રસંગવશાત્ એકનુંજ ગ્રહણ કરવાનું છે, શરીર એ અન્નનું બનેલું છે, માટે એ અન્ન શુદ્ધ, નિર્વદ્ય હોય તેવુંજ ઉપયોગમાં આવવું જોઇએ, કદાચ પૂર્વે તેમ ન હોય તો, હાલ તેમ

---

૧ ઉદારિક એટલે અન્નથી બનેલું, સ્થૂલશરીર, Physical body
તૈજસ અથવા સૂક્ષ્મશરીર શરીર. Subdtebody
કાર્મણ અથવા, કારણશરીર. Cansal body
વૈક્રિયશરીર.; આહારકશરીર.

કરવું એથી પણ લાભ છે, કારણ કે શરીરના પૂર્વના અણુઓ ફેરફારના નિયમને અનુસરી, ચાલ્યા જાય છે, અને નવીન અન્નના અણુ સમૂહને તે જગા આપે છે, માટે આજે જો શુદ્ધ અન્ન લેવા માંડ્યું તો થોડાક વખતમાં શુદ્ધ શરીર થશે અને અશુદ્ધ અન્નના પરિણામે જે કેટલાક બળવાન વિકારો તેને થતા હતા અને તેને ભૂલથી સ્વાભાવિક સમજી માણસ તે પ્રમાણે વર્તન કરવા મંડી જઈ પોતાને નિર્દોષ જોતો હતો. તે અશુદ્ધિ જઇ શુદ્ધિ થતાં વિકારરહિત, સુંદર શરીર, સનિયમ થતાં શારીરિક સુખ, એટલું બધું ભોગવશે કે જેની છાયા લાલનના સ્મરણ પથમાંથી ખસે તેમ નથી. કારણ કે અમેરિકામાં ઘણે ભાગે તેમજ હતું. રોટલી, દૂધ, કંઈક ફ્રુટ–વનસ્પતિ એટલુંજ બસ. અતિ ઘીવાળાં, અને અતિ તેલવાળા, અતિમિષ્ટ, અને અતિ તીખાં એવાં, અન્ન મળવાથી શરીર પણ અહીં તેવું શુદ્ધ નથી કે જેવું અમેરિકામાં હતું.

પછી ઇંદ્રિયોને સનિયમ કરવી, એટલે ઇંદ્રિયોને પોતાના શરીરરથના ઘોડા સમજવા; નહીં તો શત્રુ સમજી કેટલાક મારી નાંખે છે, અને કેટલાક મલ્લની માફક તેની સાથે યુદ્ધ કરે છે, તેમ કેટલાક છકાવી દેછે, ઘોડાને ખાવાનું આપ્યા વિના ચાલે નહીં; પણ એવું આપવું કે છકી ન જાય. તેમ ન આપિયે તોપણ ન ચાલે માટે સાદુ આપવું પણ ખરૂં, ઇંદ્રિયોને મારી નાંખનારા શાંત રહી શકે છે કે કેમ તેનો લાલનને અનુભવ નથી. મલ્લની માફક યુદ્ધ કરનારા, આખરે શાંત થાય

એમ જણાય છે, પરંતુ આરંભમાં આમ થાય છે, જેમ કે આજે ઉપવાસ કર્યો, સર્વ જીવને–છકાયના જીવને યથાશક્તિ અન્નદ્વારે અભયદાન દેવાયું, અને એ જીવોને અભયદાન દેવાથી ઉપવાસ એટલે પાસે–વાસ આત્માના સ્વરૂપમાંજ વાસ કરવાનું ઠીક બન્યું, પરંતુ પારણાને દિવસે અને ત્યાર પછીના બેચાર દિવસે, હળવે હળવે વિકારી પદાર્થો વધારે ખાઇ પાછું તેવુંને તેવું કરી લીધું. એટલે ઉપવાસને દિવસે શરીર અન્નાદિ ન લેવાથી, કંઈ શીથિલ પડયું, પછી બીજે દિવસે ખૂબ ઘી સાકરથી, મિશ્રિત પીપળીમૂળ, ગુંદરની રાબ, દૂધ, શીરો વગેરે, નાંખી, તેવીને તેવી પુષ્ટિ કરી, પરંતુ જે બહુ ઉપવાસ કરતો નથી, તેમ બહુ ખાઇ રાતો માતો થતો નથી, સાદું, અન્ન, જળ, સેવે છે તેને, ચેતનસ્વરૂપ સત્વર પ્રાપ્ત થવા, સંભવ રહે છે, આંખ, કાન, નાક, જીભ, અને ત્વચા એને એના પદાર્થો. પથ્ય, સાધારણ ને સારા આપવા પછી શુભ અને શુભતર આપવા એમ કરવાથી શરીર અને ઇંદ્રિયોને જાણવા યોગ્ય એવા નિર્વિકારી થશો.

## શરીર શુદ્ધિ થયા પછી મનઃ શુદ્ધિ.

આમ શરીર શુદ્ધિ અને ઇંદ્રિ શુદ્ધિ થયા પછી મનશુદ્ધિ થવી સુલભ છે, ઇંદ્રિયોથી મન છૂટું પડી શકે છે, ઇંદ્રિયોરૂપી ઘોડા તોફાન ન કરતા હોય અને સિદ્ધે સરળ માર્ગે ચાલ્યા જતા હોય તો મનરૂપી સારથીને રથમાં કોણુ બેઠો છે; અને પોતાના પર કોની સત્તા ચાલ્યા કરે છે, કોના

તરફથી પ્રકાશ આવે છે, તે જાણવાને તેની સન્મુખ થાય, એટલે ઇંદ્રિયોથી વિમુખ થએલું મન પ્રત્યાહાર પામેલું મન, તે અંતરાત્મા છે, અને અંતરાત્માજ પોતામાં રહેલા, પરમાત્માના સકળ ગુણને પ્રતિબિંબિત થતા અનુભવે છે.

આરંભમાં કેટલાકો આમ અનુભવ થવાને શરીરરૂપી ગાડી, અને ઇંદ્રિયોરૂપી ઘોડાને બંધ રાખી એકલા મનથી આત્માને જૂએ છે, પરંતુ ઉપર લખેલ નિયમ કરનારાને એવા પદ્માસનો વગેરે કરવાની બહુ અગત્ય રહેતી નથી, એવા સનિયમ શરીર ઇંદ્રિયવાળાને સર્વ સ્થિતિ, ચાલતી સ્થિતિ પણ આસનરૂપ છે.

માટે ઇંદ્રિય, મનને નિર્મળ કરી, ચેતનનો અનુભવ કરો તો કેવલી ભગવાન પોતેજ એમ કહે છે કે સકલ ગુણના નિધિ એવા ચેતનને તમે જાણશો સમજશો, એટલુંજ નહીં પણ અનુભવશો[1] માટે આમ અનુભવ કરો.

**थइ भिन्न इंद्रिय थकी, मन, वच, तन करी शुद्ध**
**एकाकी अनुभव करो, थाव शिघ्र शिवबुद्ध[2] ॥ ८५ ॥**

---

1 Not only know or understand but realise.

૨ જેનું ધ્યાન તે પોતે થવું એવા પ્રસંગો, ઘણીવાર બને છે. તેમ આ દુહાનું વિવેચન લખતાં, બનેલું છે, અને તે એક આત્મામાં દુહાનું વિવેચન લખતાં, તપના દુહાનું વિવેચન આવી ગએલું જણાશે.

**ભાવાર્થઃ**—ઇંદ્રિય અને ઇંદ્રિયના વિષયથી તું ભિન્ન થા, પછી તેઓથી ઉપરામ પામી; મન, વચન, અને તનને, વિશુદ્ધ કર, અને એ વિશુદ્ધ થયા પછી, એને જોતા અને એમાંજ રહેલા એવા એકાકી આત્માનો અનુભવ કર તો અવશ્ય તું શિવ એટલે અનંત આનંદમય અને બુદ્ધ એટલે સર્વજ્ઞરૂપ પદને તું શિઘ્ર પામીશ.

**પરમાર્થઃ**—સાંભળવું નહીં પણ કાનદ્વારાએ જે સાંભળે છે તે પોતે એમ થઇ રહેવું, જોવું નહીં પણ આંખના બારણામાંથી જે જુએ છે, તેરૂપ થઈ જવું. સુંઘવું નહીં પણ નાસિકાના અંગથી, જે સુંઘવાનું કરે છે તે પોતે એમ જાણી રહેવું, ચાખવું નહીં પણ જીભના ચમચાવડે સ્વાદ જે લે છે તે બની રહેવું, અડકવું નહીં પણ ચામડીદ્વારાએ આ મખમલનો સ્પર્શ, અંદર રહી જે, લીધો, તેને પકડી લેવો એમ આ ઇંદ્રિયોરૂપી હથીઆરોવડે એ શ્રવણ, દર્શન, જીઘ્રાણ, સ્વાદન, અને સ્પર્શન અંદર રહી જેણે કર્યું, તેને આ ક્રિયાથી ભિન્ન કરીને એટલે આ લખવાથી આ લખનાર **લાલન** ભિન્ન છે, તેમ એ શ્રવણાદિ ક્રિયાથી એ શ્રવણાદિ ક્રિયા કરનાર, ઇંદ્રિયથી ને તેની ક્રિયાથી, ભિન્ન છે, તે ભિન્નરૂપ પોતે થઇ રહી, પછી વિવેકથી એટલે સ્વપરના વિચારથી મનને, સત્યથી વચનને, અને સર્વ જીવપરની કરૂણારૂપ જલથી તનને વિશુદ્ધ કરી, પોતે એકાકી દૃષ્ટારૂપ બની રહેવું કે અનુભવ થશે, અને એજ અનુભવ સાક્ષાત્કાર વડે શિઘ્ર અખંડ સુખમય એવું શિવપદ અને પૂર્ણજ્ઞાનરૂપ એવું બુદ્ધરૂપ પ્રાપ્ત થશે.

## અનુભવપર ચડવાના ક્રમ.

બોલવું બંધ, લેવું દેવું બંધ, ચાલવું બંધ, જોવું સુંઘવું, સ્વાદ લેવો અને અડકવું એટલું બંધ કરવું, એટલે ઇંદ્રિયો પ્રથમ બાહ્ય વેપાર કરતી અટકશે, પછી અંદર કંઇ વેપાર હાલવા ચાલવાના, ખાવાપીવાના થશે. તે વિચારોપણ ઇંદ્રિયના વ્યાપાર છે, માટે તે વેપાર પણ ઇંદ્રિય ગોચર છે એમ જાણી મૂકી દીધા તો પછી મન જણાઇ રહેશે, ને તે મન ઇંદ્રિયગોચર વિચારરહિત વિશુદ્ધ થઈ ગયું, કે આત્માનો સાક્ષાત્કાર પોતામાં થઇ રહેશે, અને એ સાક્ષાત્કાર પૂર્વક પર ત્યાગથી એક પગલું (      ) કે શ્રેણીપર ચડતા હોઇએ એવું શિઘ્ર શિવપદ કે જ્ઞાનમય એવું મોક્ષપદ પ્રાપ્ત થાય છે.

સહજ જ્ઞાનનો ઉપાય.

**बंध मोक्षनी भ्रांतिथी, वधे जीवना कर्म;**
**सहज रमे निजभावमां, तो पामे शिवशर्म. ८६.**

**ભાવાર્થ:**—જીવનાં કર્મ વધવાનું કારણ આ બંધ છે, આ મોક્ષ છે, એવી એવી કલ્પનાવડે વધતાં જાય છે. જો પોતાના સહજસ્વભાવે રહેતા હોય તો શિવ એટલે મોક્ષ, અને શર્મ એટલે સુખ માટે શિવશર્મ એટલે મોક્ષસુખ પામે એ અવશ્ય છે.

**પરમાર્થ:**—પ્રસ્તાવના—જે વસ્તુ પોતે નથી તે પોતે માની ક્રિયા કરવાથી હમેશાં કર્મ વધે છે. અને જીવ એ પુદ્ગલ નથી, તે છતાં પોતાને પુદ્ગલ માને, પછી મનુષ્ય માને, સ્ત્રી માને, જિનધર્મી માને, નાનો માને, મોટો માને, તે બધા

પુદ્‌ગલના પર્યાય છે, તેને જીવ હું કરી માને, અને એમ માની ક્રિયા કરે એટલે કર્મ બંધાય છે અને બંધાયા પછી તેવીજ ભ્રાંતિને પૂર્વની ભ્રાંતિ પાછી જોસ આપી કર્મમાં વૃદ્ધિ કરાવે છે. આ જેને આપણે લાલન કહિયે છીએ; તે લાલન એમ માનતો કે શરીર એ હું અને ચેતન એ પણ હું એમ શરીરમાં માન્યું, એટલે ચેતન સામર્થ્યવાન્ હોવાથી કર્મ ગ્રહણ કરાયાં, માટે ચેતનભાગ તેજ હું, એમ થાય તો કર્મ બંધાયજ નહીં, એટલુંજ નહીં પણ પૂર્વે હું દેહ પુદ્‌ગલ એવી ભૂલ થઇ હોય તો ચેતન એજ હું; એવો પૂર્ણ વિવેક થતાં- ભેદજ્ઞાન થતાં- નિર્જરા થાય છે એમ કેવલી ભગવાન્ પણ કહે છે.

આપણે કોણ તેનો નિશ્ચય કરવાને ચેતનને જો કદાચ એટલું સુઝયું હોત કે ચેતન અને શરીર એ બે મળીને હું આટલુ પણ નક્કીપણે હોયતો આટલી બધી ભૂલ ન થાત અને કર્મ જગતમાં બંધાય છે, તેમાં ઘણો સુધારો થઇ શકત. કારણ કે ચેતન અને શરીર મળીને હું એમ માને તો ચેતનભાવ બળવાન તરીકે ગણાત અને શરીર એ ભાવ ગૌણ-નિર્બળ ગણાત. પરંતુ આ તો ચેતનને જાણ્યો જ નહીં, શરીર એટલુંજ હું જણાયું. અને તેથી ચેતનની શક્તિ કંઈ કામ કરી શકી નહીં અને તેથી કર્મનો કર્તાપણ કર્મથી હારી જનારો જાણે ન હોય તેમ કર્મથી ડરતો બીતો આપડો ભટક્યા કરે છે !!!

ત્યારે ધારો કે આ ઉભયમાં ચેતન ચેતનનેજ ચેતન માને છે તો પછી કર્મ તે બંધનકર્તા થતાં નથી, પરંતુ ચેતન જ્યારે પોતે બંધાતો ન હોવા છતાં પણ શરીરાદિમાં હું ભ્રાંતિ થઈ કે બંધાયો એમ માની રહ્યો છે.

એક વખત એવોજ બનાવ બન્યો કે એક માણસ વગડામાં જઈ સાંઝના અંધારામાં બીને એક ઝાડને પકડી લીધું. પછી બૂમો પાડવા લાગ્યો કે મને રાક્ષસ બાઝ્યો. તેમ ચેતને પોતે પોતાને હાથે કર્મથી પોતાને બાંધી, ને બૂમ પાડી કે મને રાક્ષસે બાંધ્યો. હવે જેમ ઝાડ જડ છે, ને માણસને પકડી શકે તેમ નથી. પરંતુ જેમ આ માણસ ઝાડને પકડીને બૂમ પાડે કે મને રાક્ષસે પકડ્યો, તેમ ઝાડનાં ઠુંઠાં જેવાં નિર્જીવ કર્મને પોતે બાઝીએ અને માનીએ કે હું બંધાયો; અને મને બંધ થાય છે, મને મોક્ષ થશે, પરંતુ જેમ હાથ પહોળા કરતાં વારજ સમજાઈ જાય છે કે ઝાડ કંઇ બાઝી પડ્યું નહોતું, પોતેજ બાઝયો હતો. અને ભૂલથી ઝાડ બાઝ્યું હોય એમ માન્યું. તેમ જીવ પોતેજ કર્મ બાંધી પોતે એમ માને કે હું બંધાયો, પરંતુ ખરૂં પૂછો તો પ્રથમ દાખલામાં માણસની બાથમાં ઝાડ આવ્યું હતું, કંઈ ઝાડની બાથમાં માણસ નહોતું આવ્યું. તેમ જીવની બાથમાં કર્મ આવ્યાં, પરંતુ કર્મની બાથમાં જીવ આવી શકે નહીં એટલુંજ નહીં પણ જેમ હાથ પહોળા કરતાં સહેજમાં ઝાડ છૂટું પડી ગયું તેમ માત્ર એમ સમજાયું કે હું ચેતન છું, જડ બીલકુલ હું નથી, એમ સમજાતાંજ કર્મ ખરી જઈ, સ્થિતિ ભ્રાંતિ મટી જાય છે.

જીવ બંધાતો નથી, પરંતુ કર્મ બંધાય છે, એનાપર ઉદાહરણઃ પોતે કે બાંધનારો બંધાતો નથી, જે બંધાય છે તે બાંધનારથી જૂદું છે-અલગ છે-ભિન્ન છે. જો લાલનના હાથ માણેકલાલ ભાઇ રેશમી દુપટાથી બાંધે, આમાં બાંધનાર માણેકલાલભાઈ તે કંઈ બંધાય નહીં, પરંતુ લાલન બંધાયો. બાંધનાર તો અલગ રહ્યા, તેમ જીવ મનોયોગાદિ જડ દુપટા લઇ, જડ એવાં શરીરાદિને બાંધે પણ પોતે બંધાય નહીં. પરન્તુ માણેકલાલભાઈ એમ ધારે કે લાલન મારો મિત્ર ને મેં બાંધ્યો, તે હું બંધાયો, એમ માન્યું કે પછી લાલનને છોડવાની તજવીજ કરે, અને માને એમ કે હું છૂટું છું. હવે મને મોક્ષ થયો, જેમ આ દાખલામાં જીવરૂપ માણેકલાલે, લાલનરૂપ જીવથી અન્ય કોઈ જડને બાંધ્યો તેમ, જીવ મનોયોગાદિ દુપટાએ પોતાથી અન્યને બાંધે છે, અને અન્યને છોડે છે, અને માને છે એમ કે મેં બાંધ્યું ને મેં છોડયું. હું બંધાયો અને હું મુક્ત થયો.

**“ બંધ મોક્ષની ભ્રાંતિથી, વધે જીવને કર્મ. ”**

એક કાચના કળશમાં જળ ભર્યું હોય, તેમાં થોડા રજકણો ઉપર નીચે ચડતાં ઉતરતાં માલૂમ પડે તેમ, જીવરૂપ જળમાં કર્મરૂપ રજકણો ઉપર, નીચે ચડતાં માલૂમ પડે છે, અને જેમ જલ ભૂલથી માને કે હું એ રજકણ છું; તેમ જળ જેવો જીવ, જડ જેવાં કર્મને હું મનુષ્ય, પુરૂષ એમ માનવા સ્થિતિ ભ્રાંતિથી શીખ્યો હોય એમ માલૂમ પડે છે, અને

એમ કરી ઇંદ્રિયોરૂપી, કળશનાં છિદ્રો ઉપર છૂટાં રાખી, અંદર બીજો કચરો પણ આવવા દે છે, અને જો કાઢી નાંખે છે. તો એમ સમજે છે. કે હું ગયો, આવ્યો, અર્થાત્ મુઓ, જીવ્યો, જે મરે છે તે પુદ્ગલ છે. જે જીવે છે તેપણ પુદ્ગલ છે. પુદ્ગલનો અપચય તે મરણ ને ઉપચય તે જન્મ. એમ સમજતો નથી પણ કલ્પીત ભ્રાંતિથી હું મૂઓ, જન્મ્યો એમ માને છે.

જીવે શું શરીર લીધું તેથી બંધાયો! જરા વિચાર કરીને જુઓ? આ ડગલો મેં પહેર્યો છે, તે નાનો થાય તો કહાડી નાંખું તેમ હાલ જેવી સારી ભાવના છે તેના કરતાં ભાવના વધે તો શું મને યોગ્ય એવો મોટો ડગલો, ન પહેરૂં? જેમ લોકોને ન્હાનો ડગલો ટૂંકો પડે તો બીજો પહેરે છે, તેમ, મારે ડગલો પહેરવો કે ઉતારવો છે એ મારા હાથમાં છે તો એમાં બંધાયો છૂટ્યો શાનો?

વળી આ રૂપી શરીરમાં બીજું તૈજસ શરીર છે, તે આ સ્થૂળ શરીર કરતાં ઘણું સૂક્ષ્મ છે. અને આ શરીરને ભેદી ગયું છે એ તેજસ શરીરમાં આ સ્થૂળ શરીર જાણે હલકું હોય તેમ જણાય છે અને તેનાં કરતાં એક ત્રીજું શરીર છે તે કાર્મણ છે. તે તો તેજસશરીર કરતાં પણ સૂક્ષ્મતર છે, હવે તે તેજસ શરીર, તેમજ સ્થૂલ શરીરને ભેદીને રહ્યું છે. એવું સૂક્ષ્મતર કાર્મણશરીર છે. તેમાં તેજસ અને તેજસમાં સ્થૂલ શરીર છે. પરંતુ એ ત્રણ શરીર કરતાં, પણ સૂક્ષ્મતમ,—એ

ત્રણને ભેદી ગએલું એવું કંઇક છે. એ સૂક્ષ્મ તત્ત્વ, એ ત્રણ શરીરને ભેદીને રહ્યું છે એટલુંજ નહીં પરંતુ ત્રણે કરતાં મોટું છેઃ સ્થૂલને સ્પર્શ કર્યાવિના સૂક્ષ્મને પણ અને સૂક્ષ્મતર એવા કાર્મણને પણ સ્પર્શ નહીં એવું એ તત્ત્વ છે. અને એને સ્થૂલ પદાર્થ કે સૂક્ષ્મ પદાર્થ, વચ્ચે અટકાવી શકે નહીં. પરમાણુથી પણ સૂક્ષ્મ એ સૂક્ષ્મતમ તત્ત્વ છે. તે જીવ છે, અને જીવ એ જ્ઞાન છે. જ્ઞાન સર્વને ભેદે છે, એને કોઇ ભેદતું નથી. માટે સ્થૂલ એવાં કર્મ કે સૂક્ષ્મ એવાં આંતરકર્મ, કે સૂક્ષ્મતર એવાં કર્મ પુદ્ગલ પોતે આ સૂક્ષ્મતમ આત્મતત્ત્વને કેમ બાંધે? એ તો બંધાયજ નહીં, અને જે બંધાય નહિ તે છૂટે એમ શામાટે કહેવું જોઇએ?

બીજી યુક્તિથી જીવ બંધાતો નથી તેની સમજ.

આ શરીર ઘરમાં છે, પણ હું ઘરમાં નથી, કારણકે, આ શરીર જે ઘરમાં છે તે, મારા મનમાં આવી રહ્યું છે, એટલુંજ નહીં પરંતુ મારા મનમાં ચૌદરાજલોક પણ સમાઇ જાય છે.

અર્થાત્ મારૂં શરીર તે મારા મનમાં, અને મારા મનમાં આ દૃશ્ય ચૌદ રાજલોક સમાયા તો પછી મારૂં મન જે મારામાં છે તે મારા કરતાં નાનું છે. તો હવે હુંમાં મારૂં મન આ ચૌદ રાજલોક ને તેમાં પૃથ્વી, તેમાં મુંબાઈ, તેમાં ગુલાલવાડી તેમાં લાલનનું શરીર હું, એવો તેને કેમ બાંધી શકે? કારણ કે સઘળું દૃશ્ય જ્ઞાનમાં પ્રતીત થાય છે અને જ્ઞાન છે તેજ હું છું.

અરૂપી જ્ઞાન, જે બંધાય અને છૂટે એવા કર્મને, અને તેમના પરિણામરૂપ દેહાદિને જાણે-દેખે પણ પોતે બંધાય કે છૂટે નહીં. માટે નિશ્ચયથી એટલે વસ્તુતઃ જોતાં, બંધમોક્ષ જીવને નથી. તે છતાં જીવ પોતે પોતામાં ભ્રાંતિથી માની લે, અથવા એવા ભ્રાંતિમાં પડેલા બીજા કોઈ તેને એવું શીખવે છે કે જીવને બંધમોક્ષ છે, તો તે બિચારો તેમ માની પછી પોતાના કર્મમાં વધારો કરતો જાય છે.

જેમ કોઇએક સિંહને નાનપણમાં શિખવ્યું કે તું મેઢું છું, પછી તે મેઢાનાં ટોળામાં રહી મેઢાં જેવી ક્રિયા કરે છે, ને પોતાને સમજતો જાય કે હું મેઢું છું, અને તેથી સુખદુઃખ મેઢાં જેવુંજ વદે છે; તથાપિ સ્વરૂપે મેઢો થતો નથી. આ જીવ અરૂપી છે, પરંતુ ભ્રાંતિ યા કોઇ ભ્રાંતિમાં પડેલાએ શિખવવાથી, હું મનુષ્ય છું, હું લાલન છું. આમ જાણી પોતે મનુષ્યના જેવી ક્રિયા કરે, તેના જેવાં દુઃખસુખ વેઠે પરંતુ તેથી જીવ તે કંઇ વસ્તુતઃ મનુષ્ય થઇ શકે નહીં. માત્ર પુદ્ગલ મનુષ્યરૂપ છે, જીવ તો સદા સર્વદા તેવોને તેવો રહે છે, તેમજ ભ્રાંતિથી પોતે બંધમોક્ષ જીવને માનવાથી, કર્મમાં વધારો કરી મૂકે છે.

"વધે જીવનાં કર્મ."

કોઇ એમ કહે કે આ શરીર મારૂં છે, હવે જરા વિચાર દૃષ્ટિથી જુએ તો માલૂમ પડે કે શરીર પુદ્ગલનું છે. પરંતુ વિચાર શેનો કરે? કોઇ એમ કહે કે ઘર મારૂં છે, પરંતુ વિચાર કરતા નથી કે ઘર, તો પથરા અને ચૂનાનું છે! આમ

વિચાર કર્યાવિના પ્રથમ બાહ્યદૃષ્ટિવડે શરીર મારૂં એમ જાણી વર્તતો, શરીરને યોગ્યક્રિયા કરી, કર્મ વધારતો જાય, આરંભપરિગ્રહમાં ફસાતો જાય, વધારે વધારે પરવસ્તુ મેળવી તેમાં ઘુંચાતો જાય, પરંતુ વિચારદષ્ટિથી એટલે સકળ માનવજાત, અને સકળ બીજા જીવો પણ, તેઓમાં વિચારરૂપ દીવો, પ્રગટ કરી, પ્રથમજ સમજી શકતા હોય કે હું જીવ છું, અમર છું, અજન્મ છું, આ શરીરાદિ મારાં નથી, પણ પુદ્ગલનાં છે, આ ઘડો મારો નથી, પણ માટીનો છે, અને ફુટી પાછો માટીજ થવાનો છે. હું તો માત્ર દ્રષ્ટા તરીકે તેનો જોનારજ છું. આમ થાત તો કર્મવૃદ્ધિ ન થાત, પરંતુ તે જેમ પોતાને વિચારદૃષ્ટિથી દેખાતું નથી, તેમ હજી સુધી બીજાઓ આસપાસ રહેનારા તેમને નાનપણથી તેવું શીખવી શકતા નથી,[1] અને એટલું તો ખરૂંજ કે આપણને જેવી સમજ હોય તેવું આપણું વર્તન થાય છે. સિંહનાં બચ્ચાંને મેઢાંની સમજ થતાં, હું મેઢું છું એમ સમજાવતાં તે મેઢાં પ્રમાણેજ વર્તન કરે છે. તે મેઢાંને યોગ્ય કર્મમાં વધારો કરતોજ જાય છે, તેમ જીવપણ ખોટી સમજથી કર્મમાં વૃદ્ધિ કરે છે. માટે એવી ભ્રાંતિ મૂકી દઇને, એટલે જે જીવરૂપ હીરો છે, તેને લાલનરૂપ કાચ સમજવાનું મૂકી દ-

---

૧ અરે એવો દિવસ ક્યારે આવશે કે છોકરૂં બોલવા શિખતાંજ, કે સમજતાં શિખતાંજ તેને સમજાવવામાં આવે કે તું અમર જીવ છે. અને શરીર, મન એતો તારા આ જગતમાં હથિયાર છે. માટે હથિઆરને હું ન સમજતો.

ઇને જે જીવરૂપ અમરતત્ત્વ છે, તેને મરણ ધર્મવાળો લાલન ન સમજીને, જે જીવરૂપ ચેતન છે, તેને લાલનરૂપ પુદ્ગલજ સમજીને ન વર્તાય તો જીવનાં કર્મ નહીં વધશે. અને પોતે જીવ છે તેમાં જીવભાવ રાખી, દેહનાં કાર્યો અવ્યાપક રહી, અલગ રહીને કરશે કે જેથી કર્મ વધે નહીં અને પોતાને જીવ માન્યો, અને પુદ્ગલને પુદ્ગલ માન્યો, એટલે હું મનુષ્ય તિર્યંચ દેવ કે નારક નથી, પરંતુ તેમને જાણનાર છું, તેનું જ્ઞાન છું, એમ જાણી જે જીવ, "**સહજ રમે નિજભાવમાં.**" સહજ પોતાના જીવમાં એટલે જ્ઞાનમાં રમશે, તે અવશ્ય શિવશર્મ, એટલે મોક્ષસુખ-અવ્યાબાધસુખ પામશે.

હાલ હાલજ લાલન વિચાર કરે છે કે, હું કોણ છું ? આમ વિચાર કરતાંજ અંદરથી સ્ફુર્યું કે તું જે મોઢેથી બોલ્યો કે હું કોણ છું, તેને તું જાણનાર છું. તેનું જ્ઞાન છું. હવે જ્ઞાન જો હું હોઉં; એમ સમજતાંજ શરીરમાં થતાં સુખદુઃખ પોતામાં કેમ આરોપે? પરન્તુ પ્રથમ આરોપેલાં હોવાથી સ્થિતિભ્રાંતિ થાય છે.

હવે " થઇ તે થઇ" માટે વિચાર કર કે તું કોણ છે? માણુસ નથી, પરન્તુ માણુસમાં વસનાર, ચૌદરાજલોકનો જ્ઞાતા છે, આમ સમજ એટલે સત્વર સુખ અહીંજ થઇ જશે. તો પછી ખરી સમજ પ્રમાણે વર્તતાં, એટલે પોતાને પોતે સમજતાં, અને લાલનને લાલન પુદ્ગલપિંડ સમજતાં નિર્જરા થઇ અંતે મોક્ષ થશે, એટલે શિવસુખ પામશે.

આ ગામનો રાજા એડવર્ડ ધી સેવન્થ છે. હવે એ રાજ્યને મારૂં માને છે તો તેને ઘણી ખટપટ છે; હું અને તે એ બેઉ-એ જે રાજ્યને જોઇએ છીએ. એટલે દર્શનસુખ ઉભયને સરખું છે, માત્ર તેમને ઉપાધિ છે, મને ઉપાધિ નથી. તેમને મુંબાઇ શેહેર નાશ પામે તો તેને દુઃખ થાય, મને નહીં થાય; કારણ કે હું ત્યારે પણ એક દ્રષ્ટા હતો, અને હવે પણ નાશ પામેલા મુંબાઇ શેહેરનો પણ દ્રષ્ટા છું. એમાં દ્રષ્ટાને શું? એજ પ્રમાણે જ્ઞાતા-દ્રષ્ટા-અમરસુખ વગેરે અનંતા ગુણ પોતેજ છે. અને તેનેજ પોતે માનવાથી અહીંજ સુખ દેખાય છે. આમ સમજવાથી અહીંજ મોક્ષસુખ પ્રાપ્ત થાય છે; માટે જીવ એટલે આ જીવે છે,-નિરન્તર જીવતો છે તેજ હું, અને આ પુદ્ગલ તે હું નહીં, એ તો માટી, તેમજ કર્મપણ હું નહીં, એવું સમ્યક્‌જ્ઞાન, એવી સમ્યક્‌દૃષ્ટિ રાખે તો કોઈપણ દુર્ગતિમાં ન જતાં મોક્ષસુખને પ્રાપ્ત કરે.

સમ્યક્‌દૃષ્ટિ જરૂર મોક્ષે જાય !

**सम्यकूदृष्टि जीवने, दुर्गति गमन न थाय;**
**पूर्व बंध क्षय थई जतां, जरूर मोक्षे जाय. ८७.**

**ભાવાર્થ:**—જે પોતે પોતાને જીવ અને પરને પર સમજે તે પ્રમાણે વર્તન કરે, તો પછી હાલથીજ દુર્ગતિમાં ગમન કરવાનું રોકાઇ જાય; એટલુંજ નહીં પરન્તુ પાછળ પણ જે ભૂલથી બંધ બાંધ્યા હતા, તે ક્ષય થઈ જાય, અને બંધ છૂટી જતાંજ,-ક્ષય થઇ જતાંજ અવશ્ય મોક્ષે જાય.

પરમાર્થ:—દેહ એજ હું એવા દેહાત્મભાવે પોતાને સમજવાથી અને દેહ જડ હોવાથી,–ભારે હોવાથી, નીચે નીચે જતો માલૂમ પડશે અને જીવ એ હું એવા જીવાત્માભાવથી, જીવ એ ચેતન, જ્ઞાન એનો સ્વભાવ ઉંચે ચડવાનો હોવાથી ઉંચે ઉંચે જતો જશે. સરોવરમાંનું તુંબડું પોતાને બાહ્ય વળગેલી માટી સમજી માટી લગાડતું જાય તો હજી નીચુંજ જશે. પરન્તુ પોતાને તુંબડું સમજશે તો, નીચે જવાનું બંધ થશે એટલુંજ નહીં પરન્તુ પૂર્વે લાગેલી માટી પણ ધર્મધ્યાનરૂપ જળની છોળો લાગવાથી ધોવાઈ જઇ. જેમ તુંબડું સ્વભાવેજ ઉંચું આવે, તેમ જીવ સ્વભાવેજ ઉંચો આવે. જેમ તુંબડું સરોવરમાં છે, તેમ જીવ આ સંસારસાગરમાં છે, અને તુંબડું નવી માટીને ન લાગવા દેતો, જૂની ધોવાઈને સરોવરની સપાટીપર આવે, તેમ જીવ પોતાને જીવરૂપ સમજી નવીન પુદ્ગલભાવ કે લાલનભાવ નહીં ઉત્પન્ન થવા દે, તો આ ચૌદરાજલોકરૂપ સંસારસમુદ્રની સપાટી એટલે, સિદ્ધક્ષેત્રપર સહજ આવી જાય, કારણકે જેમ તુંબડાનો સ્વભાવ ઉંચે ચડવાનો છે, તેમ તુંબડા કરતાં પણ અત્યંત હલકા એવા જીવનો સ્વભાવ તો એક સપાટામાં ઉંચે ચડી સપાટીપર એટલે લોકાગ્રે વિરાજવાનો છે. માટે દૃષ્ટિ ખરી જોઇએ. એટલે નિશ્ચયથી સમ્યક્દૃષ્ટિ જોઇએ, અને અવ્યાપક રહી વ્યવહાર કરવો જોઇએ.

અર્થાત્ પોતાને જીવરૂપ દ્રષ્ટાપણે સમજવો, દેહરૂપ નહીં, મનુષ્યરૂપ નહીં, માત્ર જીવરૂપ સમજી, ચેતનરૂપ જાણી,

એ જ્ઞાનમય દૃષ્ટિ રાખી, પછી ઉપર ઉપરનો શુદ્ધવ્યવહાર કરવો કે જેથી પૂર્વના કર્મરૂપ માટી પણ ખરી જઇ અવશ્ય મોક્ષમાંજ જવાય.

જે સ્વરૂપમાં રમે તેજ શિઘ્ર ભવપાર પામે.

**निजस्वरूपमां जे रमे, तजी सकळ व्यवहार;**
**सम्यक्‌दृष्टि होय ते शिघ्र थाय भवपार. ८८.**

**ભાવાર્થ:**—જે પોતાના નિજસ્વરૂપમાં-આત્મસ્વરૂપમાં રમે છે, અને સકળ વ્યવહારરૂપ પ્રપંચ છોડી દેછે, એવો સમ્યક્‌દૃષ્ટિ શિઘ્રભવનો પાર પામે છે.

**પરમાર્થ:**—પોતાને સાકારોપયોગરૂપ જ્ઞાન, અને નિરાકાર ઉપયોગરૂપ દર્શનમાત્ર સમજી, તે ઉભયમાં રમણુતા એટલે જ્ઞાન, દર્શન ઉપયોગમાં રમણુતા કરે એજ નિજસ્વરૂપમાં રમણુતા કરવી, અર્થાત્ સકળ અલંકાર વિશેષમાં સામાન્ય સુવર્ણુને જેમ જોયું, જાણ્યું તેમ સામાન્ય સુવર્ણુમાં સકલ વિશેષરૂપ અલંકારો જોવા એ નિજસ્વરૂપમાં રમણુ થવા યોગ હમેશ કરે તો ભવનો પાર પામે

જેનું મોક્ષ નિશાન છે, શિવપુર બંદરે ઉતરવું એવું જેને નક્કી છે, તે તો આ ભવસમુદ્રમાં કંઇપણ બીજો પ્રપંચ કર્યાવિના, અધ્યાત્મરૂપ નકશો (map) લઇ[1] તે કયાં છે, તે

---

૧ જે અધ્યાત્મરૂપ નકશો સામે રાખ્યાવિના, શુભમાં પ્રવર્તે છે, તે અજાણ્યે પણ શિવબંદરપર આવી ચડે. પરન્તુ નિશ્ચયથી કહેવાય

બરાબર જોઇ આ મનુષ્યરૂપી દેહમાં વિવેકરૂપી, ભેદજ્ઞાનરૂપી શુકાન હાથમાં પકડી એક શિવપુર બંદર ઉપરજ સિદ્ધા શુકલધ્યાન વડે પોતાના આત્મારૂપી ધ્રુવતારાપર નજર રાખીને વહાણુને ચલાવ્યાજ કરશે.

સકામ નિર્જરા કેમ થાય ?

**सम्यक् श्रद्धावान नर, अजर अमर गुण धाम;**
**कर्म बंध ते नवकरे, करे निर्जरा काम. ८९.**

**અર્થ:**—અજર, અમર, ઇત્યાદિ ગુણુના ધામરૂપ એવા આત્મામાં જેની સાચી શ્રદ્ધા છે એવો પુરૂષ નવીન કર્મ બંધ નહિ કરે એટલુંજ નહિ પરન્તુ પૂર્વકર્મની પણ નિર્જરા થાય એવાં કામ કરશે.

**પરમાર્થ:**—જરા અને મરણુ એ માત્ર પુદ્ગલનાં છે, પરન્તુ પુદ્ગલ અંતરગત આત્મા, અજન્મ, અજર, અને અમર છે. કારણુ કે આત્મા કયારે જન્મ્યો, એટલે પેદા થયો એવું કોઈથી કહી શકાતું નથી. તેમજ તેની આદિ નથી, તોપછી જરા એટલે ઘડપણુ કયાંથી હોય? અને મરણુ પણુ કયાંથી હોય? આતો માત્ર પુદ્ગલમાં થતા ફેરફાર અત્યંત સાંનિધ્યતાને લીધે પોતામાં આરોપાય છે.

---

નહીં, કારણુ કે મૅપ વિના દિશાની ખબર પડે નહીં, માટે ધર્મધ્યાનવડે સંભવ છે, પરન્તુ શિઘ્ર સંભવ છે એમ તો કહેવાય નહીં. માટે અધ્યાત્મનો (મૅપ) નકશો લઈ શુકલધ્યાને આત્મારૂપી ધ્રુવને જોઇ, પ્રમાણુ કરવું કે શિવબંદરે માત્ર બે ઘડીમાંજ પહોંચાય.

વળી જન્મ મરણ એતો જીવની ક્રિયા છે, એટલે જેમ બોલવું, લખવું, ખાવું, પીવું, ઇત્યાદિ ક્રિયા છે, તેમ જન્મમરણ એટલે પુદ્ગલમાં પ્રવેશ કરવો, ને પુદ્ગલમાંથી નીકળવું, ઘરમાં આવવું, ને ઘરમાંથી બહાર જવું, તેમાં આવી ક્રિયા કરનાર જીવને શું ? તે તો જેવો છે તેવોજ સ્થિત છે. કીને લંબાવતાં કી, ઈ, ઈ, ઈ, ઈ, ઈ, ઈ, ચાલી, ઈ ચાલ્યા કરે છે તેમ ઈશ્વર જેવો જીવ ચાલુ રહી, ક્ જેવું પુદ્ગલ પડી રહે છે, માટે શાશ્વત એક રૂપ એવા જીવમાં સ્થિત રહે, તો નવીન બંધ ન કરે. કારણ કે પરને પોતાનું માનતા જન્મ જ્યાં પોતાના મનાયા, તો હવે એવી ભૂલ શામાટે કરે ?

વળી " અજર અમર ગુણધામ " એ વિશેષણ આત્માને લાગુ પાડેલ છે એમ સંભવે છે તો સ્પષ્ટતાને માટે તેમજ અનુભવના પ્રકાશે આત્મા અને જીવ એ શબ્દની વ્યાખ્યા કરવી પડે છે. જીવ અને આત્મા એ કંઇ બે દ્રવ્ય નથી, એકજ દ્રવ્ય છે. પરન્તુ " જીવ તે જીવ " અને જીવે તે કોઇ કાળે મરે એમ જીવ સંજ્ઞા થતાંજ જીવનાર એ શબ્દ ઉપરથી અને મરે છે એ જીવે છે તે ઉપરથી લઈ મરનાર એમ ગણાયું હોશે. આત્મા શબ્દનો અર્થ **अतति सातत्य गमने** એ ધાતુ ઉપરથી છે. **सातत्य** એટલે શાશ્વત ગમન શાશ્વત ગતિ એ આત્મા છે.

હવે આત્મા તો સમકાલે, વિશેષ ઉપયોગરૂપ જ્ઞાન, સા-

માન્ય ઉપયોગરૂપ દર્શન. તે બન્નેમાં રમણતારૂપ ચારિત્ર ઇત્યાદિ અનંત ઉપયોગે શાશ્વત છે, તેજ શુદ્ધ ચૈતન્ય છે. હવે તેમાં સકર્મ આત્મા તે જીવ; નિષ્કર્મ જીવ તે આત્મા. ત્યારે કર્મને લીધેજ આત્મા જીવ કહેવાય છે. પરન્તુ વસ્તુતઃ જો કર્મ ન હોય તો તેજ આત્મા અજન્મ હોવાથી અમર પણ છે. ત્યારે એમજ સમજવાની ખાતર કહો કે આત્મામાં કર્મ છે તેનો ઉપચય તે જન્મ અને કર્મનો અપચય તે મરણ. હવે એ કર્મ પુદ્ગલમાંથી હુંપણું છુટ્યું કે કર્મમાં હુંપણાની ચીકાસ ગઇ, એટલે કર્મ, વગર ચીકાસે રેતી ખરે તેમ ખરી જાય છે. માટે જીવભાવ કે કર્મભાવ કે હું કર્ત્તાભાવ, છુટતાં કર્મ નિર્જર થઇ પોતાનું અજન્મ-અમર એવું આત્મસ્વરૂપ પ્રગટ થશે. એ શાશ્વત જ્યોતિમય "આત્મદર્શનમાં તેને શ્રદ્ધા થઇ કે આ આત્મા તેજ હું" કે જે આત્મા માટે લાલન કહે છે કે—

"નથી થાતું નથી જાતું, હુંમાં હું સમાયો છું;
અખંડ આ સ્થિર જ્યોતિમાં, નથી થાતું નથી જાતું."

આવા અજર અને અમર આત્મામાં શ્રદ્ધા જેને છે તે કર્મ કેમ કરે? કારણ કે પોતાને એટલે જ્ઞાનાદિ તેજ હું, ગણે તો પછી કર્મભાવ ન હોવાથી કર્મબંધનનાં કામ ક્યાંથી થાય? અને કર્મબંધનાં કામ ન થાય, ને નિજસ્વરૂપમાં રમણતા થાય તો નિર્જરાજ થયા કરે એમાં શું આશ્ચર્ય?

વળી ચતુર્થ ગુણસ્થાનકમાં આત્મદર્શન કે નિશ્ચયસમ્યક્ત્વ થતાં માણસ પોતાનું આત્મસ્વરૂપ ઉપર કાવ્યમાં કહ્યું તેવું

કદાચ ઉપશમાદિપણે જાણે, છતાં તે પોતાનું સ્વરૂપ હોવાથી તેમાં સ્થિત રહી પછી નવા કર્મબંધનમાં ન પડવાનું કામ કરે, એટલુંજ નહીં પણ પૂર્વે આપેલા બંધ પરમાં જઇ ન પાડે, અવ્યાપક રહી કાંતો સુખદુઃખાદિ ભોગવી લે. દુઃખને સહન કરે, તેમજ સુખને પણ સહન કરે પરંતુ એ ઉભયમાં મમત્વ ન રાખી તેનીપર જે અવ્યાબાધ સુખ કે આનંદ જેની ઝાંખી પોતાને થઈ છે તેમાંજ રહે.

ખરા જ્ઞાની કોણ? અને ખરા સુખી કોણ?

**सम्यक् ज्ञानी सकळजन, खरा ज्ञानी कहेवाय;**
**ते प्रधान त्रण लोकमां; शाश्वत सुखिया थाय. १०.**

**ભાવાર્થઃ**—આ જગતમાં સમ્યક્જ્ઞાની એટલે જ્ઞાન એજ હું અર્થાત્ **सोहं** રૂપ હું, જે એવા માનવબાંધવો-બેનો છે, તેજ સઘળા ખરા જ્ઞાની છે. ત્રણે લોકના સકળ જીવસમુદાયમાં પ્રધાન મુખ્ય ચક્રવર્તિ જેવા તેજ છે. અને ચેતનનું, જ્ઞાનનું, દર્શનનું, સુખનું, વીર્યનું શાશ્વત સુખ તેજ અનુભવે છે, આસ્વાદે છે.

**પરમાર્થઃ**—શુદ્ધ ચૈતન્યનું ઓળખાણ કરી, એટલે આ શરીર મંદિરમાં બિરાજતા ગુપ્ત દેવાધિદેવ જે હું તે કોણ છે. તેને ઓળખી-નિરખી તેની સાથે **सोहं**રૂપે એકીભાવે અભેદભાવે જે કોઇ બંધુ-બેનો રહે છે, તેજ સર્વે ખરા જ્ઞાની છે. સ્વર્ગ, મૃત્યુ અને પાતાળના સકલ જીવોમાં તે ચક્રવર્તિ

છે. પરમાત્માના (Representive) પ્રતિનિધિ છે અને તેજ શાશ્વત એટલે અવ્યાબાધ સુખના ધણી છે.

આવા જ્ઞાનીઓના ચુડામણિ શ્રીતીર્થંકર મહારાજને ઇંદ્રો પણ પૂજે છે. શામાટે? કારણ કે આત્માએ આત્મા ઓળખ્યો ને જડને જડ ઓળખી, જડનો ત્યાગ કરવાથી જિન થયા એજ ખરૂં જ્ઞાન. અને તેની સાર્થકતા તો આપણે તેનાજ પુત્ર-પુત્રીઓ તેનાજ બાળકો ચેતન હોવા છતાં પુદ્ગલને શામાટે ખોટા બાપ તરીકે કબુલ કરી વર્ણશંકર કહેવાઇએ? માટે ચેતનનેજ હું રૂપ ઓળખી પિતાશ્રીને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું, તો આપણે તેના પુત્ર પણ ચેતનનેજ ઓળખી, તેમના વચનમાં શ્રદ્ધા રાખી; ખરા જ્ઞાની થવું અને ત્રણ લોકના પુત્ર ત્રણ લોકના નાથજ હોય તો તેમ થઇ, સ્વપ્નામાં પણ પુદ્ગલભાવ ન થાય તેમ કરી શાશ્વત સુખ જેણે પિતાશ્રીમાં મેળવ્યું છે, તે આપણામાંજ રહેલા એવા ચેતને મેળવ્યું છે. તેપણ આપણા જેવા ચેતનવાળા હતા અને ચેતનને ઓળખી પરમાત્મા થયા તો આપણે તેનાજ પુત્ર-તેનાજ વંશજ તેનાજ ધર્મવીર્યથી જૈન થયા, તો તેની પેઠે તેને પગલે ચાલી શાશ્વત સુખ પ્રાપ્ત ન કરીએ? અવશ્ય કરવુંજ જોઇએ.

સમ્યક્જ્ઞાની થવાનો એક સરલ ઉપાય અથવા સમ્યક્જ્ઞાન પ્રાપ્તિમાં એક અડચણ અને તે દૂર કરવાનો ઉપાય.

માનવજાતનો હાલનો મોટો ભાગ એક બાબત એવું બોલે છે, અને જેવું બોલે છે તેવું સમજે છે, અને જેવું

સમજે છે તેવું વર્ત છે. અને તે બાબત એ છે કે મારો આત્મા આમ બોલી ઘણો ખરો માનવભાગ એમ સમજે છે કે હું તો શરીરજ છું અને શરીરનો આત્મા છે. જેમ મારૂં ઘર તેમ મારો આત્મા ઘણા ખરાને લાગે છે. હવે શરીર કંઈ આત્માનો ધણી ન હોય તે છતાં હાલ શરીર અને શરીરના અનુચરો ઈંદ્રિયો તે જાણે આત્માના ધણી હોય એવી રીતે વર્તન ચલાવે છે. હવે આત્મા જ્યાં શરીર છે ત્યાં પણ છે. અને જ્યાં શરીર પણ નથી ત્યાં જ્ઞાનરૂપે છે. સર્વત્ર વ્યાપક છે માટે શરીરભાગમાં આવેલ આત્મા અને બીજો બધો આત્મભાગ જાણે આ જડ એવા શરીરનો દાસ હોય તેમ વર્ત્તાય છે. પરંતુ એમ થોડાંજ આંતરદૃષ્ટિથી જુએ છે કે, મારો આત્મા એ વાક્ય તદ્દન અસત્ય હડહડતું ખોટારૂં છે. કારણ કે જડ એવું શરીર મારો એમ કહી કે સમજી શકે નહિં. આત્મા પોતેજ મારો એમ જાણી સમજી જોઇ શકે તો આત્મા તેજ હું છું. તો મારો આત્મા એમ કેમ હોય! હું—આત્મા. જોઈએ તો આત્મા એવું નામ હોય અને જોઇએ તો તેની જગાએ હું એવું સર્વનામ હોય, પણ તેમાં છઠ્ઠી વિભક્તિના સંબંધવાળો શબ્દ હોય તો વસ્તુ એટલે આત્મા અને હું જૂદા સમજાઇ જવાય છે. અને આ મૂળમાં ભૂલ હોવાથી સઘળા વ્યવહારમાં આ સંસારના ગોટાળામાં પડ્યા જણાય છે. ત્યારે હું એજ આત્મા અને આત્માનું શરીર કે જેથી મારૂં શરીર એમ કહેવાય. જેમ મારૂં ઘર મારૂં શરીર એવી

સમજ હોય તો મારૂં એટલે આત્માનું શરીર એમ થઈ રહ્યા પછી આત્મામાં શું છે એમ જુએ તો તું, તો અનંત સામર્થ્યવાન, જ્ઞાન વગેરે જણાય છે અને શરીર તો માત્ર તેને બેસવા ફરવા હરવાની ગાડી છે. તે સાજી માંદી થાય તો-સડી પડી અને ભાંગી જાય તો બીજી લેવાય છે. માટે મરણાદિની આવી સમજથી બીક પણ રહેતી નથી. પરંતુ શરીર એ હું, એવી સમજ હોવાથી શરીર ભાંગી જાય તો હું ભાંગી ગયો એમ સમજી માણસ નિર્બળ નિસ્તેજ બનેછે, વીર્યરહિત, હતપરાક્રમ, બાયલો, કર્મથી ડરે એવો વગેરે થાય છે; પરંતુ આત્મા એ હું એવી પાકી સમજ અને તેના પ્રધાન આ મન અને શરીર એ ગાડી અને ઇંદ્રિયો એ ઘોડા એમ સમજી ચાલે તેને ધાસ્તી થોડી છે.

જો ઘોડાની ગાડી સ્વચ્છ રાખવી; તો શરીરરૂપ ગાડી પણ સારા પવિત્ર અન્નરૂપ પાટીઆની બનાવવી જોઇએ, પરંતુ એ ગાડી છે હું નથી, તે હું છું એવી ભ્રાંતિ જરા પણ થવી જોઇતી નથી. ઈંદ્રિયરૂપી ઘોડાગાડીના ઘોડા છકી ન જાય એવાં સ્વરૂપવિકૃતિ કરનારા માદક પદાર્થ–આપી છકાવવા ન જોઇએ. પરંતુ તેને સાદા પદાર્થ આપી આપણો શરીરરથ શુદ્ધ મન જ્યાં હંકારે ત્યાં લઈ જાય તેવા રાખવા જોઈએ. આંખ, કાન, નાક, જીભ, ચામડી, આ ઘોડાઓની મહાત્મા પુરૂષોનાં દર્શન, શાસ્ત્રશ્રવણ, સુગંધ, સુસ્વાદ અને સુસ્પર્શરૂપ સુસ્વચ્છ જલથી સાફ રાખવા જોઈએ. અને મનરૂપી સારથી આત્મપ્રકાશ જે દિશામાં હોય તેજ દિશામાં ઘોડાને હાંકી રથ ચલાવે, એમ થવું ઘટે.

જેમ શશલાને શિંગડાં ન હોય, જેમ વાંઝણીને પુત્ર ન હોય, જેમ રાહુને માથું ન હોય, જેમ આકાશને પુષ્પ ન હોય, તેમ મારો આત્મા ન હોય. શશલાને શિંગડાં એવી કાંઈ વસ્તુ નથી. પરંતુ ખોટી કલ્પના કરવામાં આવે છે, તેમ મારો આત્મા એ પણ ખોટેખોટો વિકલ્પ છે. મારો આત્મા એવી કોઈ વસ્તુ ત્રણે જગતમાં છે જ નહિ. માત્ર ખોટા વિકલ્પથી શશલાને શિંગડાનીપેઠે બોલાય છે. માટે જેમ ઉપરના ઉદાહરણમાં જેમ શશલો એવી વસ્તુ છે, પરંતુ શિંગડાં નથી. વાંઝણી એવું દ્રવ્ય છે, પણ પુત્ર નથી. રાહુ એવું કંઈ છે, પરંતુ માથું નથી. આકાશ એવો પદાર્થ છે પરંતુ પુષ્પ નથી, તેમ મારો એવી વસ્તુ છે, પરંતુ આત્મા નથી. અને એ જે મારો એમ સ્ફુરે છે, તેજ આત્મા છે. માટે મારો એવું ન બોલતાં હું-આત્મા અથવા अहं-आत्मा અથવા आत्मा અહં અથવા સોહં એમ માનવું જોઈએ વલી હું આત્મા છું એમ હું અને આત્મા એ બે વસ્તુ નથી. માત્ર એકજ વસ્તુ છે. જેમ તે સોની છે. આ વાકયમાં તે એજ સોની હોવાથી તે અને સોની એ બે વસ્તુ નથી, પરંતુ એકજ છે. તેમ હું એજ આત્મા હોવાથી એકજ વસ્તુ છે અથવા આત્મા એજ હું હોવાથી એકજ અભેદરૂપ એકજ વસ્તુ છે. માટે પહેલાં તો આત્મા હું એમ થશે કે પછી આત્મા શું છે? એ અનુભવ મુશ્કેલ નહી પડે કારણ કે હું હું, જે કહે છે તે દેહાદિને દેખે છે- જાણે છે. પરંતુ દેહાદિ કંઇ હું નથી. તો તે દેખનાર એટલે **દર્શન**, જાણનાર એટલે **જ્ઞાન**, એજ આત્મા

અને **દર્શન, જ્ઞાન.** ઇત્યાદિ ગુણવાળું તે આત્મા હોવાથી કોઈ તે **સઃ** એમ કહે અને તે **સઃ** તેજ **अहं** એટલે હું હોવાથી **सोहं** કહે છે. અર્થાત્ જેમ એકજ માણસ ભિન્ન ભિન્ન અપેક્ષા વડે પિતા, પુત્ર. ભાઈ- ભત્રિજો હોઈ શકે છે; તેમજ એકજ આત્મા-એકજ હું જૂદી જૂદી અપેક્ષાએ એકજ સમયે (યુગપત્) **દર્શન, જ્ઞાન, સુખ, વીર્ય** હોઈ શકે છે. વળી અનંત ગુણ પણ એકજ વસ્તુ છે અને તે આત્માજ છે. હવે આત્મા એજ હું છું અર્થાત્ **सोहं**રૂપ છું. એમ થવું ઘટે અને આવું અભેદ **જ્ઞાન** એટલે **જ્ઞાન-દર્શન-સુખ -વીર્ય** એજ આત્મા. આત્મા તેજ હું એવું જેને અભેદ જ્ઞાન છે, તેજ **સમ્યક્‌જ્ઞાની** કહેવાવો જોઈએ. માત્ર શાસ્ત્ર ભણેલા એટલે મગજરૂપી ફોનોગ્રાફમાં શાસ્ત્રના પાઠો ભરેલા હોય તે જ્ઞાની નથી, પરંતુ ફોનોગ્રાફ છે. અને જેમ ફોનો-ગ્રાફ બોલેલું બોલી જાય તેમ આ વાંચેલું-સાંભળેલું બોલી જાય છે. જેમ ફોનોગ્રાફમાં રજીસ્ટર હોય છે. તેમ આ જીવતા ફોનોગ્રાફના મગજમાં કહેવાતા જ્ઞાનીના કાન સાંભળતી વખતે અને આંખ જોતી વખતે રજીષ્ટરનું કામ કરેછે. અને મોઢું બોલતી વખતે અને હાથ લખતી વખતે ફોનોગ્રાફના રીપ્રોડક્યુસર (જેવું બોલ્યું તેવું બોલી જનાર) (જેવું હોય તેવું નોંધ લેનાર) જેવા હોય છે. અત્રે આમ કહેવાનો આશય એવો નથી કે શાસ્ત્રો વગેરે ન જા-ણવા, ન ભણવા. પરંતુ પહેલાં હું કોણ એ જાણી એટલે ખરા **જ્ઞાની** થઈ, અને સદ્‌ગુરૂદ્વારા કે આત્મવિચારથી ગમે

તે એક રીતે વા બન્ને રીતે તેમ કરી શાસ્ત્ર ભણવા ભણાવવા. જેથી સાનુભવ જ્ઞાન થવાથી પોતાનાપર અને પરના ઉપર સમ્યક્ જ્ઞાનનો ખરા જ્ઞાનનો પ્રકાશ પડ્યા કરશે. અને આવા ખરા જ્ઞાનીજ ત્રણે લોકમાં પ્રધાન ગણાશે.

સમ્યક્દષ્ટિ કેમ ન્યારો રહે ?

**पंकज जळ जेम भिन्न रहे, तेम रहे सम्यत्ववान्**
**लिप्त न थाय कर्मथी, आत्म श्रद्धावान्. ९१**

**ભાવાર્થ**-જળમાં જેમ જળનો સ્પર્શ થયાવિના કમળ રહે-છે. તેમ (સંસાર સરોવરના જળમાં) સમ્યત્વવાન્ રહે છે. જેમ કમળ જળથી લેપાતું નથી, તેમ આત્મશ્રદ્ધાવાન્ પુરૂષ કર્મથી લેપાતો નથી.

**પરમાર્થ**-જેમ જળમાં કમળ ન્યારૂં રહી શકે છે. તેમ સમ્યકત્વવાન્ ખરો જ્ઞાની આ સંસારમાં ન્યારો રહી શકે છે. અને જેમ કમળ પોતે જળમાં રહ્યા છતાં પોતાને પોતાથી અન્ય એવા જળનો સ્પર્શ થવા દેતું નથી, તેમ **આત્મામાંજ** જેની શ્રદ્ધા છે. **અર્થાત્**-આત્મામાંજ જેની નિષ્ઠા છે એટલે આત્મનિષ્ઠ જે છે તે કર્મરૂપ જળનો પોતાને સ્પર્શ થવા દેતો નથી.

જેમ સઘળી પાંખડીઓ સહિત કમળ હોય છે; ને બીજું તેમાં કાંઈ હોતું નથી. તેમ જ્ઞાનાદિ સઘળા ગુણોસ-હિત **આત્માજ** પોતે છે, એવું જેને દઢ છે. તેને પર એવા કર્મનો સ્પર્શ થવા પામતો નથી.

આ આકાશમાં દેખાતો સૂર્ય પૃથ્વીથી ન્યારો છે. તેમ જ્ઞાની પોતે સંસારથી ન્યારો રહે છે. અને જેમ સૂર્ય સર્વ વસ્તુને દેખતાં છતાં, સર્વ ઉપર પોતાનો પ્રકાશ જતા છતાં, પોતે ન્યારો હોય છે; તેમ **આત્મજ્ઞાની** આ ચૌદરાજ લોકની અંતે સૂર્ય સરખો હોઈ અને જાણે ચૌદરાજ લોકને પ્રકાશ કરતો એટલુંજ નહિ, તેમ સૂર્યની પેઠે પદાર્થના ઉપરજ પ્રકાશ કરતો એમ નહીં, પણ સઘળા પદાર્થોના અશેષ દ્રવ્ય ગુણોને પ્રકાશ આપતો હોય એમ જણાય છે. તે સમ્યક્ત્વવંત **જ્ઞાની** છે તે ખરો જ્ઞાની છે. આવો ખરા જ્ઞાની **કર્મથી લિપ્ત ન થાય.**

પરંતુ કર્મ શું છે, તે પોતાના જ્ઞાન બળે જાણે છે;— જુએ છે. જેમ **લાલનનો** હાથ હમણાં લખવાનું કર્મ કરે છે. તે વેળાએ જેમ દિવો ટેબલપર રહી જોયા કરે છે. તેમ ક્રિયા કરતા **લાલનને ચૈતન્ય** દેખાડે છે, અને જેમ દિવાથી આ પુસ્તક જેમાં ઉતારે છે તે જુદું છે તેમ **ચૈતન્ય** દ્રષ્ટા તરીકે તે ક્રિયાથી ન્યારો રહી શકે છે.[1]

જ્ઞાનીની સંસાર ક્રિયા કેમ થતી હશે, તેનું કંઈક ચિત્ર **લાલન** પોતાને અનુભવમાં આવ્યું છે તે યથા ક્ષયોપશમ લખવા પ્રયત્ન કરેછે—

---

૧ આવું જ્ઞાન જે કાળે બન્યું રહે છે. તે વખતેજ **લાલનને** ન્યારાપણું લાગે છે. બાકી બીજી વેળા લેપાય છે. તેથી હજી લાલન જ્ઞાનીનો દાવો કરતો નથી. પરંતુ **જ્ઞાનીના** ચરણકમલમાં રહેનાર મકરંદ કોઈવેળા "**અખંડ** અસ્થિર **જ્યોતિમાં નથી** થાતું **નથી જાતું**" એમ અનુભવ છે.

જેમ કોઈ એક મુસલમાન રાજા પોતાના મેહેલમાંથી ઉતરી સુંદર જરીઆનના પોશાકમાં રાજસભામાં પ્રવેશ કરે છે. તેમ પૂર્વે કરી રાખેલા હુકમપ્રમાણે સર્વે માણસો જૂદી જૂદી રીતે તેને સલામ કરે છે-'સૌ પોતપોતાના અધિકાર પ્રમાણે નમન કરે છે.' મંત્રી, સેનાધિપતિ, કોશાધિપતિ, હજુરીઆઓ, સૌ સૌ પોતાના ઓહ્દાને યોગ્ય પૂર્વ આજ્ઞાનુસાર બાદશાહને માન આપે છે. પરંતુ તે વેળા કંઈ નવીન હુકમ કરવામાં આવતો નથી, કે તમે અમુક કામ કરો અને મારૂં આવું સન્માન કરો. તેમ આત્મશ્રદ્ધાવાન્ સમ્યકત્વી જીવ, જ્યારે પોતાના આત્મધ્યાનરૂપી શુકલધ્યાનની રાજ્ય સભામાં કે ધર્મધ્યાનની કચેરીમાં મનરૂપી મંત્રી વચન કે આજ્ઞારૂપી સેનાધિપતિ, શ્વાસોચ્છ્વાસરૂપી [1]કોશાધિપતિ અને ઇંદ્રિયોરૂપી હજુરીઆઓ, ધ્યાનરૂપી આ રાજ્યસભાને સંસારરૂપી કચેરીમાં પોતાના અધિકાર પ્રમાણે માહારાજાધિરાજ **આત્મરૂપી** બાદશાહને ભિન્ન ભિન્ન રીતે નમન કરે છે એટલે મન વિચાર કરે છે, તે પણ આત્મા તરફ—જ્ઞાન તરફ વળી વિચાર કરે છે. તેમજ વચન પણ શ્વાસોચ્છ્વાસ અને ઇંદ્રિયોરૂપી હજુરઓ પણ તે તરફ વળે છે. અર્થાત્ સકલ ક્રિયા આત્માર્થ હોય છે. આમ પોતે અવ્યાપક રહેવાથી માત્ર પૂર્વ પ્રયોગવડે જાણે ચાલતાં કર્મોને ખપા-

---

૧ કારણકે જ્યારે આત્માનંદમાં લીન હોય, ત્યારે રાજ્યોગીના શ્વાસોચ્છ્વાસ સ્વાભાવિક રોકાયેલા હોય છે.

વર્તો ન હોય. તેમ ન્યારો રહી વર્તે છે. જેમ સૂર્ય આકાશમાં છે; ને પૃથ્વીપરના કમળને પોતાના સ્વભાથીજ વિકસાવે છે તેમ આત્મારૂપી સૂર્ય પોતાના સ્વરૂપ આકાશમાં રમતો, પણ શરીરરૂપ પૃથ્વીમાં આવેલા મુખકમળને વિકસાવે છે.[1] જેમ પોંયણી ચંદ્રને જોઈ હર્ષ પામેછે. તેમ આંખો આત્માને જોઈ હર્ષ પામેછે.[2] જેમ વર્ષાને જોઈ મયૂર ટૌકા કરે છે, તેમ જ્ઞાનાદિ ગુણરૂપી અમૃતથી ભરેલો આત્મા જ્ઞાનીને જોઈ તેનું મુખ જાણે ટૌકા ન કરતું હોય એમ મધુર સ્વરે વચનોચ્ચાર કરે છે.[3] સ્વગુણ લક્ષ્મીનો ભંડાર પોતામાં ભરેલો નીહાળી જ્ઞાનીનો હાથ સર્વ જીવની રક્ષા કરવાનું કાર્ય કરે છે. તેમ સર્વને શાસનરૂચી કરવા માટે વિહાર કરવા તેના પગને દેશોદેશ મોકલી સર્વનું કલ્યાણ કરાવે છે. આમ સર્વ મન, ઇંદ્રિયો આત્મારૂપી માહારાજને અર્થે પોતપોતાને યોગ્ય એવા શુદ્ધ વ્યવહાર કર્યા કરેછે અને જ્ઞાની તેમાં બીલકુલ લેપાતો નથી.

"લિપ્ત ન થાય કર્મથી"? આત્મશ્રદ્ધાવાન્ જ્ઞાની કર્મથી લેપાતો નથી. કારણકે **જ્ઞાન**માં રહે છે. અને જ્ઞાન એજ એમને આત્મા છે. પરમાં પ્રવેશ કરે, તો વિકલ્પ થાય; પરંતુ જ્ઞાનદશામાં સર્વ વિષયો વિષરૂપ થઈ જાય છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય પણ કહે છે કે, "જ્ઞાનદશા

---

૧ અર્થાત્ નિજાનંદમાં રમનારનું મુખકમળ પણ વિકસ્વર હોય છે.
૨ અર્થાત્ આત્મજ્ઞાનીનાં નેત્રો પણ હર્ષવાન હોય છે.
૩ "મધુર ધ્વની સૂર નર સૂણે."

જે આકરી તેહ ચરણ વિચારો, નિર્વિકલ્પ ઉપયોગમાં નહી કર્મનો ચારો" આકરી જ્ઞાનદશા તે ચારિત્ર; અને તેમાં નિર્વિકલ્પ દશા હોવાશી કર્મની પ્રવૃત્તિ હોતી નથી.

ઉપર લખ્યું છે કે પરમાં પ્રવેશ કરે તો વિકલ્પ થાય. પરંતુ તે પોતામાં નિજ સ્વરૂપમાં રહી વસી મનમાં, તનમાં હૃદયમાં વ્યાપ્ત રહે છે. તેથી તેને મનમાં, તનમાં, હૃદયમાં વ્યાપ્ત હોવા છતાં સ્પર્શ અલિપ્ત રહી શકે છે. અને જો કોઈ એમ કહે કે જ્યારે નિજાનંદમાં રહે છે, તો મન, તન હૃદય, વચન પોતાની ક્રિયા કરતા કેમ માલુમ પડે છે, તેનું ઉત્તર એ છે કે પોતે નિજાનંદમાં પૂર્ણ રહેવાથી આ ત્રિકરણ પણ **આનંદમય** બહાર પ્રગટતાં જણાઇ રહે છે! હૃદયમાં સમતા, મનમાં નિર્મળ વિકસ્વર થતું શુક્લ ધ્યાન, અને વચનમાં અમૃત. કારણ કે મન–તન હૃદય–વચન જેમાં વ્યાપ્ત છે તે નિજાનંદ છે. તે તે મનમાં જ્ઞાનરૂપે હૃદયમાં દર્શનરૂપે તનમાં સુખ કે ચરિત્રરૂપે અને વાણીમાં સરસ્વતિરૂપે પ્રગટે છે. **नमो बम्भिये** પોતાના મુખરૂપ જ્ઞાનાવર્ણવમાંથી મુક્તાફળ લઇ લોક કર્ણમાં પહેરાવે છે. અલિપ્ત એવા સમ્યકત્વવાનના મન, તન, હૃદય વચનમાં નવીન કર્મ કરતા નથી. જુની ક્રિયા કે કર્મનિર્જરાની ક્રિયા કરે છે ને તે પ્રકાશે છે તો, તે અશુભ કે કાળા રંગવાળી નથી. કે લોકને તે શુભ કે ધોળા રંગવાળી દેખાય છે. છતાં તે શુદ્ધ કે સ્ફાટિક જેવીજ રંગરહિત અથવા ખરૂં પુછોતો રંગવાળી એટલે કે એક નવીનજ રંગવાળી કે જેને **શાંત** રંગ કેહેવાય

તેવા રંગ કે રાગવાળી હોય છે. કારણકે તેના જ્ઞાનરૂપ પ્રાસાદમાં, મનરૂપ ગભારામાં અને હૃદયરૂપ સિંહાસનપર અખંડ આનંદરૂપ પરમાત્મા બિરાજે છે. તે અશુભ નથી, શુભ નથી, શુદ્ધ નથી, પણ વિશુદ્ધ છે; અને અક્રિય જ્ઞાની પણ શુદ્ધ વ્યવહારે વ્યવહારમાં વર્ત્તતો દેખાય છે; અને લોકસમુદાયને સાનંદ કરતો નિજાનંદના રસીઆ કરે છે. માટે આવું થવા શું કરવું? તે હવે કહેશે?

માટે કેવા ક્રમથી જ્ઞાની શિવપુરમાં વસે?

**जे समतामां लीन थई, करे अधिक अभ्यास;**
**अखिल कर्म ते क्षय करी, पामे शिवपुर वास ९२.**

**ભાવાર્થ:**—જે જીવ સમતામાં લીન થઈ તેનોજ વિશેષ અભ્યાસ કર્યા કરે, તે અશેષ કર્મનો ક્ષય કરી આનંદમય એવા મોક્ષનગરમાં વસવાનું પામે.

**પરમાર્થ:**—જે જે કર્મ બંધ થાય છે, તે સઘળા મમતાથી એટલે તે કર્મમાં હું અને મારાપણાની ભ્રાંતિના દૃઢ અધ્યાસથીજ. પરંતુ જેણે એ કર્મમાં કે કર્મજનિતમાં હું અને મારાપણાનો ત્યાગ કર્યો છે; તેને **નવીન** કર્મબંધ તો થાયજ શાનો? એટલે કે જ્યારે પૂર્વકર્માનુસારે સુખ આવ્યું ત્યારે તે સુખની રતિમાત્ર પણ નવીન ઇચ્છા કર્યાવિના તે સુખને ભોગવાવા દે. તેમજ પૂર્વે કરેલી **મમતાનાજ** બળે દુઃખ પ્રાપ્ત થયું, તોપણ તે કર્મજનિત છે, એમ જાણી તેને ભોગવાવા દે. પરંતુ આર્તધ્યાન કે હાયવોયમાં ન પડે. આમ કરવાથી પૂર્વનાં કર્મો ભોગવાઇ જાય છે.

સુખ ઉદય આવે કે તેનાપર રાગ ન થવા દેવો, અને દુઃખ ઉદય આવે તો તેનાપર દ્વેષ ન થવા દેવો. આમ અભ્યાસ કર્યા પછી સુખમાંથી ગમતું એટલે રતિને દૂર કરવી; અને દુઃખમાં અણગમતું. એટલે અરતિને દૂર કરવી. આથી પણ પૂર્વનાં શુભ અશુભ-ભોગવાઇ જશે એટલે પૂર્વ કર્મનો ક્ષય થઈ જશે, અને નવીન બંધમાં નહીં પડાય.

વળી એ સુખ દુઃખ ભોગવતો હતો. તે હવેથી હું નહિ. પરંતુ હું તો તે કે જેને સુખ આવ્યું ત્યારે તેનાપર રાગ ન કરનારો અને દુઃખ આવ્યું તેનાપર દ્વેષ ન કરનારો છું. હું તો જે અરાગ, અદ્વેષ ભાવે રહે છે, તેજ હું. એવા પરિણામમાં રહેવું. તેથી શુભ અશુભ ભાવને છોડી શુદ્ધ ભાવમાં રહેવાનું બને છે, અને આત્માને એ સ્વાભાવિક હોવાથી **સમતાભાવ** કહેવાય છે. આ ભાવમાં આવ્યા પછી એ ભાવમાં અહર્નિશ રહેવાનો અભ્યાસ કરવો, એટલે અપૂર્વ સુખનો આસ્વાદ લહ્યા કરવો, તો સર્વ કર્મનો ક્ષય થઈ અનંત આનંદ એવા મોક્ષનગરમાં વસાય.

### સમતા કેમ કરવી ?

પ્રથમ સુખ આવે ત્યારે વિચાર કરવો કે આ સુખ કોઈ શુભ ક્રિયા કરતી વખતે તે મેં કરી એવું મનમાં અભિમાન રાખ્યું હતું. તેથી તે ક્રિયાના પરિણામરૂપે સુખ આવ્યું. પરંતુ સુખ ક્ષણિક છે. એમ સમજવા માગશે તો સમજાશે. માટે ક્ષણિકપણું જણાવાથી તેનાપર રાગ નહી

થાય. અને રાગ નહિ થાય તો સમપરિણામે સુખ ભોગ-
વાઈ જશે. વળી દુઃખ આવે ત્યારે વિચાર કરવો કે આ
કોઇ અશુભ કર્મનું ફલ છે તો અશુભ ક્રિયામાં હુંપણાનું
અભિમાન કર્યું તેથી તે આવ્યું માટે અશુભપણું ક્ષણિક છે.
એમ જાણવું, પણ મુંઝાઈ ન જવું. એ અશુભમાં મન હવેથી
જતાં પ્રવેશ થવા ન દેવો, એટલે જે ભાવે કર્યું હતું તે
ભાવે ભોગવાઇ જશે; અને પોતે ન્યારો રહ્યો તેથી નવીન
અશુભ બંધ નહીં થાય.

**મમતા** જવી તેનું નામજ સમતા. **મમતા** શામાં જવી?
પરમાંથી. પર શું? આ દેહ, અને આ દૃશ્ય જગત. આ
પરમાંથી મમતા કેમ જાય? પ્રમાણિકપણાથી. પ્રમાણિકપણું
કેમ? કારણ કે પુદ્ગલ દ્રવ્યનો આ દેહ અને પુદ્ગલ દ્ર-
વ્યનું આ જગત ને તેની વસ્તુઓ- પુદ્ગલની હોવા છતાં
**લાલન**ના અંતરમાં રહેલું ચેતન પોતાની માને, તેજ અપ્ર-
માણિકપણું માટે પુદ્ગલ દ્રવ્યની ચોરેલી વસ્તુ તેને આપી
દેવી; તેમાં નવાઇ કે કઠિણતા શું? આમ કરવાથી પણ
જેમાં મમતા જવી જોઇએ, ત્યાંથી ખસી પોતે ચૈતન્યદ્રવ્ય
અને તે અખુટ ભંડારમાં રહેલો **જ્ઞાન-દર્શન-આનંદ** આ-
દિમાં ચેતન મમતા કરતો શિખશે. અને તે મમતા તો
કરવી કરવી ને કરવી. કારણ કે એ મમતાથીજ અખીલ
કર્મનો ક્ષય થઇ સમતા બની શિવપુર સુખ પમાયજ છે.
એમ પૂર્વે પામેલા છે, હાલ પામે છે, અને હવે પણ એમજ
પામશે.

"જે સમતામાં લીન થઈ."

સુખ એ સર્વ કોઇને વહાલું છે. તો પછી અખંડ સુખ હોય તે સારૂં કે સુખ પછી દુઃખ આવે તે સારૂં, પ્રથમ કંડુ (દાદર) મળી આવતાં ખજવાળીએ તારે સુખ થાય તે સારૂં? ને પછી પાણી નીકળતાં દુઃખ થાય તે સારૂં? કે ચળ ન આવતાં શરીર સુંવાળું માખણ જેવું હોય અને જ્યારે સ્પર્શ કરીએ ત્યારે આલ્હાદ આપે, તે સારૂં? **લાલનના** ભાઈઓ, બેનો, માતાઓ, અને સકલ માનવ બાંધવો, જ્યારે તમને સુખજ પ્રિય છે, તો શામાટે જેમાં નિરંતર સુખ છે, તેવું સુખ ન લેવું? હવે એ નિરંતર સુખ–શાશ્વત સુખ શેમાં છે? ઉત્તર એ કે પ્રથમતો અખંડ સુખના સાગરરૂપ **સમતામાં.** સમતાનું સુખ સંસારમાં પણ રૂડું છે. વલી સમતા કેવી સરળ છે, કારણ કે, તે પ્રાપ્ત કરવામાં જરા પણ શ્રમ નથી થતો. કારણ કે તે સ્વાભાવિક છે અને મમતા કરવામાં શ્રમ ઘણો છે, માત્ર અનાદિની ટેવથી સરલ થઈ છે. પરંતુ જાતે વિભાવિક છે.

જેમ સાચું બોલવામાં– એટલે જેવું જોયું, સાંભળ્યું. વાંચ્યું, અનુભવ્યું હોય તેવું બોલવામાં કંઇપણ– જરાપણ શ્રમ પડતો નથી. માત્ર ખોટું એટલે જોવું કાંઇ ને બોલવું કાંઇ, વાંચવું કંઇ અનુંભવવું કંઇ, આમ જ્યારે ચેતનને કરવું પડે છે ત્યારે તેને મનમાં આડું અવળું પહેલા ગોઠવવાની મહેનત પડે છે. અને જે વસ્તુ કાંઇ– સાંભલી, જાણી. તેથી ઉલટું કરવામાં તેને હદ વગરનો શ્રમ કરવાના

ખાડામાં ઉતરવું પડે છે. પરંતુ જેવું જોયું, સાંભળ્યું, અનુભવ્યું હોય તેવુંજ બોલવું લખવું. તેમાં કંઇ પણ ગોઠવણની જરૂર પડતી નથી અને મુંઝાવું પણ પડતું નથી.

સમતા તો વળી અખંડ સુખના સાગરરૂપ છે, તેમજ સમતા સેહેલી સરલ છે. કારણ કે એ સ્વાભાવિક છે. જેને બે આંખ છે. તેને એક આંખે જોવું કઠણ લાગે. તેમ જેને સમતારૂપી બન્ને સરખી આંખો છે, તે નિષ્પક્ષપાતપણે જેવું છે તેવુંજ તેને જોવું એ સેહેલામાં સેહેલી વાત હોય છે.

જ્યારે શત્રુ ને મિત્રમાં પણ સરખી દૃષ્ટિ રહે ત્યારે તેને સમતા કહે છે. અને તે આમ રહે. મિત્ર આપણા ગુણને-સુખને બહાર આણે છે અને પુણ્ય ભોગવવામાં મદદ કરે છે. તો તે જોઇ આપણને આલ્હાદ પ્રાપ્ત થશે માટે તેમનો ઉપકાર માનવો. શત્રુ આપણા અવગુણ–કૂકર્મ બહાર આણે છે. કે જેથી આપણે તે દૂર કરવા સરલ પડે, માટે તેમનો પણ ઉપકાર માનવો.

આપણને સદ્‌ગુણનાં આભૂષણ પહેરાવતો હોય એવો મિત્ર જ્યારે સારો છે ત્યારે આપણા અવગુણને ધોનારો આપણને પાપ મળથી નિર્મળ કરનારો સારો નથી? શરીરની સ્વચ્છતા પણ અલંકારના વિભૂષણ પહેલાં જરૂરની નથી? તો શત્રુ અવગુણને ધોઇ દૂર કરે છે. અને મિત્ર ગુણને પ્રીતિની દોરીમાં ગુંથી આપણને પહેરાવે છે.

જે સમતામાં લીન થઈ, કરે અધિક અભ્યાસ.

જે સમતા– અરાગ, અદ્વેષથી બને છે. મિત્રમાં રાગથી

અને શત્રુમાં દ્વેષથી અસમતા બને છે. મિત્રમાં રાગ ન હોય અને શત્રુમાં દ્વેષ ન હોય ત્યારે **સમતા** થઈ એમ સમજાય છે.

સમતા કરવાના અનેક માર્ગમાં, શત્રુ મિત્ર બન્નેને લાભદાયક ગણવાથી સમતા થાય છે. એમ ઉપર દાખવ્યું છે, તેમજ સમતા વિષે શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય અધ્યાત્મસારમાં **સમતા**ધિકારમાં કહે છે કે,—

**दूरे स्वर्गसुखं मुक्ति पदवी सादवीयसी**
**मनः संनिहितं दृष्टं स्पष्टं तु समतासुखं**

અ. સ. ૧૩

અર્થ—સ્વર્ગનું સુખ દૂર છે. વળી મોક્ષપદ તો તેથી પણ દોહલું છે. પરંતુ મનની ઘણુંજ પાંસે આવેલું અને પ્રગટ ( અંહી અને હમણાં ) દેખાતું સુખતો સમતા છે.

**સમતા કેવળ સુખદાયી તો છેજ** એટલુંજ નહિં પરંતુ મહાદુઃખના હેતુ એવા કામ 'ક્રોધ' અને ઉદ્ધતાઇનો નાશ કરે છે.

**दृशोः स्मरविषं शुष्येत् क्रोधतापः क्षयं व्रजेत्**
**औद्धत्यमलनाशः स्यात् समतामृतमज्जनात्**

અ. સ. ૧૪

**ભાવાર્થ**—પોતામાં સમતા આવી કે નહિ. તેની આ એક કસોટી છે. એટલે "સમતારૂપ" અમૃતમાં સ્નાન કરતાંજ આંખમાંથી કામરૂપ ઝેર ઉતરી જાય છે; ક્રોધરૂપી અગ્નિ ઠરી જાય છે, અને ઉદ્ધતાઈરૂપી મેલ ધોવાઈ જાય છે.

**पुरूषकार पवित्र अति, देखे आत्मारूप;**
**ते पवित्र थइ मोक्ष ले, थाय शिवपुर भूप ९३**

ભાવાર્થ—આત્મસ્વરૂપ દેખવામાં અતિ પવિત્ર પુરૂષકારનું કામ છે, અને તે જીવ પવિત્ર એવા મોક્ષને લઈ, શિવપુર એટલે મોક્ષ નગરીનો રાજા થાય.

પરમાર્થ—**पुरूषकार** પવિત્ર થઈ. શરીરવર્તિ જીવ જેવડું શરીર તેવડો છે; અને જીવના પ્રદેશમાં કર્મરૂપી મેલ લાગેલ છે. એ મેલને દૂર કરવાને એટલે પૂર્ણ પવિત્ર પુરૂષના ધ્યાનરૂપી કતકફલની જરૂર છે. એ કતકફલ તે પૂર્ણ પવિત્ર એવા સિદ્ધપરમાત્માનું ધ્યાન, જેમાં કર્મરૂપ મેલનો અંશ નથી. કારણ કે નિજસ્વરૂપને રોકનાર ઘાતી કર્મનો, તેમજ સ્વરૂપનેજ રોકનાર આત્માને આચ્છાદન કરનાર એવા અઘાતી કર્મનો સમ્પૂર્ણ ક્ષય થઈ જઇ કેવલ અતિ નિર્મળ જલના જેવું માત્ર આત્મસ્વરૂપ રહ્યું છે. જો આવી પવિત્રતામાં શિરોમણી સિદ્ધભગવાન છે. તો હવે પૂર્ણ પવિત્ર સિદ્ધ ભગવાનનું ધ્યાન કેમ કરવું ? એ તો નિશ્ચય છે કે જેનું ધ્યાન, તેવા આપણે થઈએ.

સિદ્ધ પરમાત્માના અનંતાનંત ગુણોમાંથી મુખ્ય આઠ ગુણોનું ધ્યાન કરવું એટલે કે આઠ ગુણોસહિત આત્મા કેવો છે તેનો મનથી જેટલો વિચાર થાય તેટલોક રવો.

સિદ્ધ ભગવાનનો પવિત્ર આત્મા તે આત્મરૂપજ છે.

એટલે કેવળ આત્માજ છે. એ આત્મજ્ઞાનરૂપ, દર્શનરૂપ, ચરિત્રરૂપ,[1] વીર્યરૂપ,[2] આનંદરૂપ,[3] અક્ષયસ્થિતિરૂપ. અરૂપીરૂપ, અને અગુરૂલઘુ છે.

આવા પૂર્ણ પવિત્ર સિદ્ધ આત્માનું અભેદ ભાવે ધ્યાન કેમ થાય? એ પ્રશ્ન ઉઠશે.

કારણકે સિદ્ધ ભગવાન પૂર્ણ પવિત્ર અને **લાલન** અપવિત્ર. એ નિષ્કર્મ અને **લાલન** સકર્મ. એ આઠ કર્મ રહિત અને **લાલન** આઠે કર્મ સહિત. આટલો બધો ભેદ જેની સાથે છે, આટલો બધો અંતર જેમની સાથે આવેલો છે, તેનું અભેદ ભાવે ધ્યાન કેમ થાય? એ પ્રશ્નનું ઉત્તર.

પ્રિય વાચક બંધુ- બેનોને, સ્પષ્ટ સમજને માટે જીવની ને આત્માની વ્યાખ્યા આપ્રમાણે હાલ આપવી પડે છે. એટલે કે—

આત્મા, સકર્મ હોય તે જીવ. અને નિષ્કર્મ આત્માજ તે આત્મા, આવી હું સંજ્ઞા બાંધું છું આત્મા અને જીવ એ ભિન્ન વસ્તુ નથી, પરંતુ જ્યાં સૂધી આત્મામાં કર્મ છે ત્યાં લગી જીવ એવું તેનું નામ અને કર્મ ગયાં એટલે આત્મા એવું નામ.

---

(૧) જ્ઞાનદર્શનમાં રમણતા. (૨) પરાક્રમરૂપ. (૩) જે સુખમાં કાંઈ બાધ નથી એટલે અવ્યાબાધ કે આનંદરૂપ જે સુખ વિરૂદ્ધ એવું દુઃખ નથી પરંતુ એકાંત સુખ છે. એટલે આનંદરૂપ છે. રાત્ર દિવસ હોય તેવું નથી., પરંતુ જેમ સૂર્યમાં તેમ એકાંત પ્રકાશ તે એકાંત સુખ છે તેને આપણે આનંદ કહીશું.

હવે આપણે જીવને એવો કલ્પીએ કે તે જળ અને તેમાં કચરો, જળ ભાગ તે આત્માને કચરો તે કર્મ. હવે સિદ્ધ પરમાત્મા પૂર્ણ પવિત્ર કેવલ જળરૂપ જેવા છે. અને આપણે પણ જળરૂપ આત્મા છીએ પણ કચરાના જેવા છીએ તો હું કર્મરૂપ કચરાને મનથી દૂર કરી જે બાકી રહે છે. તે જળરૂપ આત્મા એ આત્મા પૂર્ણ પવિત્ર સિદ્ધનું ધ્યાન[1] કરી શકે. કારણકે સત્તાગતે જીવને સિદ્ધ આત્મા સરખા છે. માટે એ પવિત્ર સિદ્ધ આત્માનું આપણી સત્તાગતરૂપ જે શક્તિ એટલે અપ્રગટ પરંતુ ધ્યાનમાં જણાયું, એવું સ્વરૂપ છે તેવડે સિદ્ધ પરમાત્માનું ધ્યાન કરવું. આમ કરતાં કરતાં જેવા સિદ્ધ પરમાત્મા પવિત્ર છે તેવા પવિત્ર પોતે થવાશે.

પોતાનું નિજસ્વરૂપ દેખાડનાર કેવો છે!

**अशुचि देहथी भिन्न निज, देखे शुद्ध स्वरूप.**
**ते ज्ञाता सौ शास्त्रनो, शिवसुख लहे अनूप. ९४**

**અર્થ**—અશુચિ એટલે અપવિત્ર એવા દેહથી નિજ એવા આત્મા જુદો છે, તે આત્માનું શુદ્ધ સ્વરૂપ કેવું છે તે જે દેખે છે તે સકલ શાસ્ત્રનો જાણનાર છે. એટલુંજ નહીં, પરંતુ અનુપમ એવા મોક્ષ સુખ પણ તેજ મેળવી શકે છે.

**પરમાર્થ**—શરીર અપવિત્ર છે કારણ કે પડણ, સડણ,

---

૧ જુઓ "સવીર્ય ધ્યાનમાં" ભેંસનું સવિકલ્પ અને પછી નિર્વિકલ્પ ધ્યાન કરનાર પટેલનું દૃષ્ટાંત.

વિધ્વંસણરૂપ છે, એટલે પડવું, સડવું, વિનાશ પામવું એવા લક્ષણવાળું છે. વળી આ આપણી ચામડીની અંદર જોઇએ તોપણ અશુચિરૂપજ જણાય છે. કારણ કે તે માંસ, રૂધિર, મજ્જા, હાડકાં, પરૂ, મૂત્ર, વિષ્ટા જેવા દુર્ગંધી પદાર્થોથી ભરેલું છે. એ સર્વ કોઇ ભૂલી ન જનાર તો સારીપેઠે જાણે છે, કે આવા અતિ દુર્ગંધી દેહથી જૂદો તેને જાણનાર નિજ એટલે પોતે, અને પોતે તેજ આત્મા છે, એવું જાણે છે તેજ દેખે છે. કારણ કે જે વસ્તુ આપણને જણાય તેથી આપણે જૂદા—જે દેખાય તેથી આપણે જૂદા. જેમ અશુચિ એવું શરીર આપણે દેખીએ છે, માટે દેખનાર આપણે તેથી જૂદા છીએ. જેમ આ ઘડીઆલ લાલન દેખે છે તેથી લાલન જૂદો છે. આ લાલન એટલે અમુક શરીર, અને મન ઇંદ્રિય તથા કર્મનો સમૂહ તેને પણ હું જાણું છું, માટે તેથી હું એટલે આત્મા ભિન્ન છું. મારૂં સ્વરૂપ એ જ્ઞેય એટલે જાણવાના પદાર્થથી જૂદું છે. એવો હું આત્મા છું. આટલે સુધીનો કંઈક કંઇક આભાસ ઘણાકને થાય છે. અનુભવ પણ થાય છે કે, આ બાલક, યુવાન, પુખ્ત જે થાય છે એ હું નહિં, પણ શરીર. હું તો, શરીર, બાલક, યુવાન પુખ્ત થયું, તેને જાણનાર અને હજુ જાણું છું એવો કાંઇક છું. એટલું જાણવું આરંભમાં ઘણું લાભદાયક છે, કારણ કે જે પોતે નથી એ જણાયું, તો હવે પોતે કોણ છે તેની પૂરી શોધને માટે પ્રવર્તે થવાશે.

પોતાના સ્વરૂપના એટલે જ્ઞાતા એવા આત્માના પણ ત્રણ ભેદ થાય, એટલે અશુભ, શુભ અને શુદ્ધ.

અશુભ એટલે કાળા રંગવાળું, મલિન અધ્યવસાયવાળું, પાપયુક્ત, આવું પોતાને જણાય તો તે કાળાપણું મટાડવા યત્ન કરવું. કાળાપણું તેમાં દ્વેષ, ઇર્ષા; ઇત્યાદિથી હોય છે, તો તે દ્વેષાદિને દૂર કરવા. શુભ સર્વપર મૈત્રીભાવ વગેરે આણવાથી શુભ અધ્યવસાય થાય છે. શુભ અધ્યવસાય એ ધોળા રંગવાળો છે. કોડીઆ કાચ જેવો છે. જેમ આ કોડીઆ સફેદ દૂધ જેવા કાચના ગ્લોબ (ડબામાં) બળતો દીવો ઘરમાં પ્રકાશ આપે છે તેવો શુભ આત્મા છે. પરંતુ જ્યારે ક્રોધની જગાએ ક્ષમા, માનને સ્થાને નમ્રતા, માયાને સ્થળે સરળતા અને લોભને ઠામે સંતોષરૂપી કતકો નાખવામાં આવે, તો શુદ્ધ સમભાવ યુક્ત સ્ફાટિક જેવો આત્મા અનુભવાય એજ શુદ્ધ આત્મા. જેમ કાળાં વાદળાં હોય છતાં તેની પછવાડેના સૂર્યની ઝાંખથી કંઇ સૂર્ય દેખાય, તેમ અશુભ આત્મા પણ ક્રોધાદિ હોય છતાં જણાય. જેમ ધોળા વાદળાંની પછવાડે રહેલા સૂર્યને વિશેષ જાણી શકાય, તેમ મૈત્રી, પ્રમોદ, પ્રસસ્ત રાગાદિ હોય છતાં શુભ આત્મસ્વરૂપ જણાય, પરંતુ કાળાં ધોળાં વાદળાં વગરનો અત્યંત ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ ને સર્વમાં સમભાવથી જે આત્મા દેખાય, તેજ પોતાનું શુદ્ધ આત્મસ્વરૂપ છે, એવું જાણનારજ સકલ શાસ્ત્રનો જ્ઞાતા છે. કારણ કે સકલ શાસ્ત્રોનો જે હેતુ છે,– જે (Soal) ગોલ છે. જે

ઉચ્ચાશય છે. તે આત્મસ્વરૂપ છે. તેજ મહાભાગ પોતાને સમજે છે. વળી જેણે શાસ્ત્ર રચ્યાં છે, રચે છે, તે આત્માનું સ્વરૂપ પોતાના અશુચિ દેહથી ભિન્ન છે. એમ જાણી પછી તેને અશુભ હોય તો શુભ કરે છે, અને શુભ કર્યા પછી શુદ્ધ કરે તેણેજ તે લખેલાં છે, લખે છે અને લખશે. જુઓ તિર્થંકર મહારાજ પોતાના શુદ્ધ ચૈતન્યનેજ પોતે જાણે છે, અને વાણીથી શાસ્ત્રોચ્ચાર કરે છે. જુઓ ગણધર મહારાજ કેવા પવિત્ર છે. અને એ વાણીને ગોઠવી શાસ્ત્ર રચના કરે છે, જુઓ છત્રીશ ગુણેકરી યુક્ત એવા પરમ પવિત્ર આચાર્યો, ઉપાધ્યાયો, સાધુઓ, શ્રીમદ્ આનંદઘન અને જેને અપ્રમત સ્થાને રહી અનુભવનારાઓ એજ જાણે શાસ્ત્ર રચેલાં હોય એમ એઓનાં અનુભવયુક્ત વચનોથી સ્પષ્ટ જણાય છે. માટે જે અશુચિ એવા દેહથી પોતાના આત્માને ભિન્ન જાણી તેને શુભ કરી, શુદ્ધ દશામાં લાવે છે. તેજ પોતાનું ખરૂં સ્વરૂપ શું છે, તે સમજે છે. તે સકલ શાસ્ત્રનો જ્ઞાતા છે, એમ જાણવું એ યથાર્થ વચન છે અને તેજ મોક્ષનાં સુખ પણ પામી શકે છે. કારણ કે દેહ અને વિષયમાં હું ને મારૂં કરવું તેજ સંસાર ને એ દેહનો જ્ઞાતા આત્મા તેજ હું અને પછી તેમાં રહેલાં ક્રોધાદિથી પોતાને વિયુક્ત કરી પોતાના શુદ્ધ સ્વરૂપને પોતે જાણવું. એજ મોક્ષે પોહોચાડનાર.

આ સંસારરૂપ સાગરમાં જીવ કષાયાદિ યુક્ત હોય, ત્યારે માટી વળગેલા તુંબડા જેવો છે ને તેમાં તેને ક્ષમાદિ

રૂપ પાણીની છાંટ લાગે તો તે વિશુદ્ધ થાય અને ઉપર-આવે, તેમ તુંબડાની પેઠે જીવ પણ સંસારની ઉપર સિદ્ધ સ્થાને ચડે છે.

શિવપુરરાવ શાસ્ત્રજ્ઞ પણ ન થાય !

**स्वरूप रूपथी अज्ञजन, जे न तजे परभाव;**
**जाणे कदी सौ शास्त्र पण, थाय न शिवपुर राव. ९५**

અર્થ–સ્વ એટલે આત્મા, અને પર એટલે આ દેહ અને વિષયો તે જગત્ એવું, જે જાણતો નથી તે પરવસ્તુને તજે નહિ અને પરવસ્તુને તજ્યાવિના કદાચ સેંકડો શાસ્ત્ર યા બધાં શાસ્ત્રોભણે જાણે તોપણ મોક્ષ નગરનું રાજ્ય લેવાને સમર્થ થાય નહિ.

પરમાર્થ–પોતે કોણ અને આ પર જે દૃશ્ય છે તે શું એવું ભેદ જ્ઞાન યથાર્થ જેને ન હોય તેવાં બિચારાં અજ્ઞાની માણસ પરવસ્તુને તજે નહિ, કારણ કે પર શું તે તેને ખબરજ નથી. અને પરવસ્તુ જે નાશવંત છે તેને છોડ્યા વિના કદાચ જીવતો ફોનાગ્રાફ (Phonograph) ની માફક શાસ્ત્ર ભણે તેથી તેને કંઈ મોક્ષ નગરનું રાજ્ય મળે નહિ.

સ્પષ્ટીકરણ–હું આત્મા છું એવું શબ્દોચ્ચારણ કરવું તેટલુંજ બસ નથી. પરંતુ મારા શરીરમાં રહી મુખદ્વારાએ શબ્દ ઉચ્ચાર કરવાનું પ્રયત્ન અંદર રહી કોણ કરે છે. એ વચન વર્ગણાના પુદ્ગલ કોણ એકત્ર કરી વિસ્તારે છે. તેને જાણવો જોઇએ. અને તેને જાણીને પૂર્વ દુહામાં કહ્યું તેમ વિશુદ્ધ કરવો જોઇએ. તે વિશુદ્ધ કેમ થાય? કે પરવસ્તુના

ત્યાગથી; પરવસ્તુ શી? પુદ્ગલાદિ તેનો ત્યાગ કરે, તો શુદ્ધ આત્મવસ્તુ અનુભવે, કારણ કે મોક્ષ નગરમાં શુદ્ધ આત્માજ રાજ્ય કરી રહે છે. તે આત્માજ જ્ઞાનમય, દર્શનમય, ચારિત્રમય, વીર્યમય, તપમય, ઉપયોગમય, એમ અનંતગુણો પૂર્ણસ્વરૂપે અનુભવાય છે.

અનંત સુખ કોણ પામે?

**तजी कल्पना जाळ सौ, परम समाधिवंत;**
**आतम ध्याने लीन थई, पामे सुख अनंत. ९६**

અર્થ—સર્વ કલ્પનાની જાળ છોડી પરમ સમાધિમાં રહિને આત્મમાં લીન થવાથી અનંત સુખને પામે છે.

**પરમાર્થ—તજી કલ્પનાજાળ સૌ** હું લાલન, એમ સ્ફુરવું એ કલ્પનાને બાદ આરંભ, અને લાલન એવા પરવસ્તુના પુદ્ગલના પદાર્થને હું માનવાનો આરંભ થયો કે કલ્પના જુઓ આમે ચાલે છે. એ લાલનની માતા, પિતા, સ્ત્રી, પુત્ર, પુત્રી, ઘર, ધન, સગાં, વહાલાં, દેશી, વિદેશી, વીગેરે એ કલ્પનાના તારા ચાલ્યા જાય એટલુંજ નહિ પરંતુ મારૂં ગામ, મારો દેશ, મારૂં જગત્, મારૂં વિશ્વ, મારૂં ત્રિલોક એમ થતું જાય છે. પરંતુ એ લાલનથી માંડી અને આ ત્રિલોક એ સર્વ પુદ્ગલનું છે. હું દેહ લાલન નથી, એ લાલન તો પર પદાર્થ છે એમ પ્રથમ તાર જેમાંથી ઉપર

લખેલા મારા, સગા, મારા દેશ વગરેના તારા નિકળ્યા તે પ્રથમજ તોડી નાંખ. હું લાલન છું એવી હુંમાં કલ્પના ન કર. હું તો હું આમ થતાંજ, મન, **પરમ સમાધિવંત** પરમ સમાધ પામે છે. કારણુ મનરૂપ માનસ સરોવરમાં હું લાલન (એટલે દેહ) એવી કલ્પના વડે એક પછી એક એવા કલ્લોલો ઉઠતા હતા. જેમ સરોવરમાં જરા પથ્થરનો કટકો નાંખ્યો કે ગોળ ગોળ, વમળ થયાજ કરે, અને તે વમળો છેક સરોવરના કિનારા સુધી પહોંચ્યા વિના રહે નહિ, તેમ આ હું **લાલન** એ મનરૂપી સરોવરમાં કલ્પના થઈ, તેના કલ્લોલ ચૌદરાજ લોકસુધી સર્વ દિશા, વિદશા ઉર્ધ્વ, અધોમાં, વ્યાપ્ત થઈ જાય. માટે હું લાલન (એટલે દેહ) જે દેહ તો પુદ્ગલ છે તે નહિ, એ કરતાં જો એ કલ્પનાના કલ્લોલો ચૌદરાજ લોકમાં ફેલાય છે. તે શાંત થઇ જશે, અને એ શાંત થતાં ભૂમધ્ય સમુદ્રની પેઠે શાંત મન થતાં, પૌદગલ એ ભ્રાંતિ જતાંજ જ્ઞાનસ્વરૂપ એવો આત્મા લોક અને અલોકમાં પ્રકાશી રહ્યો જણાઇ જશે. માત્ર નહિ દેખાવાનું કારણુજ એ કે આ માનસ સરોવરનું જલ કલ્પનાવડે હાલતું હતું, અને એ કલ્પનાને રજા દીધી કે તેનાં મનોજલમાં પ્રકાશમય બિંબ પડી રહે છે. અને એ બિંબ પ્રથમ શાંત થતા જલમાં દેખાયું, કે જેનું એ બિંબ છે. તે હું છું **सः** તેજ **अहम्** થઈ રહે છે **सोहं** રૂપ બને છે. પછી.

"આતમ ધ્યાને લીન થઈ"

આત્મમાંજ આત્મા એમ થતાં, વસ્તુ માત્રનાં સામાન્ય સ્વરૂપોને વિશેષ સ્વરૂપો જે થયા કરે છે. તે ઉભયને ભેદનારી જે આત્મજ્યોતિ, તે તે ઉપયોગની અપેક્ષાએ દર્શનરૂપ, જ્ઞાનરૂપ, અને

"પામે સુખ અનંત"

અને અનંત સુખમય કે અવ્યાબાધ સુખસ્વરૂપ, કે અનંત આનંદરૂપને પોતે પ્રાપ્ત કરે છે.

ચાર પ્રકારના પિંડસ્થાદિ ધ્યાન.

**छे पिंडस्थ पदस्थ, रूपस्थ ने रूपातीत,**
**जिनभाषित ए ध्यान सौ, ध्यावो एके चीत. ९७**

અર્થ–ધ્યાન ચાર પ્રકારનાં શ્રી જિનેશ્વર ભગવાને કહ્યાં છે. અને તે આ પ્રકારે છે. પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ, અને રૂપાતીત. માટે એ ચારે ધ્યાનોવડે એક ચિત થઈ પોતાના આત્મસ્વરૂપને જુઓ, ધ્યાવો.

પરમાર્થ–ધ્યાનના ચાર પ્રકાર એ પિંડસ્થ, પદસ્થ, રૂપ-સ્થ, અને રૂપાતીત એમ છે. આ ધ્યાનસ્વરૂપ મારા તમારા ગુરૂરત્ન શ્રી હેમચંદ્રાચાર્ય પોતાના યોગશાસ્ત્રના સાતમા, આઠમા, નવમા અને દશમા પ્રકાશમાં બહુજ સુંદર રીતે આપે છે. વળી આપણા શ્રાવક સમુદાયમાં બ-હુશ્રુત એવા અને પ્રભુશ્રી મુનિસૂવ્રત મહારાજની છાયામાં રહેનારા ભાઈ અનુપમભાઇ મલુકચંદકૃત પ્રશ્નોત્તર ચિં-તામણિમાં પણ એ ચારે ધ્યાનનું સ્વરૂપ આપેલું છે. માટે લાલન માત્ર એટલો હવાલોજ આપે છે કે ત્યાંથી લાલન-

ના બંધુઓએ, બેનોએ વાંચી, વિચારી, લેવાં અહિંતો, એ ચારે ધ્યાન પોતાપર કેવી રીતે લગાડવાં તેનું કાંઇક સ્વરૂપ શબ્દાર્થ પ્રમાણેજ લખવા લાલન યત્ન કરે છે.

**पिंडस्थ**–આ પિંડ શરીર જેને આપણે લાલન કહીએ છીએ તે કોણ છે. આ ચૌદરાજ લોકની સકલ વસ્તુઓ છોડી, માત્ર એ લાલન કોણ એવોજ વિચાર કરીએ, પછી તેમાં સ્થિર રહેતાં, રહેતાં, રહેતાં, રહેતાં, એવું જણાશે કે ઉદારિક, તેજસ, અને કાર્મણ પુદ્ગલનો માત્ર પુંજ છે. અને તે પુંજને ભ્રાંતિથી જીવ હું છું, એમ માની લીધું છે. માટે પોતાથી અત્યંત જૂદાં દેખાતાં આ ત્રણે શરીરથી હુંભાવ નીકળતાં બીજા ધ્યાનપર અવાય છે. કારણ કે લાલન એવા દેહના વિચારને છોડતાં લાલન એવો શબ્દ છું. તે વિચાર ધ્યાનસ્થ થાય છે. એટલે કે લાલન એ પદનું ધ્યાન થવા લાગે છે. લાલન શબ્દનો અર્થ ચૈતન્ય થાય છે. જીવ થાય છે. પરંતુ એ તો લાલન, લાલન, લાલન, એ મંત્ર જાપ કરવા કરવા લાગે છે. એવો જલ્પ ચલાવ્યા કરે છે. એમ વાચક જાપ સાંભળે તેવો કરતાં કરતાં એટલો ધીમો થઇ જાય છે કે પોતેજ એ લાલન એવો શબ્દ સાંભળે છે, એટલે ઉપાંસુ નામના જાપના ભેદ ઉપર આવે છે, પછી મુખની અંદર જીવ હાલ્યા વગર કેવલ મનથીજ લાલન એમ ચિંતવાય છે. તેને માનસ જાપ કહે છે. ત્યાર બાદ મનમાં એ જાપ કરતાં કરતાં મન હળવે હળવે શાંત થાય છે. એટલે જાપ પણ એવો થઈ જાય છે કે લાલન

માત્ર ભાનરૂપજ જણાય છે. કહ્યું છે. કે કર્મસમૂહ ( નામ કર્મરૂપ ) એને ધ્યાન જાપ કહે છે. આમ ચારે જાપ કરતાં પદસ્થ ધ્યાનને અંતે આવતાંજ. લાલન એટલે ચૈતન્ય કે જીવ એમ અનુભવાય છે અને એ જીવ ( વાચક હવે લાલન દેહ કે લાલન એવા વચન વર્ગણાના પુદ્ગલરૂપ નથી ) શું, એ જીવનું સ્વરૂપ શું. એમ ધ્યાવવું, તે રૂપસ્થ ધ્યાન છે. જીવ આ ધ્યાનમાં કષાય આવિરીતે,યોગ, અને મિથ્યાત્વથી કર્મ બાંધતો જણાય છે; તેમાંથી પોતાનું મમત્વ છોડી દઇ મનોવર્ગણાથી ક્રિયા થતી હતી, તેમાંથી પોતાપણું કાઢી નાંખી તેમજ તેવી ક્રિયાને બંધ કરે છે. કષાયનો ત્યાગ કરે છે. અને વિરતિમાં આવે છે. એટલે ઝળહળ ઝળહળ જ્યોતિ દર્શન થવા લાગે છે. જીવ નિર્મળતા પામતો, પામતો, હલકો ફુલ થતો ઉપર ચડતો માલૂમ પડે છે અને એમ કરતાં જીવના સ્વરૂપનું **ભાન** યથાસ્થિત થતાં, હવે એને શુદ્ધ સ્વરૂપ કહે છે. તેના ધ્યાનમાં ઉતરે છે. એને શુદ્ધ સ્વરૂપ એ જ્ઞાન, દર્શન, સુખ વીર્ય તેજ શુદ્ધ ચૈતન્ય હું એમ અનુભવાય છે. તે હું, એટલે આ કલમ એ હું નહિ, પરંતુ કમલ એવું જ્ઞાન તે હું વગરે થતાં રૂપાતીત, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ સિદ્ધ ભગવાન પ્રમાણે છે તેજ મારૂં ખરૂં સ્વરૂપ છે અને પછી તે મદમાં સ્થિત રહે છે. એટલે બાકી રહેલા ભાવ કર્મની પણ નિર્જરા થતાં મોક્ષ પામે છે.

આ રૂપાતીત ધ્યાન થતાં, સિદ્ધ ભગવાનનું સ્વરૂપ બહુ

ઉપકારક છે. અર્થાત્ સિદ્ધ ભગવાનમાં આઠે ગુણુ પોતાને લાગુ પડે છે. એ આઠ ગુણુ આઠ કર્મ રહિત આત્માની સ્થિતિ છે. અને તે આમ છે. એટલે હું જ્ઞાન[1] છું. દર્શન[2] છું ચરિત્ર[3] છું, વીર્ય[4] છું, આનંદ[5] છું, સાદિ અનંત[6] છું, અરૂપ[7] છું, અને *અગુરૂ લઘુ [8]છું.

કઈ સામાયક ભવનો પાર પમાડે છે?

**सर्व जीव छे ज्ञानमय, जाणे समता धार;**
**ते सामायक जिन करे, प्रगट करे भवपार. ९८**

**અર્થ**—(હે આત્મન્) જે જીવ પોતે સમતા ભાવ રાખી. સર્વ જીવને જ્ઞાન સ્વરૂપ જાણે છે. તેનેજ શ્રી જિનેંદ્ર ભ-

---

* અગુરૂ લઘુ આત્માને કહેવાનું કારણુ કે ગુરૂ લઘુ સાપેક્ષ છે. એટલે કે લાલનની એક આંગળીની વીંટી લઘુ એટલે નાની છે. તે બીજી આંગળીની વીંટી કરતાં, તેમ બીજી આંગળીની વીંટી, ગુરૂ એટલે મોટી તે પહેલી આંગળીની વીંટી કરતાં એ સુવર્ણુના એટલે રૂપી પદાર્થનાં નાના મોટાપણું હોવાથી લઘુ ગુરૂ કહેવાય છે. પરંતુ આ તો અરૂપી છે તો કેમ લઘુ કેમ ગુરૂ કહેવાય જેને બીજી ઉપમા અપાય નહી, તો કોનાથી મોટો નાનો કહી શકાય. એવો એક અખંડ પૂર્ણુ સ્વરૂપ છે. સોનાના બે ભાગ પડયા ને એક નાની ને બીજી મોટી વીંટી થઈ તેમ થતું નથી. તે તો એકજ પૂર્ણુ સ્વરૂપે રહે છે. અને નાના ઉપયોગે. જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય, ઇત્યાદિ કહેવાય છે. જે એકજ માણુસ, બાપ, બેટો, પતિ, કાકો ઇત્યાદિ એકજ કાળે હોઇ શકે છે તેમ—

ગવાન સમાયક કહે છે. અને એવોજ સામાયક ભવનો પાર પ્રગટપણે પમાડે છે.

પરમાર્થ—હે આત્મન્, સર્વ જીવપર સમતા રાખવી. કોઇની કોઇ પણ પ્રકારે વિરોધતા ન કરવી. એજ સામાયક છે. અને એવી સામાયકજ ભવ પાર પમાડે છે. કારણ કે, એ સામાયક સર્વ જીવને જ્ઞાનમય જાણી શકે છે.

જીવ શબ્દનો અર્થજ જ્ઞાન છે.

જે કંઈ સર્વનો તનમંદિરમાં જીવે છે. તે જ્ઞાન છે. માટે સર્વ જીવો બીજું કંઇ નહિ. પણ જ્ઞાનજ છે. જે જ્ઞાન છે તેજ જ્ઞાની છે. જેમ સુવર્ણ છે. તેજ વિંટી રૂપ બન્યું છે. માટે સર્વ જીવ જ્ઞાની છે. જ્ઞાની ન હોય તો જડજ હોવા જોઇએ. પરંતુ તેમ નથી. સર્વ જાણતા માલૂમ પડે છે. હા, અલબત કોઈ જ્ઞાની, કોઈ વિશેષ જ્ઞાની, કોઇ તેથી વિશેષ જ્ઞાની. એમ વ્યવહારે કહેવાય. પરંતુ જીવને અજ્ઞાની કહેવું એ અસુંદર છે.

નિશ્ચય નયે તો જ્ઞાન તેજ જીવ છે. માટે સર્વ જીવો જ્ઞાનસ્વરૂપ છે. પરંતુ વ્યવહારે એટલું નિશ્ચય સોનું. વીંટી થતાં એક જ્ઞાની કરતાં બીજો જ્ઞાની વિશેષ કહેવાય. જેમ એક વીંટી કરતાં બીજી વીંટી મોટી વધારે વિસ્તારવાળી હોય.

હવે જ્ઞાન તે શું? જાણવું જેમ સૂર્યમાં એકાંત પ્રકાશજ છે. જેમ પૃથ્વીપર અંધારૂં અજવાળું છે. તેમ નહિ પરંતુ સતત પ્રકાશ. તેમ જીવ એકાંત જ્ઞાન છે. બહિરાત્મામાં

જેમ જ્ઞાની, અજ્ઞાની કહેવાય છે. તેમ નહિ. હવે એવો નિશ્ચય નયે, જ્ઞાન, અને વ્યવહારે જ્ઞાની જીવ કોને જણાય છે. જેને સમતારૂપ સામાયક છે. તેને આત્મમાં કાંઇ પણ વસ્તુની યથાર્થ સ્વરૂપ જ્યાંસૂધી સ્થીરતા ન હોય ત્યાંસુધી પડતું નથી. માટે આત્માને સ્થિર રાખતાં વસ્તુ બરોબર દેખાઇ રહે છે. એટલે સમતા થાય છે. વિરૂપતા વિષમતા જતી રહે છે. એવી સમતા તેજ સામાયક. તેજ વિશેષ કાંઇ સ્થીર થતાં ભવ સાગર તારી મોક્ષે પહોચાડે છે.

સમતાથી કાંઇ સર્વ જોવાય.

તેનાં ઉદાહરણ—નાના પ્રકારની લોકની ક્રિઆઓ લ્યઇ. તેમાંથી એ ક્રિયાનું મૂળ કારણ શું તે જોવું, એટલે બન્ને જગોએ સમય દેખાશે. જેમકે, બ્રાહ્મણો ગંગા સ્નાન કરે, જૈનો શેત્રુંજી સ્નાન કરે, અને ક્રિશ્ચિયનો આઇસમાં અથવા ફૂવારાપર સ્નાન કરે. આમ કરવામાં આ ત્રણ પ્રકારના જીવોના આંતર હેતુ શું છે. તે જોશો તો પવિત્ર થવુંજ છે અને પવિત્ર થશું. એવી શ્રદ્ધા. ત્રણે પ્રકારના જીવોને છે. આમ પવિત્ર થવાની ક્રિયા વિવિધ સ્થળે પદર્શિત કરે છે. હવે જીવને પવિત્ર થવાની ઇચ્છા સ્વાભાવિક છે અને એ ઇચ્છા સર્વે એકજ રીતે પ્રકાશો. એ બનવું લાલનને તો દુઃશક લાગે છે. બધા એકજ સરખી પાઘડી, અંગરખાં પહેરે. બધા એકજ સરખી વીંટીઓ પહેરે એમ કેમ થઇ શકે.

વ્યવહારમાં પ્રથમ તો બધા એક સરખા ચેહેરાવાલા આપણે હોઇયે, તો આપણી બાઇડીઓ બિચારી પોતાના

ધણીને, અને આપણે બધી સરખી બૈરીઓમાં પોતાની કઈ સ્ત્રી હોય, એ કેમ ઓળખીએ. અને લાલનને એ વિચિત્રતા વિવિધતા. વ્યવહારે સુખદાઈ લાગે છે. માત્ર તેમાં વિરોધ ન જોઇએ. હવે વિરોધ કેમ મટે, તેનો ઉપાય એજ કે, જુદી જુદી ક્રિયાનું સામાન્ય તત્ત્વ શું છે. તે પ્રથમ જોવું. એટલે ગંગા સ્નાન. બીજું શેત્રુંજી સ્થાન. ત્રીજું ફાઉન્ટન સ્નાન એ ત્રણેમાં પવિત્રતા, એ સામાન્ય વાત છે. તો ભલે પછી તે પવિત્રતારૂપ સુવર્ણના જુદા (જુદા અલંકારો) બતાવે. આટલા માટેજ વસ્તુ જેમ કે, (પવિત્રતાએ સર્વ અનેક નયમયી છે.) એમ જૈનધર્મ કહે છે.

વલી બ્રાહ્મણો એમ કહે છે ગંગાથી પવિત્ર થવાય છે. તો તે સત્ય છે. કારણ કે ગંગાજલના ગુણોથીજ તે માહિતગાર છે. તો અલબત તે ગુણોનો તેને લાભજ થાય છે.

તેમજ શ્રાવક શેત્રુંજીના ગુણોથી જાણીતો છે, માટે જે ગુણોનું જ્ઞાન છે. તે ગુણોની પ્રાપ્તિનો યત્ન તે ગુણોના સ્થાનમાં કહે છે.

તેમજ મારાં સર્વ માનવ બંધુઓમાં ક્રિશ્ચિયનનો પણ આવે છે. તો તે પણ ફાઉન્ટન સ્નાન કરે છે. ને તેના ગુણોથી વાકેફ થઈ પૂર્ણ શ્રદ્ધાથી પવિત્ર થવાની ક્રિયા કરે છે; તો તેઓનું પણ તેમની ભાવનાનું ફળ થાય છે.

### સમતાનું બીજું ઉદાહરણ—મંદિરનું સન્માન.

હિંદુઓ–મુસલમાનો, પોતાના ધર્મ સ્થાનનું માન જાળવવા, જોડા કાઢી નાંખે છે, અને ઇંગ્રેજો ટોપી ઉતારે છે

અહીંયાં પણ ધર્મ તરફના સન્માનને લીધે લાલનના સર્વ માનવ બંધુઓ કરતાં જણાય છે.

### સમતા થવાનો પ્રયોગ.

સમતા થવી સેહેલી છે. જો આપણે વિવાદ મૂકી સંવાદ કરવાની રીતિ પકડીએ, તો સમતા થાય.

### સામાયાક ચારિત્ર કહું.

**रागद्वेष बे त्यागीने, धारे समता भाव.**
**सामायाक चारित्र ते, कहे जिनवर मुनिराव.९९**

અર્થ–રાગદ્વેષને છોડી જે જીવ સમતા ભાવ ધારણ કરે છે. તેને મુનિઓના રાજા શ્રી જિનેશ્વર ભગવાન સામાયાક ચારિત્ર કહે છે.

પરમાર્થ–ઓહો લાલન બાંધવો, એક બે ઘડી પણ, પર વસ્તુમાં ગમતું અણગમતું, રાગદ્વેષ તજી પોતાના નિજ સ્વરૂપમાં રહેવાનો યત્ન કરશો, તો એવી સમતા બની રહેશે કે તે સામાયક ચારિત્ર કહેવાશે.

રાગ પર વસ્તુમાં થાય છે. દ્વેષ પણ પર વસ્તુપર થાય છે. આ જગતમાં ગમતા વિષયોપર રાગ અને અણગમતા પર દ્વેષ તેમજ શરીર અને શરીરને અનુકૂળ હોય તેના-પર રાગ પ્રતિકૂળ લાગે તેનાપર દ્વેષ માટે આ વિષયો-જીત અને આ શરીરાદિ દશ્ય જે પર વસ્તુ છે. તેને જા-ણનાર કોણ છે. તેનાપર મન લગાડ એટલે સમતા થશે, કારણ કે જ્ઞાનમાં તો જાણવું એજ છે. ને તું તો તેનો

જ્ઞાતા છે. એજ સામાયક ચારિત્ર છે. તેવું થોડે થોડે રાખી નિરંતર કરતો પછી ચારિત્રમાંજ રહેવાય એવું શ્રી જિનેશ્વર ભગવાન પોતેજ કહે છે.

છેદોપસ્થાન ચારિત્ર.

**हिंसादिक तजी निजरमे, चारित्र बीजुं तेह.**
**छेदोपस्थानक कह्युं, शिवसुख कारण एह. १००**

અર્થ-હિંસા જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ તજી પોતાના સ્વરૂપમાં જે રમાડે છે. તે બીજું છેદોપસ્થાન ચારિત્ર છે, અને તે મોક્ષના સુખનું કારણ છે.

પરમાર્થ—હે આત્મન્! તું સકલ જીવની હિંસાને બદલે રક્ષા કર. એ સકલ જીવમાં તું પણ આવેલો હોવાથી સર્વસ્વ રક્ષા થશે. તેમ અસત્ય છોડી સત્ય, ચોરી છોડી, પ્રમાણિક અને અબ્રહ્મ છોડી. બ્રહ્મચર્ય. અને પરિગ્રહ ત્યાગી, સંતોષી થા. તો તું હિંસા, અસત્ય. ચોરી, મૈથુન, પરિગ્રહનો ત્યાગ કરી, નિજરૂપમાં રમતાં શીખીશ. અને નિજરૂપમાં રમણુતા તેજ શિવસુખનું કારણુ છે.

જુઓ આત્મા જો પરને મુકી, પોતાને જુએ. તો પોતાની રક્ષા કેવી બની રહે, પોતાનાં જ્ઞાન સ્વાભાવમાંજ કેવી સુંદર રીતે બોલી શકાય છે નિજ ગુણુના ભંડારમાં રહેવાથી કેવું અસ્તેય જળવાઈ રહે છે. જે ગુણોનો આ ભોગે કેવા આનંદ પૂર્વક, બ્રહ્મચર્ય સેવાય. અને નિજ ગુણુની સંપત્તિથી કેવો સંતોષ આવી ઉભો રહે છે! આમ

નિજ ગુણુની રક્ષા કરો, નિજ ગુણુનું વરવું, નિજ ગુણુનું લેવું, નિજ ગુણુનો આસ્વાદ, અને એ ગુણુમાં સંતોષ હોવાથી, આત્મા ચડી થોડા સમયમાંજ મોક્ષ સુખ પ્રાપ્ત કરે, એ શું આશ્ચર્યકારક નથી ! પૂર્ણપણે, નિજ ગુણુમાં રમવું તેજ મોક્ષ સુખ છે. માટે હાલ જેટલી નિજગુણુ રમણુતા થાય, તેટલી કરવી.

પરિહાર વિશુદ્ધિ ચારિત્ર.

**जे मिथ्या मल तजी धरे, सम्यग् दर्शन शुद्ध.**
**ते परिहार विशुद्धि ले, पामे शिवसुख बुद्ध.१०१**

અર્થ—જેમાં મિથ્યાત્વરૂપ મલ તજી, શુદ્ધ સમ્યક્ત્વ દર્શન અંગિકાર કરાય છે, પરિહાર વિશુદ્ધિ નામનું ચારિત્ર છે, અને તેને ધરનાર બુદ્ધ અર્થાત્ ડાહ્યો પુરૂષ શિવસુખ પ્રાપ્ત કરે છે.

પરમાર્થ—જે મિથ્યા તત્ત્વરૂપી મેલને તજી, શુદ્ધ સમ્યક્ દર્શનને ગ્રહણુ કરે છે, તેને પરિહારવિશુદ્ધિ નામનું ચારિત્ર કહે છે.

**तत्वार्थ श्रद्धानं सम्यग्दर्शनम्**

( તત્ત્વાર્થસૂત્ર ) તત્ત્વાર્થમાં શ્રદ્ધા તે સમ્યક્ દર્શન. તું તત્ત્વ બે છે. જીવ અને અજીવ. વળી તેનો વધારે વીસ્તાર કરી એનાં જીવ અજીવ આશ્રવ સંવર નીર્જરા બંધ અને મોક્ષ એમ સાત થાય. પણુ આ સાતમાં પુણ્ય

અને પાપ ઉમેરીયે તો વળી નવ થાય. એ સાત કે નવ તત્વને જાણવા, સમજવા, અને સમજ પૂર્વક શ્રદ્ધા રાખવી, તે સમ્યક્ દર્શન છે અને એવું સમ્યક્ દર્શન તે શિવસુખ આપનારૂં છે.

અનંતાનુબંધી, ક્રોધ, માન, માયા, અને લોભ. તેમજ મિથ્યાત્વ મોહિની, મિશ્ર મોહિની અને સમ્યક્ત્વ મોહિની એમ સાત પ્રકૃતિનો વિચ્છેદ કરવો, તે સમ્યક્ દર્શન બીજી રીતે છે.

સૂક્ષ્મસંપરાય ચારિત્ર કોને કહે છે?

**सूक्ष्म लोभना नाशथी, थाय शुद्ध परिणाम;**
**ते सूक्ष्म संपराय छे, चारित्र सुखनुं धाम. १०२**

અર્થ—સ્વજંલના લોભનો પણ જ્યાં નાશ થઈ શુદ્ધ પરિણામ જ્યાં ઉપજે છે, તે સૂક્ષ્મ સંપરાય નામે ચારિત્ર છે, તે સુખનું સ્થાન છે.

પરમાર્થ—દશમે ગુણ સ્થાનકે પરવસ્તુમાંથી પૂર્ણ અનાદિ નીકલી કેવળ આત્મસ્વરૂપમાં કહેવાય છે. કોઈ પણ પરવસ્તુ પ્રાપ્તિનો લોભ રહેતો નથી. એટલે પરિણામ વિશુદ્ધ થાય છે. તે વિશુદ્ધ પરિણામને સૂક્ષ્મસંપરાય નામનું ચારિત્ર કહે છે, અને તેવાં પરવસ્તુકૃત આંદાલન હાલ, ન હોવાથી પરમ શાંતિરૂપ તે સુખનું સ્થાનજ ખરેખર થઇ રહે છે.

વ્યવહારથી. અને નીશ્ચયથી પંચ પરમેષ્ઠી કોણ છે ?

**अरिहंत सिद्ध आचार्यने, उपाध्याय मुनिराज;**
**पंचपद व्यवहारथी, निश्चये आत्मामांज १०२**

અર્થ—અરિહંત ભગવાન, સિદ્ધ ભગવાન. એ વ્યવહારથી દેવ, આચાર્ય મહારાજ, ઉપાધ્યાય મહારાજ, અને સાધુ મહારાજ, એ વ્યવહારથી ગુરૂ, એમ એ પાંચેપદ વ્યવહારથી આપણા દેવ ગુરૂ છે, અને આત્મા તો આપણો નિશ્ચયથી દેવ પણ છે, અને ગુરૂ પણ છે.

પરમાર્થ—પ્રથમ વ્યવહાર છે, તે નિશ્ચયનું કારણ છે એમ સમજવું. જેમ આંક છે તે હિસાબો ગણતાં આવડવાનું કારણ છે. માટે વ્યવહાર રીતે એ આપણો અરિહંત ભગવાન, સિદ્ધ ભગવાન, આચાર્ય મહારાજ, ઉપાધ્યાય મહારાજ, અને સાધુ મહારાજ. જે આપણા દેવ ગુરૂ છે, તેને કેમ યથાર્થ સમજીએ, અને પછી આપણે આપણી અરિહંતાદિક ઋદ્ધિ સાથે સરખાવીએ, કારણ કે જે એમની પ્રગટ ઋદ્ધિ છે તેજ આપણી પ્રચ્છન્ન ગુપ્ત કે આંતરિક ઋદ્ધિ છે. માટે પ્રથમ તો એમ સમજવું કે કોઇએ આપણા જેવા આત્માજ હતા. તે હાલ અરિહંત ભગવાન, સિદ્ધ ભગવાન, આચાર્ય મહારાજ, ઉપાધ્યાય મહારાજ કે સાધુ મહારાજ થયા છે. તો આપણે પણ આત્મા છીએ તો અરિહંત આદિ થવાનું આપણું સામર્થ્ય છે. જે ગુપ્ત છે તેને ફોરવીએ તો, તેવાજ થઈ શકીએ. વળી જ્યારે જ્યારે આપણે એ અરિહંતાદિને દર્શન, વંદન, નમન, કરીએ

છીએ ત્યારે ખરૂં પુછોતો આપણા પોતામાંજ રહેલા ગુપ્ત ગુણોનું અનુકરણ કરીએ છીએ, અને જેમ જેમ અરિહંતાદિના ગુણોનું વર્ણન આપણે કરીએ છીએ, તેમ તેમ આપણા બીડાએલા પુષ્પના જેવા ગુણો તે અરિહંતાદિ ભગવાનના, સૂર્ય જેવા પ્રકાશમય ગુણોથી, ખીલતા હોય તેમ જણાય છે, અને જો અરિહંતાદિ પંચપદના એકસો આઠે ગુણો, જે આત્મામાં પ્રગટ, થવાથી જે અરિહંતાદિ થયા, તેવોજ આત્મા આપણો પોતાનો છે. તેમ જોઇ જ્યારે ધ્યાનદ્વારા આપણા આત્માનો અંતરમાં નિરાવર્ણ રૂપે કેવો હોય એમ ધારીએ છીએ, ત્યારે જે આનંદ સ્ફુરે છે, તે ઉચ્ચ સ્થીતિયે ચડાય છે. તો ખરેખર હાલના વખતમાં તો શ્રેણી ( Elivator ) જેવું લાગે છે. માટે પંચ પરમેષ્ઠિની ગુણરત્ન માળાના ગુણો પોતાના આત્મા સાથે ધ્યાનદ્વારા લાગુ પાડતા શીખવું અને નિર્મળ આત્માનું આ સ્વરૂપ છે એમ સમજવું, અને એ વ્યવહારથી સમજાયું કે વ્યવહાર દેવગુરૂનું મહાઉપકાર પૂર્વક બહુ માન્યજ કરવું.

વલી અરિહંતાદિને જોતાં આપણો આત્મા, નિર્મળ કે શુદ્ધ હોય, ત્યારે કેવો હોય, તે જોવાના એ અરિહંતાદિ ખરેખરા આરિસા હોય તેમ લાગે છે. માટે આપણા આત્માના ગુણો જાણી, જોઈ, તે પ્રગટ થયા, તે જોવાને કોણ પ્રમાદ કરે? આવા વિશાળ કલ્યાણકારક પોતાને તરવાવા સાધનનો કોણ પ્રમાદ કરે! શું નિર્મળ સરોવર જેવું જિન શાસન, પાળ થવા છતાં પણ તરસ્યા રહેવું. શું તેવાં

પંચ પરમેષ્ઠિરૂપ પંચ મહા અમૃત વૃક્ષોનાં એકશો આઠ અમૃત ફલ પ્રાપ્ત હોવા છતાં ભૂખ્યા રહેવું?

જેમ આપણને દ્રવ્યવાનને જોઈ દ્રવ્યવાન થવાની ઇચ્છા પ્રગટે છે, અને તે દ્રવ્યવાન થવાને કેવી કેવી પ્રવૃત્તિમાં પડીએ છીએ, તો પછી આ બાર ગુણો યુકત શ્રી વીર પરમાત્માને જોઇ આપણામાં છૂપા રહેલા ગુણોરૂપી મહા દ્રવ્ય પ્રાપ્ત કરવાને આપણે નિવૃત્તિમાર્ગમાં કાં નહિ ચડીએ?

પ્રવૃત્તિના કર્મ પુદ્ગલમાં લપેટાતો લપેટાતો જીવ ભવસાગરમાં નીચે નીચે ઉતર્યો જાય છે. શુભ પ્રવૃત્તિથી જળમાં પણ ઉંચે ચડતો જણાય છે. પરંતુ નિવૃત્તિથી તો ભવ સમુદ્રની સપાટીપર ચડી જાય છે. એટલે મહાપુણ્ય રાસિથી તીર્થંકરાદિ થઈ પછી સિદ્ધ ક્ષેત્રપર લોકને અંતે બિરાજે છે.

**આલંબન** (બાહ્ય) સાધન હવે અરિહંતાદિ પંચ પરમેષ્ઠીઓ જે આપણા વ્યવહારે દેવગુરૂ છે. તેના આલંબનવડે પોતાનામાં કેમ ગુણો પ્રગટાવવા તે વિષે અત્ર કહેવાય છે. કારણ કે આપણા એ પંચ પરમેષ્ઠિના ગુણો કોઇ બીજી જગાએ છે ને ત્યાંથી પ્રાપ્ત કરવાના છે એમ નથી, આપણામાંજ–આત્મામાંજ તે ગુણો છે, આત્મારૂપી મહા મંજુષમાંજ તે ભરેલા છે. તે બહાર જોવા છે, તો હવે તે આત્મમંજુષની કુંચી શીકે ઉઘાડતાં અરિહંતાદિ આપણામાં દેખાઇ રહે.

શ્રી અરિહંત ભગવાનના મુખ્ય ચાર અતિષય છે. તો

આપણે તેના આલંબનથી આપણામાં આ ચાર અતિ-ષય પ્રગટ કરવા આ પ્રમાણે શીખવું.

એ ચાર અતિષય આ પ્રમાણે છે અને તે એ ક્રમથીજ લેવા એટલે.

(૧) અપાયાપગમાતિષય (૨) જ્ઞાનાતિષય.

(૩) વચનાતિષય. અને (૪) પૂજાતિષય.

પ્રથમ અપાયનો અપગમ કરવો, એટલે રાગ-દ્વેષ એ અપાય છે, તે દૂર કરવા; અને તે જેટલે જેટલે અંશે દૂર થતા જશે તેટલે તેટલે અંશે એ અપાયરૂપ વાદળ જઈ જ્ઞાનરૂપ સૂર્યોદય હૃદયાકાશમાં પ્રગટ થતો જણાશે. અને જેટલે જેટલે અંશે જ્ઞાન પ્રગટ થયું, તેટલે તેટલે અંશે; વચન એ જ્ઞાનનાં શુદ્ધ કિરણો બહાર આવતાં જણાશે; અને આમ ત્રણે ગુણો અંશે પણ પ્રગટ થતા જાય છે. તેમ ચોથો પૂજાતિષય જેને માટે આપણે કાંઈ કરવું પડતું નથી, પણ પોતાની મેળે તે આવતો જાય છે. માટે કર-વામાં કરવાનું એજ કે રાગ-દ્વેષરૂપ અપાયને દૂર કરવા, કે જેથી જ્ઞાન અને વચન એ બન્નેના અતિષય પ્રગટ થાય.

આત્મા સર્વ દેવરૂપ કેમ છે?

**છે શિવશંકર વિષ્ણુને, રુદ્ર બુધ જિન દેવ,**
**ઈશ્વર બ્રહ્મા સિદ્ધ તે, છે આત્મા સ્વયમેવ.૧૦૪**

શબ્દાર્થ—આત્મા પોતેજ શિવ છે, શંકર છે, વિષ્ણુ છે, રુદ્ર છે, બુધ છે, જિન દેવ છે, ઈશ્વર છે, બ્રહ્મા છે અને સિદ્ધ પણ તેજ છે.

પરમાર્થ—એક વર્તુળ છે, અને તેના પરિધ ઉપર નવ માણુસો ઉભા છે. તે વર્તુળના મધ્યમાં એક માણુસ ઉભો છે, આ પુરુષને જોઇ નવ માણુસોમાંનો એક તેને પિતા કહે છે. બીજો પુત્ર કહે છે, ત્રીજું માણુસ પતિ કહે છે, ચોથો દાદો કહે છે, પાંચમો પૌત્ર કહે છે, છઠ્ઠો કાકો કહે છે, સાતમો ભત્રિજો કહે છે, આઠમો મામો કહે છે, અને નવમો ભાણેજ કહે છે. આમ એકજ માણુસ [1]એકજ વખતે વર્તુળના પરિધપર ઉભા રહેલા માણુસોની અપેક્ષાએ પિતા આદિ નવ સ્વરૂપવાન્ છે. તેમજ એકજ આત્મા એકજ કાળે જૂદા જૂદા તેના ગુણોને માટે નવ શું પણ અનંત રૂપવાન્ દેખાય છે. એટલે જેમ તે વર્તુળના મધ્યમાં ઉભેલા પુરૂષને છોકરો પિતા કહે છે, પિતા પુત્ર કહે છે, અને પત્નિ પતિ કહે છે, પૌત્ર દાદો કહે છે, અને દાદો પૌત્ર કહે છે, ભત્રિજો કાકો કહે છે અને કાકો ભત્રિજો કહેછે. ભાણેજ મામો કહે છે, અને મામો ભાણેજ કહે છે, તેમજ આત્મા પણ એકજ સમયે ભિન્ન ભિન્ન અપેક્ષાએ શિવ[2] છે એટલે સર્વ કર્મજનિત ઉપદ્રવોને દૂર કરી પરમ સુખરૂપ થાય છે.

શંકર[3] પણ આત્માજ છે. કારણ કે જીવ માત્રને સુખ-(કલ્યાણ) ના કર્ત્તા છે.

---

૧ युगपत्—એકજ સમયે. ૨ શિવ—સુખરૂપ. ૩ શંકર—સુખના કર્ત્તા त्वं शंकरोसि भुवनत्रय शंकरत्वात् ત્રણ ભુવનને સુખ કરનાર હોવાથી શંકર છે.

વિષ્ણુ પણ એજ આત્મા છે કારણ કે તે જ્ઞાનરૂપે ત્રણે લોક વ્યાપી છે. લોકાલોક પ્રકાશક છે જેમ એક સૂર્ય એક સ્થળે હોઇ જ્યાં જ્યાં તેનો પ્રકાશ છે ત્યાં ત્યાં પોતે છે, એમ કહેવાય. તેમજ એ આત્મા નિજ સ્થાનમાં રહી જ્યાં જ્યાં તેનું જ્ઞાન છે ત્યાં ત્યાં પોતે છે. તેમ કહેવાય છે, હવે કેવળ—જ્ઞાન રૂપજ આત્મા હોવાથી અને તે જ્ઞાન લોકાલોક સર્વત્ર વ્યાપી હોવાથી આત્મા સર્વત્ર છે. માટે વિષ્ણુ ભગવાન્ પણ—આત્માજ છે.

પ્રિય વાચનાર મિત્ર, તું પણ હું શરીર છું એ ભ્રાંતિ છોડી દે અને હું તો મારૂં જ્ઞાન છું ને રૂપ છું તેજ છું તો તરતજ બુદ્ધિગમ્ય આ વાત થઇ કે જે જ્ઞાન એટલે હું તો શરીરમાં તેમજ શરીર બહાર પણ મારૂં જ્ઞાન જ્યાં છે ત્યાં હું છું. અને જ્ઞાન છે તેજ હું છું હવે જ્ઞાન તો ઘણા વિસ્તાર સુધી હોય છે. તો હું પણ જ્ઞાન એજ હોવાથી વિસ્તારવાળો છું એમ જ્ઞાન એ હું પણ શરીર જેને હું જોઉં છું જાણું છું તેટલો હું છું એવો નિશ્ચય કરી ભ્રાંતિ દૂર કર એટલે આત્મભાવ થશે. અને આત્મા એ જ્ઞાનજ હોવાથી. કેવળ જ્ઞાનરૂપજ તે થઈ રહેશે, માટે જ્ઞાનરૂપે સર્વત્ર વ્યાપક હોવાથી આત્માજ વિષ્ણુ છે, રુદ્ર પણ આત્માજ છે. જેમ શૂરવીર પુરૂષ પોતાના શૌર્ય બળથી શત્રુનો પરાભવ કરે છે, તેમ આત્મા પોતે વીર્યરૂપ હોવાથી સકલ કર્મરૂપ શત્રુઓનો નાશ કરનારો છે. જેમ સૂર્ય પોતાના કિરણોરૂપી હથિઆરોથી અંધકારનો પૂર્ણ

પરાજય કરે છે. તેમ આત્મા **ક્ષમા, નમ્રતા, સરળતા,** **સંતોષ—મૈત્રી,** કરૂણા—મુદિતા માધ્યસ્થતા આદિ પોતાની અનેક શૌર્ય કલાથી ક્રોધાદિ એવાં અનેક કર્મોનો અત્યંત પરાજય કરેછે. માટે જે મહા ભયંકર એવા સિંહથી સર્વે પશુઓ ભાગે. તેમ મહા પરાક્રમવાન્ આત્માથી કર્મરૂપ પશુઓ પલાયન કરેછે. એટલા માટે આત્માજ રૂદ્ર છે.

બુદ્ધ—પણ આત્માજ છે. કારણ કે સર્વે વિદ્યાના જાણનારને બુદ્ધ કહે છે. તો સર્વે વિદ્યા પણ આત્માથી જણાય છે. તેમજ તે આત્મામાંથીજ પ્રગટે છે. માટે આત્માજ બુદ્ધ છે. વલી કેવળજ્ઞાનરૂપ બોધ પણ આત્માજ છે અને આત્મા તેને બોધ આપે છે. માટે આત્માજ બુદ્ધ[1] છે.

જિનદેવ—પણ આત્મા છે. કારણ કે સકલ કર્મને જીતનાર તે આત્માજ છે. ( ભક્તામરસ્તોત્ર. )

આત્મા કર્મનો કર્તા,-કર્મનો ભોકતા છે તેમજ આત્મા પોતજે કર્મનો હર્ત્તા છે માટે કર્મનો હર્ત્તા એટલે **જીતનાર** તે **જિન.** જે કોઈ કર્મને જીતે તે **જિન** અને સકલ કર્મને જીતે તો **જિનદેવ,** અને સકલ કર્મ જીતનાર પણ આત્મા હોવાથી આત્માજ **જિનદેવ છે.**[2]

---

१ बुधस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात् त्वं शंकरोषि भुवनत्रय शंकरत्वात् જેમના **બોધને** દેવતાએ પણ અર્ચિત કર્યો છે.

(૨) જેમ કેટલાક બાંધવો ઈશ્વરને જગતનો કર્તા માને છે. **તેમ** જૈન બાંધવો, **જીવ** કર્મનો **કર્તા** અને કર્મ જગતનો કર્તા માને **છે,**

ઈશ્વર—પણ આત્માજ છે. કારણ કે અઢાર દુષણે ક-

પરંતુ પોતે કર્મરૂપ દોરડાં વણી, આ જગત કે સંસારરૂપ કેદમાં પડે તે ઈશ્વર કેમ કહેવાય ? એ તો મોટો કેદી કહેવાય. પરંતુ પર વસ્તુને ગ્રહણ કરવાથી સંસારરૂપ કેદખાનામાં પડી, જેમ કેદીયો કેદ-ખાનામાં પડી. શાલ, ધોતીઆં આદિ વણેછે, તેમ જીવ ( બીજા બાંધવોનો ઈશ્વર) આ જગતરૂપી કેદખાનામાં નાના પ્રકારની સૃષ્ટિઓ બનાવે છે. માટે એ કેદી જીવ કે જગતને રચનાર ઈશ્વર તે ઈશ્વર નથી પણ એ કેદખાનામાં રહ્યા છતાં પોતાના ખરા સ્વરૂપને ઓળખી, સદ્વર્તન ચલાવી. તેમાંથી નિકળવાને કર્મરૂપ બંધનો તોડી છૂટે તેજ જીવ **ઈશ્વર** કહેવાય એ ઠીક છે.

**અન્ય** બાંધવો કહે છે કે વિષ્ણુ જગતનો **રક્ષિતા** છે, **ભોક્તા** છે જૈન ભાઇઓ કહે છે કે. **જીવ** કર્મનો ભોકતા છે. કર્મરૂપ વિષ જેવા **વિષયોનો** ભોકતા વિષ્ણુ હોઇ શકે નહિ. પરંતુ જ્ઞાનામૃતનો આ-સ્વાદ લઈ જ્ઞાનરૂપે સર્વત્ર વસેછે. તે વિષ્ણુ છે. આ સંસારરૂપ કેદમાં વિષયોનો ભોકતા જીવ કે વિષ્ણુ નહિ, પરંતુ એ કેદખાનામાંથી છૂટેલો જ્ઞાનરૂપે સર્વત્ર રહેલો લોકાલોકને પ્રકાશ કરનારો તે જીવજ વિષ્ણુરૂપ છે.

અન્ય બાંધવો કહે છે કે. રૂદ્ર. શિવ એ જગતનો સંહાર કરનાર છે જૈન કહે છે. કે જીવ કર્મનો સંહાર કરનાર છે. હવે તે બાંધવોને વિનંતિ એકે જગતના સંહારથી શિવરૂપ નથી થવાતું. પણ જગત્ જે કર્મે રચ્યું તે કર્મ-નો સંહાર કરવાથી **જીવ શિવરૂપ** થાય છે. ઝાડનો નાશ કરવાથી તેનો નાશ નથી થતો **પરંતુ** ઝાડનાં મૂળ, થડ, ડાળાં, ડાળીમાં પાંદડાં ફૂલો અને ફળો એ **સર્વમાં** રહેલા **રસના** નાશથી ઝાડનો નાશ થાયછે- તેમજ આ કર્મજનિત જગત્માં મનુષ્યાદિરૂપ વૃક્ષના નાશથી જગતનો નાશ થતો નથી,પરંતુ તેમાં રહેલી અશક્તિરૂપ રસના-Sap ના નાશથી જગતનો નાશ થાય છે. માટે જગતનો નાશ કરનાર જીવ શિવરૂપ નથી, પરંતુ

રીને રહિત પણ **આત્માજ** હોઈ શકે છે, અને એ દુષણે કરીને રહિત આત્મા ઈશ્વર છે.

**બ્રહ્મા**—પણ આત્માજ છે. કારણ કે મોક્ષમાર્ગનો બાંધનાર આત્માજ છે. દ્વાદશાંગીરૂપ રચના આત્માની કરેલી છે તો બ્રહ્મા પણ આત્માજ છે.

અને **શિદ્ધ**—પણ આત્માજ છે. કારણ કે આત્માજ કૃતકૃત્ય છે. એટલે **આત્માજ** અનંત સુખાદિ પ્રાપ્ત કરે છે.[૧]

---

જગત્ રૂપ વૃક્ષ જે રસથી ટટાર ઉભું છે જે રસના નાશથી જીવની આશક્તિનો નાશ કરે છે, તે શીવ છે અને તે જગત્ નાશથી લોકરૂપ વૃક્ષને અંતે જીવ શિવરૂપે રહે છે. અને એ કર્મ શત્રુનો નાશ કરનારજ **જીવ જિન**દેવ છે. ને તે **શિવરૂપ** છે.

કર્મના ઉપર રાજ્ય ચલાવનાર તે **ઈશ્વર** પણ કર્મને રાજ્ય ચલાવા દે તે ઈશ્વર કેમ કહેવાય ! કારણકે **ઈશ્વર** એટલે શ્રેષ્ઠ રાજ્યકર્ત્તા.

૧ જેમ ખાંડની ચાસણીને જૂદા જૂદા બિબામાં નાખવાથી. તેના જૂદાં જૂદાં રમકડાં બને-તેમ જૂદા જૂદા ઉપયોગબળે-તેજ આત્મા અવ્યાબાધ સુખ કે અનંત આનંદરૂપ **શિવ** હોય, **શંકર** હોય, **વિષ્ણુ** હોય, રૂદ્ર હોય, બુદ્ધ હોય, જિનદેવ હોય, ઈશ્વર હોય, અને **બ્રહ્મ**પણ હોય. માટે ખાંડના રસના રમકડાંના દ્દષ્ટાંતમાં એક રમકડું ભાગ્યા પછી તેનો રસ કરી જોવાથીજ બીજું રમકડું બનાવાય છે. તેમ આત્માનો એક ઉપયોગ એક સમયે છે. તે બીજે સમયે બદલી નાંખવાથી જ્ઞાનથી ઉપયોગ થવાથી પછી બીજે સમયે દર્શન ઉપયોગ કરે છે. અને ત્રીજે સમયે **જ્ઞાનદર્શનમાં રમણતારૂપ ચારિત્ર** ઉપયોગ **આપેછે.** એમ **લાલન**ને ભાસતું નથી. કારણ કે એમ હોય તો જ્ઞાન ઉપયોગ સમયે **દર્શન** ઉપયોગ ન હોય અને એ ન હોય તો અજ્ઞાન થયું. માટે સર્વ સમયમાં સર્વજ્ઞપણું સર્વ **ઉપયોગ યુગપત્** એક સમયમાંજ છે.

તો ભિન્ન ઉપયોગ વડે આત્મા **જ્ઞાનમય, દર્શનમય,** ચારિત્રમય, **વીર્યમય, આનંદમય,** અક્ષયસ્થિતિમય, **અરૂ-** પીરૂપ, કે **અનામી** નામમય, અને અગુરૂ લઘુરૂપ કહેવામાં આવે છે.

**લાલનના** ગુરૂરત્ન આનંદઘન, તો **લાલનમાં** રહેલ આ-નંદનંદનને કહે છે કે "**રામ**" કહો, **રેહેમાન** કહો, કહાન કહો **મહાદેવ** કહો, **પારસનાથ** કહો બ્રહ્મા કહો પરંતુ તે બધું સ્વયમેવ **આત્મા** છે. કારણ કે "એકજ ( માટી ) ઘડો, કુંડું, ગોળી, વગેરે કહેવાય છે." આત્માજ જિનપદમાં રમે છે. માટે **રામ** પણ **આત્મા** છે, આત્માજ સકલ જી-વપર રહેમ, કૃપા, દયા, કરે છે. માટે રહેમાન, પણ આ-ત્માજ છે. કર્મની ખેતી પણ આત્મા કરી કર્મને ખપાવે છે. માટે કૃષ્ણ પણ આત્માજ છે. સ્વરૂપનો સ્પર્શ પણ આત્માજ કરે છે. સ્વસ્વંવેદન પણ આત્માનેજ ઘટે છે. માટે આત્માજ **પારસનાથ** છે. પોતાનું જ્ઞાનમય સ્વરૂપ પણ આત્માજ અનુભવે છે, માટે બ્રહ્મ પણ આત્માજ છે. આનં-દના સમુહરૂપ પણ આત્માજ છે, માટે આત્માજ આનંદઘન છે, અને આનંદ સરોવરમાં કંઇક અનુભવ ચંચુવડે આ-સ્વાદ લેતો આનંદનંદન પણ આત્માજ છે. માટે ગુરુરત્ન કહે છે કે,—

**" રામ કહો રહેમાન કહો, કોઉ કાન કહો મહાદેવરી**
**પારસનાથ કહો કોઉ બ્રહ્મ, સકલ બ્રહ્મ [1]સ્વયમેવરી ૧**

---

૧ બંધુરત્ને માણેકલાલભાઈ મૂળ દૂહામાં પણ **સ્વયમેય** શબ્દનો ઉ-

ભાજન ભેદ કહાવત નાના, એક મૃતિકારૂપરી
તૈસે ખંડ કલ્પના રોપિત, આપ અખંડ સરૂપીતરામરી ૨
નિજપદ રમે રામ સો કરીએ, રહિમ કહે રહિમાનરી
કરશો કર્મ કાન સો કરીએ, મહાદેવ નિર્વાણરી
પરસે રૂપ પારસસો કરિએ, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મરી ૩
ઇહ વિધ સાધો આપ આનંદઘન ચેતન પયનિઃકર્મરી ૪

સમાધિ શતકકાર વીર પુત્રરત્ન કહે છે કે.

**शिवाय धात्रे सुगताय विष्णवे**
**जिनाय तस्मै सकलात्मनेनमः**

ભકતામર સ્તોત્રરત્ન લેખક વીરપુત્રરત્ન કહે છે કે.

**बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्**
**त्वं शंकरोऽसि भुवनत्रयशंकरत्वात्**
**धाताऽसि धीरशिवमार्गविधेर्विधानात्**
**व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि.**

આત્મા કયાં છે.

**अरूप आवो आतमा, तनमां करे निवास.**
**तेज शुद्ध परमातमा, बीजो भेद न खास.१०५**

શબ્દાર્થ—પ્રાણીના શરીરમાં અરૂપી એવો આત્મા નિવાસ કરી રહ્યો છે, તેનુંજ શુદ્ધ સ્વરૂપ પરમાત્મા છે. બીજી. એમાં વિશેષ વાત નથી.

---

પયોગ ગ્રંથકાર યોગિંદ્રરાજનો અનુભવ વાપરે છે, અને ગુરૂરત્ન આનંદઘન પણ **સ્વયમેવ** શબ્દનો ઉપયોગ કરે છે. માટે **લાલન**નું લક્ષ ત્યાં આકર્ષાય છે. ને. આપનું લક્ષ ત્યાંજ આકર્ષવા પ્રયત કરે છે.

પરમાર્થ—જે આત્મા તે ઉપરના દુહામાં શિવ, શંકર-રૂપ કહ્યો તેવોજ આત્મા, અરૂપી આત્મા આપણા શરીર-રૂપ મંદિરમાં બિરાજે છે, અને આત્માનું શુદ્ધસ્વરૂપ તેજ પરમાત્મા હોવાથી આપણામાં એટલે શુદ્ધ આત્મામાં

---

એમ એકજ પુરૂષ જૂદી જૂદી અપેક્ષાએ એકજ પિતા-પુત્ર-પતિ દાદો. પૌત્ર વગેરે રૂપ હોઇ શકે. તેમજ એજ આત્મા એકજ સમયે. જ્ઞાન દર્શન, ચારિત્ર વીર્ય રૂપ હોઇ શકે.

વળી કોઇ એમ કહે કે ઉપયોગતો બધા આત્મામાં છે. પરંતુ જ્ઞાનોપયોગમાં દર્શનોપ્રયોગ ગૌણ છે, ને જ્ઞાનોપયોગ વેળા દર્શનોપયોગ ગૌણ છે, ને જ્ઞાનો પયોગ મૂખ્ય છે. આમ ગૌણ મુખ્ય કરે છે, તો તે પણ સુન્દર કલ્પના નથી, કારણ ગૌણ ઉપયોગ જેનો હોય તેનો આનંદ તે સમયે ન હોય, માટે તે સમય જ્ઞાનાનંદ હોય પરંતુ દર્શનાનંદમય ન હોવાથી ન્યૂનતા આવે. માટે જેમ એકજ પુરૂષ, પિત્રાનંદ પુત્રાનંદ સ્વામ્યાનંદ વગેરે ભોગવે છે, તેમજ આત્મા એકજ સમયે સર્વ ઉપયોગમય છે, એમ લાગે છે. જેમ નિર્મળ સ્ફટિકના ગોળામાં જે જે બાહ્ય આભ્યંતર થતું હોય તે સર્વ સાથેજ યુગવત ભાસનરૂપ થઇ પડે. તેમ આત્મામાં ( સિદ્ધાત્મામાં ) સર્વ ઉ-પયોગ એક સાથેજ હોય, ( લાલન. ) સ્ફટીક મણિમાં, અગ્નીનું અને બરફનું પ્રતિબિંબ ચકસાથે પડે છે પણ તેથી કાંઈ ઉષ્ણ કે શીતતાને બાધ થતો નથી, તેમ સ્ફટીકને પણ બાધ થતો નથી તેમ, આત્મામાં જ્ઞાનોપયોગ દર્શનોપયોગ સાથે રહેવાથી અને યુંગાત બન્નેનો ઉપ-યોગ રહેવાથી કાંઈ વ્યવધાન પડતુંનથી. યુયગમમાં પરસ્પર ભીન્ન. સ્વ-ભાવવાળી વસ્તુનું યુગપત ભાસન થાય છે, તો આત્માંમાં અભીન્ન માત્ર સામાન્ય વિશેષ સ્વભાવ, યુગપત હોવો સંભવે છે.

અને પરમાત્મારૂપ. શિવ, શંકર, વિષ્ણુ, રૂદ્ર, બુદ્ધ, જિન ઈશ્વર, બ્રહ્મા વગેરેમાં કંઈ ભેદ નથી. માત્ર આપણું શુદ્ધ સ્વરૂપ વારંવાર ઓળખી તે જ્ઞાનકુંડમાં પાશવરૂપ—( પશુથી તે થાય તેવી ) વિષયવાસનાનો વાણીરૂપ ઘૃત-ધારાનો અને મનોવૃતિરૂપ બીજા હવ્ય પદાર્થનો હોમ કરી દેવો. એટલે મન, વચન, કાયાનો, હોમ થતાં શરીરમાં રહેલો આત્માજ પ્રગટ થઇ રહેશે.

કોણ શિદ્ધ થાયછે ને થશે ?

**सिद्धाने वळी सिद्धशे, सिद्ध थता भगवान**
**अंतर आत्मा ते सौ, सम्यक् श्रद्धावान. १०६**

**શબ્દાર્થ**—જે આત્મા સિદ્ધ ભગવાન થયા, જે પછી થવાના છે, અને જે હાલ થાય છે, તે સર્વ અંતરાત્મ હોઈ સમ્યક્ શ્રદ્ધાવાન હોય છે.

**પરમાર્થ**—પોતે આત્મા હોવા છતાં દેહની સાથે જેને પૂર્ણ એકતા છે, એતો સિદ્ધ શાનાજ થાય! પરંતુ દેહ રૂપી ઘરમાં ચેતનમય આત્મા હું એવો કાંતો પોતાને અનુભવ દર્શન થયું હોય અને કાંતો જેને જેને પૂર્ણાનુભવ છે. એવા તીર્થંકર અથવા અનુભવી આચાર્ય કે સદ્‌ગુરૂના કહ્યાથી પોતાને દેહ જોવાનું છોડી આત્માનીજ સાથે એકતા માનવારૂપ પૂરેપૂરી શ્રદ્ધા થઇ, તો ઉભય અનુભવરૂપ અંતરાત્મા થાય છે, ને આત્મા એ હું એવા સમ્યક્ શ્રદ્ધાવડે જે સિદ્ધ થયા છે, થશે અને થાય છે, તેવા સિદ્ધ ભગવાન થશે.

સિદ્ધભગવાન એ અરૂપી પરમાત્મા છે, અને પરમાત્માનો યથાર્થ અનુભવ કરવાને બે માર્ગ છે, અને તે બે આ પ્રમાણે.

પરમાત્માનો અનુભવ કરવાને પ્રથમ આત્મ અનુભવ કરવો જોઈએ, અને તે હું કોણ? તેનો વિચાર કરવાથી થાય. જે દૃશ્ય છે, એવો દેખાય છે તે હું નહિ, જે આ શરીરનું મન વચન, વગેરે જણાય છે, એ હું નહિં, હું તો એ સૌનો જાણનાર એમ થયું કે જે હું રહે છે, તે હું પણ કેવળ નિર્મળ નથી, પરંતુ કર્મથી અવરાયેલો આત્મા હું છું તેથી વિશેષ એ આત્મા તેજ હું, એમ ત્યાં વિશેષ વાર થવાથી વધારે વધારે તેનોજ પ્રકાશ. પર વસ્તુ પણ દૃશ્ય થશે અને જેટલું જેટલું પર થતું જાય, તેમાંથી હુંપણું દૂર કરવું. અને જેમ જેમ હુંપણું દૂર થશે, તેમ તેમ નિર્મળતા વધશે અને એમ કરતાં મન થાકી જશે, એટલે કે વૃતિઓ શાંત થઈ જશે. ત્યાં એજ શાંત મન સરોવરમાં પ્રતિબિંબ પોતાનું પડશે. તે પોતે છે એમ જાણવું. એટલે આત્મા થોડાજ વખત પછી અંતરાત્મા રૂપ થશે. ને ત્યાંથી માત્ર સિદ્ધ થવાને આઠ પગથીઆ રૂપ ગુણ સ્થાનક છે, અથવા તો એલીવેટર કે લિફ્ટ (Elivator અથવા lift)ના જેવી ઉપસમ કે ક્ષપક શ્રેણીઓ છે. માટે કાંતો પરભાવમાં હું ને માંરાપણું છોડી ભેદ જ્ઞાન પ્રાપ્ત કરી અંતરાત્મા થઈ સિદ્ધ અવસ્થા પ્રાપ્ત કરવી, નહિં તો જેમ નિશાળમાં પ્રથમ આંક ભણિએ છીએ જે પછી મોટા થતાં એ આંકવડે હિસાબ ગણતા શીખીએ છીએ, ને ત્યાર બાદ વ્યવ-

હારે ચડતાં જયાં કામ હોય ત્યાં હિસાબ ગણી કામ લઇએ છીએ. તેમ પ્રથમ આ સંસાર શું છે, ગુરૂદ્વારા હું કોણ છું. તે જાણવું, અને સદ્ગુરૂ, સદ્દેવ અને સદ્ ધર્મમાં શ્રદ્ધા રાખી તે જે જે શિખવે તે નિશાળીઆની માફક ગોખી બરોબર તૈયાર કરવું. પછી જેમ મોટા થતાં આંકના અર્થ સમજી હિસાબ ગણીએ છીએ તેમ સદ્દેવ, સદ્ગુરૂ, અને સદ્ધર્મ એ ત્રણના બરોબર અર્થ સમજી તેમનું કહેલુંજ સત્ય સમજી તે પ્રમાણે વર્તન કરવું. આમ કરતાં, કરતાં શુભ વ્યવહારને લીધે, મલીનતા ઓછી થઈ આત્મા તરફ દૃષ્ટિ થશે, અને એ દૃષ્ટિ થઇ કે પછી અનુભવ પણ થશે, અને અનુભવથી સિદ્ધ અવસ્થા પ્રાપ્ત થવાનીજ. કારણકે અનુભવ, જ્ઞાનવડેજ સિદ્ધ થયા છે અને અનુભવવડેજ સિદ્ધ થવાના.

આ ગ્રંથ કોણે રચ્યો?

**मुनि योगिंद्रे आ रच्यो, निज संबोधन काज;**
**प्राकृत दोहा रूपमां, ग्रंथ सकल सुख काज. १०७**

શબ્દાર્થ—યોગિંદ્ર મુનિરાજે આ સ્વાનુભવદર્પણ ગ્રંથ પોતાને સંબોધનને અર્થે પ્રાકૃત દોહાબંધ ગ્રંથ રચ્યો છે, અને તે ગ્રંથ બીજા પણ જે પોતાને સંબોધન કરી વાંચશે ભણશે તેને સકલ સુખ એટલે મોક્ષાનંદ પ્રાપ્ત થશે.

પ્રાકૃતમાંથી હિંદી ભાષામાં કોણે રચ્યો.?

**ते आशय मनमां धरी, महाशय नथुराम;**
**हिंदीमां रचना रची, सकल सुखनुं धाम.**

શબ્દાર્થ—શ્રી યોગિંદ્ર દેવના પ્રાકૃત ભાષામાં લખેલા આ ગ્રંથના આશયને હૃદયમાં ધારીને (વિશેષ જન સમાજને તેનું જ્ઞાન થવા) પંડિત નથુરામે હિંદી ભાષામાં દુહારૂપે રચના કરી. અને એ ગ્રંથ સકલ સુખનું ધામ છે એમ તેમણે પણ જાહેર કર્યું.

વળી હિંદી ભાષામાંથી ગુર્જર ભાષામાં કોણે રચ્યો ?

**महाशय आशय अनुसरी, लघुमति माणेकलाल.**
**गुर्जर भाषामां रचे, ग्रंथ तजी सौ ख्याल. १०८**

શબ્દાર્થ—મહાશય નથુરામ પંડિતજીના આશયને અનુસારે પોતાના ક્ષયોપસમપ્રમાણે અલ્પ બુદ્ધિવાળા માણેકલાલે આ ગ્રંથ ગૂર્જરા ભાષામાં રચ્યો. અને રચતાં એવા સૌ બીજા ખ્યાલ તજ્યા કે જેથી આ ગ્રંથ પૂર્ણ થયો.

ગ્રંથ સમાપ્તિ.

**अनुभवरसना कुंडमां बोळी कलम लख्युं आज**
**विवर्ण आ सुभ ग्रंथनुं लालन थई उजमाळ.**

# શુદ્ધિપત્ર.



| પાનું | | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ,, | ૪ | લા. ૨ | અને | માટે |
| ,, | ૨૩ | ,, ૨૧ | | રત્નત્રયી |
| ,, | ,, | ,, ૨૧ | મૂકતાં | એ શબ્દ ન જોઇએ. |
| લા. | ૨૧ | | થાય છે | મૂકાય છે |
| પાનું | ૫૧ | | | |
| લા. | ૯ | | વિસ્પૃહતા | નિસ્પૃહતા |
| ,, | ,, | ,, ૨૪ | જ્ઞાનતંતુરૂપ | જ્ઞાનરૂપ |
| ,, | ૬૬ | ,, ૧૭ | જાણે તો | તો જાણે |
| ,, | ૬૭ | ,, ૧૮ | કે | કે એ |
| ,, | ૬૮ | ,, ૧ | જાણે | વેક |
| ,, | ,, | ,, ૨૨ | થાય | થાએ |
| ,, | ૬૯ | ,, ૭ | પરંતુ | જાણે |
| ,, | ,, | ,, ૨૨ | મારૂં | તેનું |
| ,, | ૭૧ | ,, ૧૧ | સ્ત્રીને અખંડ | સ્ત્રીથી |
| ,, | ,, | ,, ,, | સમજાવીને | ઘણાક |
| ,, | ,, | ,, ૧૪ | તેઓ | એમ તેઓ |
| ,, | ૭૨ | ,, ૧૦ | પરિગ્રહ | કે પરિગ્રહત્યાગ |
| ,, | ૭૭ | ,, ૩ | જે | ને |
| ,, | ,, | ,, ૧૯ | કાચા રેણુથી | કાચા બાંકાને રેણુથી |
| ,, | ૮૨ | ,, ૧૦ | છું | છે |

| | | | | |
|---|---|---|---|---|
| પાનું | ૮૨ | લા. ૧૩ | રહી છે | રહે છે |
| ,, | ૮૩ | ,, ૧૧ | વિષયોને | વિષયો |
| ,, | ,, | ,, ૧૯ | મારૂં કોણ | મારૂં કહેવું |
| ,, | ૮૬ | ,, ૨૦ | જીવતાંને | આત્માને |
| ,, | ,, | ,, ૮ | એવો | એઓ |
| ,, | ,, | ,, ૧૦ | ને | એટલે |
| ,, | ૧૦૪ | ,, ૧૯ | शोर | मोर |
| ,, | ,, | ,, ૨૦ | लगे शोर हे ढोर | लागे सो रहे टोर |
| ,, | ,, | ,, ૧૯ | વિરોધ | નિરોધ |
| ,, | ,, | ,, ૨૦ | કરે છે | થાય છે |
| ,, | ,, | ,, ૧૬ | ઇચ્છે | થાય છે |
| ,, | ,, | ,, ,, | લોચન | લોચ |
| ,, | ,, | ,, ૧૨ | ઝાડ, | ઝાડ, જેમ |
| ,, | લા. | ,, ૧૩ | બરોબર | ન જોઇએ |
| ,, | ૧૧૧ | ,, ૧૨ | ચૌદરાજ | ચૌદ |
| પાનું | ૧૧૨ | લા. ૨૧ | જાુસીસ | જીસસ |
| ,, | ૧૧૭ | ,, ૫ | (Princidl) | (Principle) |
| ,, | ,, | ફુટનોટ લા. ૩ | પાપો | પાપી |
| ,, | ,, | ,, ૨૦ | જ્ઞાનને | જ્ઞાન તે |
| ,, | ,, | ,, ૨૧ | જાણે | અને |
| ,, | ૧૨૩ | ,, ૧૯ | છોડ | ખોળ |
| ,, | ,, | ,, ૮ | સુંદર | સુંદરરૂપ |
| ,, | ૧૨૫ | ફુટનોટ લા. ૫ | | |
| ,, | ,, | ,, ,, | તેમ | પરંતુ |
| ,, | ,, | લા. ૨૦ | જ્યારે | ન જોઇએ |

| | | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| પાનું | ૧૪૭ | લા. ૬ | એવાથી | એવા શ્રી |
| ,, | ૧૫૦ | ,, ૧૦ | કહેલી | કરેલી |
| ,, | ,, | ,, ૨૨ | ઇન્કેન્ડેસ્ટાઇલિ | ઈન્કેન્ડેસ્ટાઇન |
| ,, | ૧૫૫ | ,, ૪ | એરને | ચોરીને |
| પાનું | ૧૬૦ | લા. ૯ | આવ્યાબાદ | અવ્યાબાધ |
| ,, | ,, | ,, ૨૨ | એ | અને |
| ,, | ૧૭૩ અને | ,, ૬ ૨૩ | તુમડું | તુંબડું |
| ,, | ૧૮૩ | ,, ૧૩ | મહંત છે | મહંત કહે છે |
| ,, | ,, | ,, ૨૦ | અને એ ચાલ્યું તો જવાનું | આ શબ્દો જો- જઇએજ નહિ. |
| ,, | ૧૯૯ ફુટનોટ લા. ૭ | | જીવની | વસ્તુની |
| ,, | ૩૦૮ | લા. ૧૪ | ક્રોધને | માનને |
| પાનું | ૨૧૦ ફુટનોટ લા. ૨ | | એમ્યુલશન | એમ્બ્યુલન્સ |
| ,, | ૨૧૧ ફુટનોટ લા. ૨ | | શરતો | શકાતો |
| પાનું | ૨૧૨ | | પૂર્ણું | સ્ફૂર્ણું |
| ,, | ૨૧૮ | લા. ૧૨ | Yalue | Value |
| ,, | ૨૨૫ અને | ,, ૫ ૯ | ફૂળ | ફુળ |
| ,, | ,, | ફુટનોટ | છે | છું |
| ,, | ૨૩૦ | ,, ૧૬ | મોક્ષને જોવાય | મોક્ષે જવાય |
| ,, | ૨૩૧ | ,, ૧૦ | જે | જો |
| ,, | ,, | ,, ૨૧ | સર્વત્ર | સર્વ |
| ,, | ૨૩૪ | ફુટનોટ | Subdte | Subtle |
| ,, | ,, | ,, ૩ | Cansal | Casual |

| | | | | |
|---|---|---|---|---|
| પાનું | ૨૩૮ | લા. ૧૦ | અંગથી | અગ્રથી |
| ,, | ,, | ,, ,, | (    ) | ( Lift ) |
| ,, | ,, | ,, ૨૨ | પોતાને પુદ્ગલ | પુદ્ગલને પોતે |
| ,, | ૨૪૧ | ,, ૫ | માણસ | માણસે |
| ,, | ૨૫૫ | લા. | લોકના પુત્ર | લોકના નાથના પુત્ર |
| ,, | ૨૬૮ | લા. ૪ | મળી | ચળ |
| ,, | | | ૧૬૯ થી ૧૭૧ | ૨૬૯ થી ૨૭૧ |
| ,, | ૨૭૧ | લા. ૨ | पुरुषकार | पुरुषाकार |
| ,, | ,, | ,, ૪ | પુરૂષકારનું | પુરૂષાકારનું |
| પાનું | ૨૭૧ | લા. ૭ | पुरुषकार | पुरुषाकार |
| ,, | ,, | લા. ૨ | આત્માને | આત્મા અને |
| ,, | ૨૭૫ | ,, ૨૩ | ( Soul ) | ( Goal ) |
| ,, | ૨૮૩ | ફુટનોટ લા.૪ | પદાર્થના | પદાર્થમાં |
| પાનું | ૨૮૫ | લા. ૧૦ | ક્રિઆઓ | ક્રિયાઓ |
| ,, | ,, | ,, ૬ | જ્ઞાન સ્થાન | સ્નાન |
| ,, | ૨૮૮ | ,, ૨૧ | આ ભોગે | ઉપભોગે |
| ,, | ,, | ,, ૧૫ | કહેવાય છે | રહેવાય છે |
| ,, | ,, | ,, ૧૮ | કોઇએ | એઓ |
| ,, | ,, | ,, ૧૭ | કોષ્ઠ | કોઈ |
| પાનું | ૨૯૬ | લા. ૫ | તેવું | તેનું |
| ,, | ૨૯૯ | ફુટનોટ લા.૨ | કરે છે | થાય છે |
| ,, | ,, | ,, ૪ | કરશો | કર્શે |
| ,, | ,, | ,, ૫ | કરીએ | કહીએ |
| ,, | ,, | ,, ૬ | પય | હય |
| ,, | ,, | ,, ૧૫ | धीशिव | धीरशिव |
| ,, | ,, | ,, ૧૪ | યુગવત્ | યુગપત |
| ,, | ,, | ,, ૧૯ | પુયગમમાં | ઉપયોગમાં |

## લાલનકૃત પુસ્તકો.



| | | |
|---|---|---|
| સદ્‌વક્તા. | | ૧-૦-૦ |
| શ્રમણોપાસક નારદ | (બીજી આવૃત્તિ) | તૈયાર થાય છે. |
| દ્વેષજયનો ઉપાય. | | નથી. |
| આંતરવૈદ્ય. | | ૦-૧-૦ |
| શુદ્ધોપયોગ. | (દોષવાનપર કરૂણા). | નથી. |
| આનંદપ્રસાદી. | | ૦-૧-૦ |
| ,, | (સાધુઓ માટે વાચન-મનન). | (અમૂલ્ય) |
| સવીર્યધ્યાન. | (કાચી). | ૦-૧૦-૦ |
| ,, | (પાકી). | ૦-૧૨-૦ |
| સ્વાનુભવદર્પણ. | | ૧-૧-૦ |
| ज्योतिर्दर्शनम्. | (અમૂલ્ય.) | (પોસ્ટેજ અરધો આનો). |
| પરમજ્યોતિઃપંચવિંશતિ | (પ્રથમા) | તૈયાર થાય છે. |
| ,, | (દ્વિતીયા) | ,, |
| જૈનમાર્ગ પ્રારંભપોથી | ભા. ૧ લો. | ૦-૧-૦ |
| ,, | ભા. ૨ જો. | ૦-૧-૬ |
| જૈનમાર્ગપ્રવેશિકા | નં. ૧ લો. | ૦-૨-૦ |
| ,, | નં. ૨ જો. | તૈયાર થાય છે. |
| ,, | નં. ૩ જો. | ,, |
| Emerson Viewed | | 0-2-0 |
| Jainism V. R. Gandhi | | 0-4-0 |

**પત્રવ્યવહાર. ફ. ક. લાલન. નં. ૧૪૨ ગુલાલવાડી, મુંબઈ.**

**પુસ્તકો મળવાનાં સ્થાન. જૈન માંગરોળ સભા પાયધોની; તથા પ્રસિદ્ધ પુસ્તકો વેંચનારા, અને એન. એમ. ત્રીપાઠી. એન્ડ કં. મુંબઈ.**

